શ્રીમંત સરકાર મહારાજા સાહેબ સયાજીરાવ
ગાયકવાડ સેનાખાસખેલ સમશેર
બહાદુર એમના ઉદાર
આશ્રયથી.

---

# प्राचीनकाव्यमाळा

## ग्रंथ ३०

## प्रेमानंदकृत

# पांचालीप्रसन्नाख्यान.

---

સંશોધન કરી ટીકા સહિત પ્રસિદ્ધ કરનાર
હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા
અને
નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રી.

---

વડોદરા.
સંવત ૧૯૪૭-૪૮. સન ૧૮૯૧-૯
કીમત રૂ. ૧-૦-૦

Under the liberal patronage of

His Highness Maharaja

**SAYAJI RAO GAEKWAR**

Sena Khaskhel Samsher Bahadur
Baroda.



# PRACHIN KAVYA MALA,

or

Old Gujarati Poetical Series,

VOL. XXX.

## POET PREMANAND'S
## PANCHALIPRASANNAKHYAN.

*Published with annotations*

By

Hargovind Dwarkadas Kántáválá
and
Nathashankar Pujashankar Shastri.



A. D. 1891–92.

Price Re. 1–0–0

# પ્રસ્તાવના.

યથાર્થ રાજ્યધર્મ જાણનાર વિવેકી રાજ્યકર્ત્તા પોતાની પ્રજાનું અનેક પ્રકારે કલ્યાણ કરવું એજ ઈશ્વરકૃપાથી પોતાને પ્રાપ્ત થયેલા સર્વોપરિપદનું સાર્થક થવું માને છે. તે કલ્યાણ કરવાના વિવિધ પ્રકાર છે. વસુંધરા( પૃથિવી )નો જે પ્રદેશ પોતાનો છે તેમાં અન્નફળાદિ ઉત્પન્ન કરવાની શક્તિ છે તેનો, તથા તેમાં ધારણ થયેલ વસુ( ખનિજ ધન રત્નાદિ )ને બહિર્ કઢાવી તેનો, પોતાની પ્રજાની સુખવૃદ્ધિને અર્થે, ઉપયોગ કરે છે, પ્રજાની સુખશાન્તિમાં ભંગ ન થતાં તેનો વધારો થવા અનેક પ્રકારની યોજના કરે છે; નિર્મળ જળાશય, સુગમ માર્ગ, ઔષધાલય આદિથી શરીરની સુખાકારીનાં સાધન નિર્માણ કરે છે; તથા વિદ્યાલય, પુસ્તકાલય, ગ્રંથવૃદ્ધિ આદિ મનની સુખશાન્તિનાં સાધન આપે છે. ન્યાયથી, નીતિથી, પ્રીતિથી, સમભાવથી, ઉદારતાથી, પ્રજાને સ્વપ્રજા તુલ્ય ગણી પિતાવત્ સર્વનું પાલન તથા હિત કરવું એજ ધર્મ તથા સ્વાર્થ માની અન્વર્થે જે રાજા પ્રજાનું રંજન કરવા પ્રવર્ત્તે છે, તેની પ્રજા સુખી થાય છે, તથા તેના મનોરથ સફળ થઈ તે અક્ષય કીર્ત્તિને પામે છે. એ આદિ અનુભવસિદ્ધ થયેલા પ્રમાણિક સિદ્ધાન્તો છે.

શ્રીવડોદરા રાજ્યના વિદ્વાન, શક્તિમાન્ અને પરમ પવિત્ર મહારાજાધિરાજ શ્રીમન્ત સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર એમના પૂર્વોક્ત ઉદાર વિચારો અને સિદ્ધાન્તો પર બહુ ભાવ, તથા તેવા ઉત્તમ વિચારોને આચારમાં આણી પ્રજાનું કલ્યાણ કરવાનો તેમનો મહાન્ પ્રયત્ન, એ સાંપ્રતકાળમાં સર્વ સ્થળે પ્રશંસનીય ગણાતાં દૃષ્ટાંતરૂપ થઇ પડ્યાં છે.

શ્રીમંત મહારાજાધિરાજના એ ઉદાર ભાવથી ઉત્તેજાઇ તા. ૮ મે સન ૧૮૮૯ ની એક સ્મરણી તેઓ નામદારની સેવામાં રજુ કરવામાં આવી હતી. તેનો આશય એ હતો કે વડોદરારાજ્યમાં થઇ ગયેલા ગુર્જર કવિઓના અપ્રસિદ્ધ ગ્રંથો પ્રસિદ્ધિમાં આવે તેવી યોજના રાજ્યાશ્રયથી થાય તો સારૂ.

પ્રાચીનકાવ્યસંગ્રહ એ નામનાં ગૂજરાતી કવિતાનાં પુસ્તક વડોદરા રાજ્યના ડાઇરેક્ટર ઑફ વર્નાક્યુલર ઇન્સ્ટ્રક્શન રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ તથા વડોદરાનિવાસી શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર એમની તરફથી પ્રસિદ્ધ થવાનો આરંભ થઇ ચૂકેલો હતો, અને તે સારૂ ઘણા સ્તુતિપાત્ર પ્રયત્નથી હસ્તલિખિત ગ્રંથનો સારો સંગ્રહ તેમણે કર્યો હતો. વડોદરારાજ્યનું દેશીકેળવણીખાતું મારી દેખરેખ નીચે સુંપરત થયા પછી આ સંગ્રહ બાબતમાં મેં તપાસ કરી. તે ઉપરથી જોવામાં આવ્યું કે રત્નાદિ ધનના ભંડાર દટાઈ રહ્યા હોય છે તેમ અનેક વિષયો પર રચેલી કવિતાના ભંડાર દટાઇ પડી રહ્યા હતા, અને તે ભંડારને પ્રજાના ઉપયોગસારૂ બાહ્ય લાવી તે દ્વારા સદ્દવિચારને પુષ્ટિ આપવી એ લાભકારક થશે એમ લાગ્યું. આ કવિઓમાં પ્રેમાનંદ, રત્નેશ્વર, વલ્લભ, ભાલણ, દયારામ, હરિભટ્ટ, ભોજોભક્ત, ધીરોભક્ત, ગિરિધર આદિ બહુ પ્રસિદ્ધ અને લોકપ્રિય કવિઓ આવી જાયછે. રાધાબાઈ તથા દીવાળીબાઇ નામની બે સ્ત્રીકવિઓની કવિતા પણ મળી આવી છે, અને બાપુસાહેબ ગાયકવાડ એ નામના પ્રસિદ્ધ થયેલા ઇશ્વરભક્તની કવિતાનો પણ સારો સંગ્રહ છે. આ સર્વ કવિતા શોધી અને ટીકા સાથે છપાવતાં ત્રણ વર્ષ લાગશે એમ અજમાશ થઇ છે. એ કામ પૂર્ણ કરવા શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ એમણે રૂ. ૧૨૦૦૦ ) બાર હજારની રકમ મંજુર કરી કીમતી આશ્રય આપ્યો છે અને તેથીજ આ પુસ્તકો પ્રસિદ્ધિમાં આવી શકશે. આ ઉદાર અનુજ્ઞાથી ગુર્જરપ્રજા અને સર્વ ગુર્જરવાસી ઉપર ઉપકાર થયો છે. એમ સર્વ સમજુ જનોને લાગ્યા વિના રહેશે નહિ.

કવિતા વિષે એક ઇંગ્રેજ કવિ લખે છે કેઃ—

Poetry is itself a thing of God;
He made his prophets poets, and the more
We feel of poesy do we become
Like God in love and power.

BAILEY.

કવિતા સ્વતઃ ઇશ્વિરની એક વસ્તુ છે. ઈશ્વરે કવિઓનેજ પોતાના ભવિષ્યદ્વાદી કર્યા છે, અને કવિતાને જેમ આપણે અધિક અનુભવીએ છીએ તેમ આપણે સ્નેહમાં અને શક્તિમાં ઇશ્વિર પેઠે થઈએ છીએ.

કવિ વિષે વર્ડ્ઝવર્થ કહે છે કેઃ—

Blessings be with them, and eternal praise,
Who gave us nobler loves, and noble cares,
The poets, who on earth have made us heirs,
Of truth and pure delight by heavenly lays.

WORDSWORTH.

જેઓએ આપણને શ્રેષ્ઠતર પ્રેમ તથા શ્રેષ્ઠતર ઉત્કંઠા આપ્યાં છે તે કવિઓ ઉપર આશિર્વાદ તથા અનંત પ્રશંસા હો; જેમણે દિવ્ય કાવ્યવડે આ જગત્ ઉપર આપણને સત્યના સ્વચ્છ અને આનંદના ઉત્તરાધિકારી કર્યાં છે.

આપણા દેશમાં તો કવિને રવિ સમ ગણી તેની બહુ પ્રકારે પ્રશંસા કરવામાં આવે છે.

સ્વદેશમાંના કોટ, રાજમહાલય, ધર્મશાળાઓ, દેવાલય, જળાશય, વિશ્રામસ્થાન, આદિ કીર્તિસ્તંભ પૂર્વના રાજા કે ધર્માત્મા ગૃહસ્થો કરાવી ગયા હોય છે તેનો જીર્ણોદ્ધાર કરવો એ મહાપુણ્યનું કાર્ય છે, એમ ધર્મશાસ્ત્રમાં કહ્યું છે, અને સારા રાજાઓ તેમ કરાવે છે પણ ખરા, અને તેથી સર્વ પ્રજાના સુખભોગમાં વૃદ્ધિ થઈ તેમનો આશિર્વાદ મેળવે છે.

કવિના દ્રવતા અન્તઃકરણમાં ઉત્પન્ન થઈ સહૃદયજનોનાં અંતઃકરણમાં પ્રવેશી ત્યાં વસી સુખાનંદ દેનાર કવિતા તેનો જીર્ણોદ્ધાર પણ પ્રશંસનીય અને પુણ્યપ્રદ છે. બાળકથી વૃદ્ધ—રંકથી શ્રીમાન્ સુધી સર્વને દુઃખમાં વિશ્રામસ્થાન અને સુખને અધિક કરનાર કવિતા એ પણ સાધન છે. એવા એક સુખપ્રદ

સાધનનો જીર્ણોદ્ધાર પ્રજાના કલ્યાણસાર શ્રીમંત મહારાજાધિરાજ કરાવે છે એ તેમના પ્રજારંજન કરવાના ઉચ્ચ ભાવમાંનું એક સુચિન્હ છે.

વડોદરારાજ્યમાં થઇ ગયેલા કવિઓની અપ્રસિદ્ધ પ્રાચીન કવિતા સંભાળથી પ્રસિદ્ધિમાં લાવવાના હેતુથી નીચે પ્રમાણે કમિટિ નીમવામાં આવી છે.

## પ્રમુખ.

દિવાન બાહાદુર મણિભાઈ જશભાઇ.

## મેમ્બરો.

રાવબહાદુર અંબાલાલ સાકરલાલ. એમ. એ, એલ. એલ. બી.

ખાનબાહાદુર જમશેદજી અરદેશર દલાલ. એમ. એ, એલ. એલ. બી.

રાવસાહેબ પીતાંબરભાઇ જેઠાભાઈ.

રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ.

દરેક ગ્રંથની બનતા સુધી અનેક પ્રતો મેળવી તેને શોધી અને ટીકા શબ્દાર્થ આપી વિશેષ ઉપયોગી કરવી વગેરે સર્વ કામ રાવસાહેબ હરગોવિંદદાસની સંભાળ નીચે શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર તથા કવિ છોટાલાલ નરભેરામ આદિ લાયક ગ્રહસ્થોથી ચલાવવામાં આવ્યું છે. પુસ્તકો સંબંધી સર્વ વ્યવસ્થા અને જવાબદારી આ કમિટિ તરફ છે. કમિટિમાંથી કોઇનું ખાનગી હિત કે સ્વાર્થ આ સંબંધમાં ન છતાં માત્ર લોકહિતાર્થે કામ જાણી કમિટિએ આ કામ માથે લીધું છે.

વડોદરારાજ્યનિવાસી કવિઓની કવિતા ઉપરાંત ગુજરાતના બીજા પ્રસિદ્ધ કવિઓની અપ્રસિદ્ધ કવિતાનો પણ ઘણો રાવસાહેબ હરગોવિંદદાસ તથા શાસ્ત્રી નાથાશંકરનાં પ્રશંસનીય શોધથી એકઠો થયેલો છે, અને જ્યારે વધારે એકઠો કરવા પ્રયત્ન કમિટિ તરફથી જારી રાખવો એમ ધાર્યું છે. આ સર્વે કવિતા પણ પ્રસિદ્ધિમાં લાવવા યોજના તૈયાર થાય છે, અને તે ઉદ્યમ સફળ થાય ઈશ્વર પાસે પ્રાર્થના છે.

આશા છે કે આ પ્રાચીન ગુર્જર કવિઓની સુંદર તથા બોધક કવિતાથી વાંચનારનું જ્ઞાન તથા સદ્ગુણ, રસજ્ઞતા, રૂચિ, રસિકતા, સહૃદયતાદિ ઉચ્ચ પ્રકારનાં થઈ વૃદ્ધિ પામશે, અને ગુર્જરવાસી અન્ય સમર્થ કવિઓની કવિતાની પણ તીવ્ર યાચના થઇ પ્રકટ થશે.

આ પ્રાચીનકાવ્યમાળાને કચ્છ, કઠિયાવાડ અને ગૂજરાતના રાજ્યકર્ત્તાઓ તરફથી તથા બીજા ઘણા સદ્ગૃહસ્થો તરફથી ઉદાર આશ્રય મળ્યો છે, તે માટે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવેછે.

વડોદરા.<br>સંવત્ ૧૯૪૬ ના વૈશાખ શુદી ૧, તા. ૨૦ એપ્રિલ સન ૧૮૯૦, રવિવાર.

મણિભાઈ જશભાઈ.

# ग्रंथविवेचन.

પાંચાલીપ્રસન્નાખ્યાન મહાકવિ પ્રેમાનંદનો રચેલો બીજો નાટકનો ગ્રંથ છે. સત્યભામારોષદર્શિકાનાટક જ્યારે પેહેલવેહેલું જોવામાં આવ્યું હતું ત્યારે જે આશ્ચર્ય ઉપજ્યું હતું તેવું ને તેવુંજ આ બીજો ગ્રંથ જોવાથી પણ ઉપજ્યું છે. રોષદર્શિકા નાટકનો ઉત્તમ ગ્રંથ છે અને આ વળી તેના કરતાં કોઇ પ્રકારે ઉતરતો નથી! રોષદર્શિકા શ્રોતાને ઉચ્ચ પંક્તિના શૃંગાર-રસમાં લીન કરી નાખે છે, ત્યારે આ નાટક વળી કોઇ જુદાજ રસમાં શ્રોતાઓને ડૂબાડી દે છે. રત્નાવલિ અને પ્રિયદર્શિકાની પેઠે આ બે નાટકોમાં મળતાપણું કિંચિત્ નથી: જો મહાકવિ પ્રેમાનંદની કૃતિ તરિકે એમાં કાંઈને કાંઇ મળતાપણું માનવુંજ હોય તો તે એટલુંજ છે કે બન્ને નાટકો શ્રોતાને પદે પદે ચમત્કાર ઉપજાવે છે, બન્ને નાટકો શ્રોતાને રસમય બનાવી દે છે, અને બન્ને નાટકો ભાષાની પ્રૌઢીને માટે વખાણવા જેવાં છે.

આ નાટકને પણ કવિ આખ્યાનજ લખેછે. નાટકને નાટક નામ ન આપતાં શામાટે આખ્યાન કહેવું એ વિષે રોષદર્શિકા ગ્રંથનું વિવેચન કરતાં કહેવામાં આવ્યું છે, તથા રોષદર્શિકા નાટકની પ્રસ્તાવના કરતાં મહાકવિ પ્રેમાનંદે પણ પૂરતો ખુલાસો આપ્યો છે, એટલે તે વિષે આ જગોએ કાંઈ બોલતા નથી. અહીં માત્ર આ ગ્રંથની વસ્તુસંકળનાનું અને તેના નાટક તરિકેના બંધારણનું સંક્ષેપમાં વિવેચન કરીશું.

આ ગ્રંથનું ઇતિવૃત્ત મહાભારતના આરણ્યકપર્વમાંથી લીધેલું છે. આરણ્યક પર્વના ૧૪૫મા અધ્યાયને અંતે વ્યાસ મહાત્મા લખે છે કે —

" कृष्णायास्तत्रपश्यंतः क्रीडितान्यमरप्रभाः ।
विचित्राणि नरव्याघ्रा रेमिरे तत्र पांडवाः ॥ "

" અર્જુનને મળવાની ઇચ્છાથી પાંડવો ગંધમાદન પર્વત ઉપર ગયા હતા. ત્યાં દેવના સરખી કાંતિવાળા મહાબળવાન્ પાંડવો દ્રૌપદીની વિચિત્ર

ક્રીડાઓને જોઈને આનંદથી વિનોદ કરતા હતા. આ કથાનો સંબંધ પૂર્વે આ રીતે વર્ણાયો છેઃ દિવ્ય અસ્ત્ર પ્રાપ્ત કરવાને અર્જુન સ્વર્ગમાં ગયો હતો તે વારે મહાત્મા લોમશ ઋષિ યુધિષ્ઠિર વગેરે ચાર પાંડવોને તીર્થયાત્રા કરાવતા કરાવતા બદ્રીવનમાં લેઇ ગયા હતા, અને ત્યાંથી તેઓ ગંધમાદન પર્વતની પાસે ગયા હતા. તે સ્થળમાં આ પ્રસંગ વર્ણાય છે. મહાભારતના આરણ્યક પર્વના ૧૪૬ મા અધ્યાયમાં મહાત્મા વ્યાસ, એ કથાનો આ રીતે આરંભ કરે છેઃ—

"પુરૂષોમાં સિંહરૂપ અર્જુનને જોવાની ઇચ્છાવાળા પાંડવોએ ત્યાં છ દિવસપર્યંત નિવાસ કર્યોહતો. તેવામાં ઇશાન દિશામાંથી વાતો વાયુ સૂર્ય સરખા પ્રકાશમાન અને દિવ્ય એક હજાર પાંખડીવાળા કમળના પુષ્પને લાવ્યો. તે મહાસુગંધીવાળું કમળ પૃથ્વીપર પડયું હતું તેને જોઇને દ્રૌપદી તેની પાસે ગઇ; અને હર્ષયુક્ત થઇને ભીમસેનને કહ્યું કે હે મહાશૂરવીર ! આ દિવ્ય; પ્રીતિ ઉત્પન્ન કરનાર, સર્વ કરતાં ઉત્તમ અને સુગંધીમય, અને મારા મનને આનંદ આપનાર આ પૃથ્વીપર પડેલા કમળના પુષ્પને તમે જુઓ, ને મને તે લાવી આપો. હું એ કમળ આપણા કામ્યક નામના આશ્રમમાં જઇ ધર્મરાજ યુધિષ્ઠિરને આપીશ. હે સ્વધર્મનિષ્ઠ ભીમસેન ! જો તમને મારામાં પ્રીતિ હોય તો તમે મને એવાં બીજાં પણ પુષ્પો લાવી આપો; કારણ કે હું તેમને કામ્યક આશ્રમમાં લેઇ જવા ઇચ્છુછું. એ પ્રમાણે ભીમસેનને કહીને દ્રૌપદી તે કમળનું પુષ્પ લેઈ યુધિષ્ઠિર પાસે ગઇ."

" હવે પુરૂષોમાં શ્રેષ્ઠ મહાબળવાન્ ભીમસેન પોતાની સ્ત્રી દ્રૌપદીનો અભિપ્રાય જાણી તેનું પ્રિય કરવાની ઈચ્છાયુક્ત થઇ હાથમાં ધનુષ્યબાણને ગ્રહણ કરી મદોન્મત્ત હસ્તિની પેઠે ક્રોધયુક્ત થઇને જે દિશામાંથી કમળના સુવાસેયુક્ત વાયુ આવતો હતો તે દિશા તરફ કમળ લેવાને જવા લાગ્યો, તે વખતે તે દિશાનાં ભૂત પ્રાણીઓએ, ધનુષ્યબાણ ધારણ કરીને ચાલતા ભીમસેનને જોયો. તે સમયે વાયુની સાહાયતાથી જનારા ભીમને ગ્લાનિ, વિકળતા, તથા ભય કંઇ પણ થયું નહિ. મહાબળવાન્ ભીમસેન પોતાના વાયુના બળના આશ્રયથી ભય તથા શોકનો ત્યાગ કરીને વૃક્ષો તથા લતાઓથી ઢંકાયલી શિલાઓવાળા, કિન્નરોએ સેવન કરેલા, મૃગાદિ જાનવરોના રહેવાથી વિચિત્ર શોભાવાળા, બીજી પણ સર્વ પ્રકારની શોભાથી યુક્ત, જાણે પૃથ્વીનો હસ્તજ હોયની શું, એમ વૃદ્ધિ પામેલા શ્રેષ્ટ ગંધમા-

દન પર્વતપ્રત્યે કેવળ દ્રૌપદીનું પ્રિય કરવું એવા હેતુથી જવાને રવાને થયો. ઠંડા પવનની લેહેરોથી તથા વનસ્પતિ આદિકના સુગંધથી આનંદ પામીને મદોન્મત્ત હાથીની પેઠે ચાલતો ભીમ આસપાસના પર્વતમાં પુષ્પને માટે જોતો જોતો જતો હતો."

આ રીતે ગંધમાદન પર્વતનું કેટલુંક સુંદર વર્ણન કર્યા પછી વ્યાસ મહાત્મા લખે છે કે—"ગંધમાદન પર્વતની રમણીય સપાટ જમીનને વિષે ફરતાં પોતાની સાથે વનમાં આવેલી દ્રૌપદીનું પ્રિય કરવાની ઇચ્છાથી ભીમ આવી રીતે વિચાર કરવા લાગ્યો કે,—અરે! અર્જુન સ્વર્ગ પ્રત્યે ગયો છે અને હું અહીં પુષ્પ લેવા સારૂં ફરૂં છું, પણ અમારા બેઉ વગર યુધિષ્ઠિર રાજા શું કરશે? અરે! તે મારામાં સ્નેહને લીધે મારૂં બળ નહિ જાણીને મારી શોધ કરવા સારૂં નકુળ તથા સહદેવને તો નહિ મોકલે? એ પ્રમાણે વિચાર કરતો એવો, મનુષ્યોમાં સિંહરૂપ, ફળ તથા પુષ્પવાળાં વૃક્ષોયુક્ત પર્વતની તળેટીને જોવામાં લાગ્યાં હતાં મન તથા દૃષ્ટિ જેનાં એવો, તથા દ્રૌપદીના કહેવાથી પુષ્પ લેવા સારૂં જતો એવો ભીમસેન, મને પુષ્પ જલદીથી કેમ પ્રાપ્ત થશે એ વિચાર કરતાં, તથા પોતાના મોટા વેગથી પૃથ્વીને કંપાવતાં ગરૂડ પક્ષીની પેઠે જલદીથી ગતિ કરવા લાગ્યો. વાયુના સરખા વેગવાન તે હસ્તિઓના યૂથોને ત્રાસ પમાડતો હતો; સિંહ, વ્યાઘ્ર તથા મૃગોને પ્રહાર કરતો હતો; વૃક્ષોને ઉખેડી પૃથ્વી પર ફેંકી દેતો હતો; લતાઓ તથા વેલાઓને ખેંચી કાઢતો હતો; મદોન્મત્ત હસ્તિની પેઠે પર્વતના ઉંચા સ્થાન પ્રત્યે અડતાં મેઘના સરખા મોટા શબ્દ કરતો હતો."

ગુફામાં સૂતેલા વ્યાઘ્રો તેનો શબ્દ સાંભળીને જાગી ઉઠ્યા તથા ચારે પાસ નાશભાગ કરવા લાગ્યા; આકાશમાં ઉડતાં પક્ષીઓ પૃથ્વી પર પડીગયાં; મૃગોનાં યૂથ ભાગી ગયાં; વાનરોએ વૃક્ષોનો ત્યાગ કર્યો; સિંહોએ ગુફાઓને તજી; હસ્તિઓ પોતાની સ્ત્રીઓ સહિત જે વનમાં હતા, તે વનનો ત્યાગ કરી બીજા મોટા વનમાં જતા રહ્યા; અને ભય પામેલા વરાહાદિ પશુઓ તથા પક્ષીઓ સર્વ દિશામાં નાશી ગયા. કેટલાક સિંહ તથા પાડાઓ તો મોટા શબ્દ કરવા લાગ્યા. તે વેળા હાથણીઓએ વકારેલા, ભયે કરી મળમૂત્રનો ત્યાગ કરતા, ભ્રાંત થએલા મનવાળા, અને પોહોળાં થઇ ગએલાં મુખવાળા કેટલાક મહાભયંકર

હસ્તિઓ, સિંહો અને વ્યાઘ્રો મોટા ક્રોધથી ભયંકર શબ્દ કરતા ભીમસેનની સામે દોડવા લાગ્યા. તે જોઇને મહાક્રોધ પામેલા ભીમસેન, હસ્તિએ કરી હસ્તિને, સિંહે કરી સિંહને, અને બીજાં પ્રાણીઓને પોતાના હાથથી હણવા લાગ્યા, તેથી ભય પામેલાં તે સર્વ પ્રાણી ત્યાંથી નાસવા લાગ્યાં. એ પ્રમાણે કેટલાંક સિંહાદિ જાનવરોનો નાશ કરીને મહાબળવાન્ પાંડુ રાજાના પુત્ર ભીમસેને મોટી ગર્જના કરીને સર્વ દિશાઓ ગજાવી મૂકી. અને ગંધમાદનના મોટા ગાઢ વનમાં પ્રવેશ કર્યો. પછી ગંધમાદનની સપાટ ભૂમિમાં ઘણાક યોજન વિસ્તાર-વાળા ઘાડા કેળના વનને જોઇને મદોન્મત્ત હાથીની પેઠે તેને ભાગવા માંડ્યું તથા ઘણા લાંબા અને મોટા કેળના સ્તંભોને ઊખેડી દૂર ફેંકી દેવા માંડ્યા. વળી ભીમસેને નૃસિંહની પેઠે મોટી ગર્જના કરી તેથી રૂરૂ, વાનરો, સિંહો, પાડાઓ, તથા જળજંતુ આદિ ઘણા મોટા પ્રાણીઓ પરાભવ પામી ત્રાસ-યુક્ત થઈ ભયંકર શબ્દ કરવા લાગ્યા. તે સાંભળીને જળે કરીને ભીની પાંખવાળાં હજારો જળપક્ષીઓ જળમાંથી ઉછળવા લાગ્યાં. તે જોઇ અહીં જળનું સ્થાનક છે એમ માનીને ભીમ તે તરફ ગયો અને ત્યાં આગળના તળાવમાં પ્રવેશ કરી હસ્તિની પેઠે ક્રીડા કરવા માંડી. ઈચ્છા પ્રમાણે ક્રીડા કર્યા પછી તલાવને સામે કિનારે જઇ ગંધમાદન પર્વતના વૃક્ષોવાળા વનમાં મોટા વેગથી જવા સારૂં શંખ વગાડ્યો તથા મલ્લની પેઠે પોતાની ભુજા ઠોકી. જેના શબ્દે કરી સર્વ દિશાઓ ગાજવા લાગી, અને પર્વતની ગુફા-ઓમાંથી પણ પ્રતિધ્વનિ ઉત્પન્ન થયો. ભીમસેને વગાડેલા શંખના નાદને, તેણે ઠોકેલી ભુજાઓના શબ્દને અને તેના ચાલવાના શબ્દને સાંભળીને પર્વતની ગુફામાં સૂતેલા સિંહો મોટા શબ્દ કરવા લાગ્યા. સિંહના શબ્દ સાંભળીને ત્રાસયુક્ત થયેલા હસ્તિઓએ મોટા શબ્દ કર્યા તે આખા પર્વતમાં સં-ભળાવા લાગ્યા. એ પ્રમાણે હસ્તિઓના શબ્દ સાંભળીને વાનરરૂપ હનુમાને મારો ભાઇ ભીમસેન આવ્યો છે એમ જાણી, તે આ માર્ગે ન જાય એમ વિચારી, સ્વર્ગપ્રત્યે જવાના માર્ગને રૂંધી મૂક્યો. વળી ભીમસેન આ માર્ગથી જશે તો શાપ અથવા અપમાનને પામશે, માટે મારે એ માર્ગને રૂંધી મૂકવો એમ માનીને તેની રક્ષા કરવા સારૂં કેળના વનના સાંકડા માર્ગને વિષે રહેલા અને વૃદ્ધિ પામેલા મોટા દેહવાળા હનુમાને, નિદ્રાયુક્ત થઈ ઇંદ્રધ્વજ સ-રખું પોતાનું પૂંછડું પછાડ્યું, તેથી ઇંદ્રના વજ્રપાત સરખો શબ્દ થયો હનુમાને પછાડેલા પૂંછડાના શબ્દની સામે, જેમ ગાય પોતાના વાછરડાનો શબ્દ સાંભળી સામો શબ્દ કરે, તેમ ગંધમાદન પર્વતની ગુફાઓએ પ્રતિ-

ધ્વનિ કર્યો. વળી તે શબ્દે કરી તે પર્વત ચલાયમાન થવાથી તેનાં શિખરો શિથિલ થયાં, અને ચારે બાજુથી પડવા લાગ્યાં. વળી મદોન્મત્ત હસ્તિના સરખો મહાભયંકર અને અંતર્ધ્યાનરૂપ તે શબ્દ તે પર્વતની વિચિત્ર સર્વ સપાટ જમીનને વિષે સંભળાયો હતો. તે શબ્દ સાંભળીને હર્ષયુક્ત થયેલો ભીમસેન, આ શબ્દ ક્યાં થયો એમ માની તે સ્થાનને શોધવાને કેળ વૃક્ષના વનમાં ચારે પાસ ફરવા લાગ્યો. તે સમયે મોટી ભુજાવાળા ભીમસેને વીજળીની પેઠે જેની સામું પણ ન જોઈ શકાય એવા, વીજળી સરખા પીળા વર્ણવાળા, વીજળી પડવાના સરખા શબ્દ કરનારા, ચંચળ, પોતાના બે હાથને સાથિયાની પેઠે રાખી તેની ઉપર પોહોળું મોઢું અને નાનું મસ્તક રાખી, એક મોટી શિલા ઉપર સૂતેલા, મોટી કાંધવાળા, સૂક્ષ્મકટિવાળા, નાના ઓઠવાળા, ત્રાંબાના વર્ણ સરખી જીભવાળાં લાલ મુખવાળા, જેની ભ્રૂકુટિ હાલ્યા કરતી હતી એવા, જેના મોઢામાંથી દાંત તથા દાઢ દેખાતાં હતાં એવા, તીવ્ર અગ્રભાગવાળા દાંતયુક્ત મુખવાળા, હનુમાનને જોયા. જેમ કિરણે સહિત ચંદ્રબિંબ શોભે તેમ તેનું મુખ મંડળ શોભતું હતું. તે કેળ વૃક્ષના વનમાં અશોક વૃક્ષના પુષ્પના કેસરનો ગોટો હોય તેમ રહેલા હતા. મોટી કાંતિવાળા, જ્વાળાયુક્ત અગ્નિની પેઠે પ્રકાશમાન પીળાં નેત્રવાળા, મોટા શરીરવાળા, અને મહા બળવાન હનુમાન્ સ્વર્ગમાં જવાના માર્ગને રોકીને જેમ હિમાલય પર્વત પડ્યો હોય તેમ પડ્યા હતા. પછી મોટી ભુજાવાળા, ભય વગરના, અને મહાબળવાન્ ભીમસેને તેની પાસે જઈ વજ્રપાત સરખો મોટો સિંહનાદ કર્યો, જેને સાંભળી મૃગ તથા પક્ષીઓ મોટા ત્રાસને પામ્યાં. તે વખતે હનુમાને પોતાનાં પીળાં નેત્ર કિંચિત્ ઉઘાડી ક્રૂર દૃષ્ટિથી ભીમસેન સામું જોઈ તેની પાસે આવીને હર્ષથી તેને કહ્યું કે, અરે! પોતાની વેદનાથી સૂતેલાને મને તેં શામાટે જગાડ્યો? અરે! બુદ્ધિમાન! તારે સર્વ ભૂત પ્રાણીઓ પર દયા કરવી જોઇએ. અરે! અમે તો પશુ જાતિમાં ઉત્પન્ન થયા છીએ માટે ધર્મને જાણીએ નહિ. મનુષ્યો તો બુદ્ધિમાન્ હોયછે માટે સર્વ જીવોપર દયા કરેછે. અરે! તારા સરખો બુદ્ધિમાન્ પુરૂષ દેહવાણીને દૂષણ આપનાર તથા પુણ્યને હરનાર એવા ક્રૂરકર્મમાં કેમ આસક્ત થાય? પણ તું ધર્મને જાણતો નથી; કેમકે તેં બુદ્ધિમાન્ પુરૂષોની ઉપાસના કરી નથી. અને તેથીજ તું અલ્પ બુદ્ધિથી મૃગાદિ જાનવરોનો નાશ કરેછે. અરે! તું કોણ છે? શામાટે મનુષ્ય વગરના વનમાં આવ્યો છે? અને તારે ક્યાં જવું છે? તે મને કહે. અરે હે પુરૂષોમાં શ્રેષ્ઠ!

મનુષ્યોથી દુઃખે કરીને પણ જેની ઉપર ચઢી શકાય નહિ એવા આ પર્વતને વિષે અહીંથી સિદ્ધગતિ વગર કોઈથી જઈ શકાય તેમ નથી; કેમકે દેવ લોક પ્રત્યે જવાનો આ માર્ગ છે. માટે તારી ઉપર દયાયુક્ત થઇને હું, તને આ માર્ગ પ્રત્યે જવામાં અટકાવ કરનારાં વાક્ય કહું તે સાંભળ:—હે શૂરવીર ! તારાથી અહીંથી આગળ નહિ જઇ શકાય એમ હું કહું છું, તે ઉપર તું વિશ્વાસ રાખ. ને તને જેની ઇચ્છા તે અહીં નજદીક પ્રાપ્ત થયેલાં છે. હે મનુષ્યોમાં શ્રેષ્ઠ ! હું તને તારા હિતનાં વાક્ય કહું છું તે જો તારે માન્ય કરવાં હોય તો આ અમૃત સરખાં સ્વાદીષ્ઠ મૂળ તથા ફળોનું ભક્ષણ કરીને નિવૃત્ત થા; નહિતર મૃત્યુને સ્વાધીન થઇશ."

"એ પ્રમાણે મહાબુદ્ધિમાન્ હનુમાન્નાં વચન સાંભળીને શૂરવીર ભીમસેન બોલ્યો કે, અરે ! તું કોણ છે ? અને તેં વાનરનું સ્વરૂપ શા કારણથી ધર્યું છે ? ચંદ્રવંશી ક્ષત્રિય કુળમાં ઉત્પન્ન થયેલો વાયુનો પુત્ર પાંડવ ભીમ હું તને પૂછું છું માટે કહે. ભીમનાં એવાં વચન સાંભળીને વાયુ પુત્ર હનુમાને કહ્યું કે હું વાનર છું, અને તને ઇચ્છિત માર્ગ પ્રત્યે નહિ જવા દેઉં, માટે અહીંથી પાછો વળ; મારી સાથે વિરોધ કરીશ નહિ."

"**ભીમ**—હે વાનર ! મને તારી સાથે વિરોધ થાઓ કે ગમે તે થાઓ, તેની મારે દરકાર નથી: હું તને કંઈ પૂછતો નથી. તું ઊઠ, અને મને રસ્તો આપ; મિથ્યા મારાથી દુઃખ ન પ્રાપ્ત કરી લેઇશ."

"**હનુમાન્**—હું વ્યાધિએ કરી કલેશયુક્ત છું માટે મારામાં ઊઠવાની શક્તિ નથી; જો તારે જવું હોય તો મને ઓળંધીને જા."

"**ભીમ**—નિર્ગુણ પરમાત્મા સર્વના દેહમાં વ્યાપી રહ્યા છે, માટે હું, જેનું સ્વરૂપ જ્ઞાને કરીને જાણવામાં આવેછે, તેને અપમાન પોહોચાડી ઉલ્લંઘન કરીશ નહિ. અરે ! હું આકાશાદિ પ્રપંચના કર્ત્તાને વેદનાં વાક્યોથી ન જાણતો હોઉં તો તને તથા આ પર્વતને પણ જેમ હનુમાને સમુદ્રને ઉલ્લંઘ્યો હતો તેમ ઉલ્લંઘ."

"**હનુમાન્**—હે મનુષ્યોમાં શ્રેષ્ઠ ! જે હનુમાન્ નામના વાનરે સમુદ્ર ઉલ્લંઘ્યો હતો તે કોણ ? એમ હું તને પૂછું છું; માટે તને કહેવાની શક્તિ હોય તો કહે."

"**ભીમ**—વખાણવાયોગ્ય ગુણવાળા, બુદ્ધિમાન્, પરાક્રમી, બળવાન્, અને રામાયણમાં વિખ્યાત થયેલા શ્રેષ્ઠ વાનર હનુમાન્ મારા ભાઇ થાય છે. જેણે રામચંદ્રની સ્ત્રી સીતાની શોધ કરવા સારૂં સો યોજનના વિસ્તારવાળા સમુદ્રને એક છલંગ મારી ઉલ્લંઘન કર્યો હતો ! તે મહાપરાક્રમી મારા ભાઇ હનુમાન્‌ના પ્રતાપે કરીને હું બળ, પરાક્રમ તથા યુદ્ધને વિષે તેના સરખો છું; માટે તને શિક્ષા કરવા સમર્થ છું માટે તું ઊઠ અને મને જવાને રસ્તો આપ. જો તું મારી આજ્ઞા નહિ માને તો આજ મારા પરાક્રમને જોઇશ: હું તને મૃત્યુ પમાડીશ !"

"એ પ્રમાણે પોતાના બળેકરીને મદોન્મત્ત અને પોતાની ભુજાના પરાક્રમથી ગર્વિષ્ઠ ભીમસેનનાં વચન સાંભળીને, હનુમાન્ આ મારો ભાઇ છે એમ જાણી પોતાના મનમાં હસી કહેવા લાગ્યા કે, હે નિષ્પાપ ! તું મારા ઉપર પ્રસન્ન થા; હું વૃદ્ધ અવસ્થાવાન છું, માટે મને ઊઠવાની શક્તિ નથી, તેથી આ મારા પૂંછડાને ખસેડીને જા."

"હનુમાનૂનાં આ પ્રમાણે વચન સાંભળીને પોતાના ભુજબળથી ગર્વિષ્ઠ ભીમસેન, આ વાનર બળ તથા પરાક્રમ વિનાનો છે, માટે હું તેનું પૂંછડું પકડી તેનો નાશ કરૂં એમ માની તેની ગણના નહિ કરીને હસતાં હસતાં પોતાના ડાબા હાથથી તેના પૂંછડાને ઉંચકવા લાગ્યા, પણ તે લગારે ખસેડી શકાયું નહિ. તેથી અતિશય ક્રોધ પામીને બમણા બળથી બે હાથે તે પૂંછડાને ઊપાડવા માંડયું, પણ ઊપડયું નહિ, તેથી લજ્જાયુક્ત થઇ નીચું મોઢું કરી, હાથ જોડી નમીને તે બોલ્યો કે હે વાનરોમાં શ્રેષ્ઠ ! મેં તને જે દુષ્ટ વચન કહ્યાં તે ક્ષમાકર. હે બુદ્ધિમાન્ ! તું વાનરનું સ્વરૂપ ધારણ કરનાર કોઇ સિદ્ધ, દેવતા ગંધર્વ, અથવા ગુહ્યક છે શું? હું તને તારી પાસે આવી શિષ્યની પેઠે પૂછું છું, માટે તારે કહેવા યોગ્ય હોય અને મારે સાંભળવા યોગ્ય હોય તો કહે. હનુમાને કહ્યું કે, હે પાંડુના પુત્ર ભીમસેન ! હું કેસરી નામના વાનરની સ્ત્રી અંજનીને વિષે સર્વ જગતના આયુષ્ય રૂપ વાયુથી ઉત્પન્ન થયેલો હનુમાન્ છું."

આટલું કહ્યા પછી હનુમાને પોતાનો આજ સુધીનો ઇતિહાસ તથા રામનું ચરિત ટુંકામાં ભીમને કહી સંભળાવ્યું, તેનું વર્ણન વ્યાસે કર્યું છે. હનુમાને તે હકીકત પૂરી કરતાં ભીમને કહ્યું કેઃ—

"પછી જ્યારે રામને વસિષ્ટ ઋષિએ રાજ્ય ગાદીપર અભિષેક કર્યો ત્યારે મેં તેમની પાસે વરદાન માગતાં કહ્યું કે, હે શત્રુઓનો નાશ કરનારા શ્રીરામચંદ્ર ! જ્યાં સુધી આ જગતમાં તમારી કથા રહે ત્યાં સુધી હું જીવું. એ પ્રમાણે મારાં વચન સાંભળીને શ્રીરામચંદ્રે મને કહ્યું કે હે હનુમાન્ ! આ તારી ઇચ્છા પ્રમાણે હું તને વરદાન આપું છું. હે ભીમસેન ! શ્રીરામચંદ્રે મને વરદાન આપ્યું તે સાંભળીને સીતાએ કહ્યું કે હે વાનર ! તું જ્યાં રહ્યો હોઇશ ત્યાં તને પોતાની મેળે નાના પ્રકારના સુખભોગ મળશે. એવી રીતે સીતાની કૃપાથી મને દિવ્યભોગ એની મેળે પ્રાપ્ત થાયછે. * * * . અહીં અપ્સરાઓ તથા ગંધર્વો શ્રીરામચંદ્રના દિવ્ય યશનું ગાન કરીને મને હર્ષ પ્રાપ્ત કરેછે. હે કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા ભીમસેન ! તું જે માર્ગ પ્રત્યે જવા ઇચ્છેછે તે મનુષ્યોથી નહિ જઈ શકાય તેવો છે; કેમકે તેનું દેવતાઓ સેવન કરેછે. જો તું તે માર્ગે જાય તો ત્યાં દેવતાઓ તને શાપ દે અથવા અપમાન પોહોચાડે, એવા વિચારથી મેં તને રોકયો છે. હે ભારત ! આ દિવ્ય માર્ગ દેવતાનો છે જ્યાં મનુષ્યો જતા નથી: અને જે પુષ્પ સારૂં તું આવ્યોછે, તે જેમાં છે, એવું સરોવર પેલું રહ્યું !"

"હનુમાન્‌નાં વચન સાંભળીને મહાબાહુ ભીમસેને મનમાં પ્રસન્ન થઈ તેને પગે લાગીને કહ્યું કે, જ્યેષ્ઠબંધુ, મારા સરખો જગત્‌માં કોઈ ધન્ય નથી ! કેમકે મેં આજ પોતાના મોટા ભાઈ એવા તમને જોયા. તમે મને દર્શન આપ્યું તેથી તમારો મોટો અનુગ્રહ માની ઘણો પ્રસન્ન થયોછું."

હવે ભીમ હનુમાનના સમુદ્ર ઉલ્લંઘન કરતી વખતના સ્વરૂપને જોવાની ઈચ્છા કરેછે, અને કેટલીક વાતચિત થયા પછી હનુમાન્ તે દેખાડેછે, અને ભીમ તેથી પ્રસન્ન થાયછે. આ પ્રસંગ વ્યાસમુનિએ લગભગ ત્રણ અધ્યાયથી વર્ણ્યો છે. એકસો એકાવનમા અધ્યાયના અંતમાં વ્યાસ લખે છેઃ—

"હનુમાન્ બોલ્યા કે તું મારો ભાઈ થાય છે, માટે હું તારા સ્નેહને લીધે તારૂં પ્રિય કરીશ, તે એવી રીતે કે જ્યારે તું શત્રુઓની સેનામાં પ્રવેશ કરી સિંહનાદ કરીશ, ત્યારે હું શબ્દ કરીને તારા શબ્દના વેગને વૃદ્ધિ પમાડીશ. અને અર્જુનના રથની ધ્વજામાં રહીને મોટા ભયંકર નાદ કરીશ, જેથી તમો શત્રુઓના પ્રાણને સુખે કરી હરણ કરી શકો. એ પ્રમાણે પાંડુ રાજાના

પુત્ર ભીમસેનને કહીને તથા કમળનાં પુષ્પવાળા તળાવનો માર્ગ બતાવીને હનુમાન્ ત્યાંજ અંતરધાન થયા."

આ પછી ભીમ સૌગંધિક વનની તલાવડીમાં ગયો તેનું તથા તલાવડીનું રમણિક વર્ણન વ્યાસે કર્યું છે. એકસો બાવનમો અધ્યાય પૂરો કરતાં વ્યાસ લખે છે:—

"પાંડુ રાજાના પુત્ર ભીમસેને તે વનને જોઈ પોતાના મને કરી માન્યુ કે મને જેની કામના હતી તે મળ્યું. એમ માનીને પોતાના અંતઃકરણથી વનવાસના દુઃખે કરી ક્લેશયુક્ત પોતાની સ્ત્રી દ્રૌપદીને યાદકરી. * * * પછી ભીમે તેનાં અમૃત સરખાં સ્વાદિષ્ટ, શીતળ, નિર્મળ અને હલકા જળનું પાન કર્યું; ત્યારે તે તલાવડીની કુબેરની આજ્ઞાથી વિચિત્ર હથિયાર ધારણ કરી રક્ષા કરતા એવા ક્રોધવશા નામના લાખ્ખો રાક્ષસો, મૃગચર્મ ઓઢેલા, સુવર્ણના બાજુબંધવાળા, શૂરવીર, ભયંકર પરાક્રમી, હથિયાર ધારણ કરેલા, કવચ પેહેરેલા, શંકા વગરના, શત્રુઓને નાશ કરનાર, અને કમળનાં પુષ્પો લેવાની ઇચ્છાથી પ્રાપ્ત થયેલા કુંતીના પુત્ર ભીમસેનને જોઈ મોટા શબ્દ કરી પરસ્પર કહેવા લાગ્યા કે, અરે! પુરૂષોમાં સિંહરૂપ, શસ્ત્ર ગ્રહણ કરેલો, અને મૃગચર્મ ઓઢ્યું છે જેણે, એવો આ પુરૂષ અહીં શામાટે આવ્યો છે? એમ તમારે એને પૂછવું જોઇએ. * * પછી તેઓ ભીમને પૂછવા લાગ્યા કે તું કોણ છે? અહીં શામાટે આવ્યો છે? ભીમે કહ્યું કે હે રાક્ષસો! ધર્મરાજની પછી ઉત્પન્ન થયેલો હું પાંડવ ભીમસેન છું. હું પોતાના ભાઇઓ સહિત વિશાળ એવા બદરીવનમાં આવ્યો ત્યારે પાંચાલદેશના રાજા દ્રુપદની પુત્રી દ્રૌપદીએ વાયુથી ઉડી આવેલાં સુગંધવાળાં કમળનાં પુષ્પને જોઇને તેવાં બીજાં ઘણાં પુષ્પોની ઈચ્છા કરી. તે જોઈ તેનું પ્રિય કરવાની ઇચ્છાથી હું અહીં આવ્યો છું."

"રાક્ષસો—હે શ્રેષ્ટ પુરૂષ! આ કુબેરને ક્રીડા કરવાનું અત્યંત પ્રિય સ્થાન છે. જેમાં મરવા રૂપ ધર્મવાળા મનુષ્યો વિહાર કરવાને સમર્થ નથી. હે ભીમસેન! ઋષિઓ, દેવતાઓ, યક્ષો, ગંધર્વો, તથા અપ્સરાઓ કુબેરની રજા લેઇને અહીં જળપાન કરેછે અને ક્રીડા પણ કરેછે. પણ જે દુષ્ટ મતિમાન્ પુરૂષ કુબેરની ગણના નહિ કરીને અન્યાયથી આ તલાવડીને વિષે વિહાર કરવા ઈચ્છેછે, તે નાશ પામે છે એમાં શક નથી! હે ભીમસેન! તું 'હું'

ધર્મરાજાનો ભાઇ છું ' એમ કહેછે, ને કુબેરનો અનાદર કરી બળાત્કારથી કમળનાં પુષ્પો લેવા કેમ ઇચ્છે છે ? તું યક્ષના રાજા કુબેરની રજા લેઇને આ તલાવડીને વિષે વિહાર કર તથા તેના જળનું પાન કર. પણ તેની રજા વગર અહીંનાં કમળ પુષ્પોની સામું જોવા પણ સમર્થ નથી. "

" **ભીમસેન**—હે રાક્ષસો ! હું અહીં નજીક કુબેરને જોતો નથી. અને કદી જોઉં તોપણ તેની પાસે આ તલાવડીને વિષે વિહાર કરવાની યાચના કરવા ઇચ્છતો નથી; કેમકે રાજાઓ કોઈની યાચના કરતા નથી. કારણ કે કોઇની યાચના ન કરવી એવો ક્ષત્રિયોનો ધર્મ છે, માટે હું પોતાનો ક્ષત્રિયધર્મ ત્યાગ કરીશ નહિ. અરે ! આ તલાવડી પર્વતનાં ઝરણોથી ઉત્પન્ન થઇ છે; કંઇ મહાત્મા કુબેરના સ્થાનકથી ઉત્પન્ન થઈ નથી. માટે સર્વ ભૂત પ્રાણીને તથા તેને સરખી છે ! વાસ્તે તે સંબંધી કોણ કેની યાચના કરવા યોગ્ય છે ? "

" એ પ્રમાણે સર્વ રાક્ષસોને કહીને અતિ ક્રોધ પામેલો બળવાન ભીમ તલાવડીમાં પ્રવેશ કરવા તૈયાર થયો. રાક્ષસો તેને ના કહેવા લાગ્યા પણ તે ન માનતાં તેણે તલાવડીમાં પ્રવેશ કર્યો, ત્યારે ક્રોધ પામેલા સર્વે રાક્ષસો ' અરે આ ભીમસેનને પકડો, બાંધો, કાપો, આપણે એને રાંધીને ખાઇ જઈશું ' એમ કહેતા કહેતા હાથમાં ઉઘાડાં શસ્ત્રો લેઈ તેની નજીક આવ્યા. તે જોઇને મહાવેગવાન ભીમસેન પોતાના હાથમાં યમરાજાના દંડ સરખી સુવર્ણના પટાવાળી, અને મોટી ગદા લેઇ તેમની સામે આવ્યો, અને ' ઊભા રહો, ઊભા રહો ' એમ કહેવા લાગ્યો. તે સમયે ભીમસેનના એવા શબ્દો સાંભળીને મહાક્રોધયુક્ત થયેલા અને તેને નાશ કરવાની ઇચ્છાવાળા તે સર્વ રાક્ષસો તોમર તથા પટ્ટિશાદિ શસ્ત્રોએ કરી પ્રહાર કરતા તેની ઉપર એકદમ ચારે કોરથી તૂટી પડયા. તે વખતે ભીસસેને કુબેરના સેંકડો અનુચરોનો નાશ કર્યો. રાક્ષસો ભીમસેનનું બળ જોઇને તેની સાથે યુદ્ધ કરવાને અસમર્થ થયા અને યુદ્ધ કરવાથી વિરામ પામ્યા. + + + પછી તે સર્વે રાક્ષસો કૈલાસ પર્વતના શિખર તરફ ભાગી ગયા. એ પ્રમાણે જેમ ઈંદ્ર દૈત્યોને જીતે તેમ પોતાના શત્રુ રાક્ષસોને જીતીને ભીમસેન તે તલાવડીમાં પ્રવેશ કરી પોતાની ઇચ્છા પ્રમાણે તેમાંથી કમળનાં પુષ્પો ગ્રહણ કરવા તૈયાર થયો. પ્રથમ તેણે તલાવડીના અમૃત સરખા જળનું પાન કર્યું, તેથી તે મહાપરાક્રમી અને અત્યંત તેજયુકત થયો. પછી તેણે મહાસુગંધી કમળનાં પુષ્પો ગ્રહણ કર્યાં."

"ક્રોધવશા નામના રાક્ષસોએ કુબેર પાસે જઈને યુદ્ધમાં ભીમસેને જે બળ તથા પરાક્રમ દેખાડયું તેની સર્વ વારતા કરી. તે સાંભળીને યક્ષાધિપતિ કુબેરે કહ્યું કે, હે અનુચરો, ભીમસેન દ્રૌપદીને માટે પોતાની ઇચ્છા પ્રમાણે કમળનાં પુષ્પો ગ્રહણ કરેછે તે હું જાણુંછું, માટે તેને રોકવા ઈચ્છતો નથી. આ સાંભળીને રાક્ષસો પાછા તલાવડી આગળ આવ્યા ત્યારે તેમણે તલાવડીમાં મોટા હર્ષથી વિહાર કરતા એકલા ભીમસેનને જોયો."

"જે વખતે ભીમ તલાવડીમાં કમળ લેવા ગયો, તે વખતે જેના યોગથી કાંકરા ઉડતા હતા એવો દુઃસહ વાયુ વાવા લાગ્યો, મહાભયંકર ઉલ્કાપાત અને વજ્રપાત થવા લાગ્યો, અને સૂર્ય કાંતિ વગરનો થયો, જેથી ઘણું અંધારૂં થયું. વળી પૃથ્વી કંપવા લાગી, ઘણી રજ ઊડવા લાગી, સર્વ દિશાઓ રક્તવર્ણ થઇ, તથા મૃગાદિ જાનવરો અને પક્ષીઓ ભયંકર શબ્દ કરવા લાગ્યા. વળી ઘણા અંધકારને લીધે કોઇને કંઇ જાણવામાં આવ્યું નહિ, તથા બીજા અનેક ઉત્પાત થવા લાગ્યા. તે જોઇને યુધિષ્ઠિર કહેવા લાગ્યા કે અરે! કોણ આપણો પરાભવ કરવા આવ્યોછે? હે પાંડવો! તમે સૌ શસ્ત્રો ધારણ કરીને સાવધ થાઓ. એમ કહીને યુધિષ્ઠિર ચારે પાસે જોવા લાગ્યા પણ ભીમસેનને દીઠો નહિ, તેથી દ્રૌપદીને તથા નકુળ સહદેવને પૂછવા લાગ્યા કે ભીમસેન ક્યાં છે? તે શું કરવા ઇચ્છેછે? અથવા તેણે કાંઈ સાહસ કામ કર્યુંછે કે શું? કેમકે તેને તે પ્રમાણે કરવું ઘણું પ્રિય છે. અરે! હમણા યુદ્ધ પ્રાપ્ત થયુંછે એમ સૂચવનારા ઉત્પાત ઘણા થતા જોવામાં આવેછે. યુધિષ્ઠિરનાં એવાં વચન સાંભળીને ઉદાર મનવાળી, સુંદર હાસ્યવાળી તથા પતિઓનું પ્રિય ઇચ્છનારી દ્રૌપદી બોલી કે હે રાજન્, વાયુથી ઊડી આવેલ કમળના પુષ્પને મેં લેઇને તેવાં બીજાં ઘણાં કમળ જોવાની ઇચ્છા કરી, અને ભીમને તે લાવવાની વિનતિ કરી. આ ઉપરથી મારૂં પ્રિય કરવાને તે પુષ્પો લેવાને ઈશાન તરફ ગયા છે. દ્રૌપદીનાં આવાં વચન સાંભળીને યુધિષ્ઠિર રાજાએ નકુળ સહદેવને કહ્યું કે આપણે સર્વે ભીમની પાસે જઇએ. * * * હે ઘટોત્કચ! તું દ્રૌપદીને વહન કર અને આ તારા રાક્ષસો બ્રાહ્મણોને વહન કરશે. ઘટોત્કચ આ સાંભળીને પોતાના રાક્ષસોની સાહાયથી પાંડવો, દ્રૌપદી, અને બધા બ્રાહ્મણો સર્વને ભીમની પાસે લેઇ ગયો. ત્યાં મેદાનને પડેલાં રાક્ષસાદિનાં શરીરોને તેમણે જોયાં, અને ક્રોધયુક્ત થયેલા તથા ગદા ઉગામી ઉભેલા ભીમને પણ જોયો. તેને જોઇને યુધિષ્ઠિરે મધુર વાણીથી કહ્યું કે કુંતીના પુત્ર! તારૂં કલ્યાણ થાઓ,

પણ તેં દેવતાઓને અપ્રિય એવું આ સાહસ કામ શું કર્યું ! ! હવે જો તું મારૂં પ્રિય કરવા ઇચ્છતો હોય તો તારે આવી રીતે કદી ન કરવું. પછી સર્વ પાંડવો એકઠા થઇ કમળનાં પુષ્પોને ગ્રહણ કરીને તે તલાવડીને વિષે પોતાની ઇચ્છા પ્રમાણે વિહાર કરવા લાગ્યા. તે સમય શિલાઓ રૂપી આયુધ ગ્રહણ કરેલા, મોટા શરીરવાળા સૌગંધિક વનની રક્ષા કરનારા કુબેરના ચાકરો ત્યાં આવ્યા. અને તેમણે યુધિષ્ઠિરને, લોમશને, નકુળને, સહદેવને, અને બીજા સર્વ બ્રાહ્મણોને નમસ્કાર કર્યા. × × પછી તેઓ અર્જુનના આવવાની વાટ જોઇને થોડોક કાળ ત્યાં રહ્યા."

" પાંડવો ત્યાં રહેતા હતા તેવામાં એક જટાસુર નામે રાક્ષસે બ્રાહ્મણનો વેષ લેઇને ત્યાં આવીને તેમને કહ્યું કે, હું મંત્રશાસ્ત્રમાં કુશળ તથા સર્વ શાસ્ત્ર જાણનારાઓમાં ઉત્તમ બ્રાહ્મણ છું એવાં તેનાં વાક્ય સાંભળીને યુધિષ્ઠિર, નકુળ, સહદેવ, તથા દ્રૌપદીને તેનાં વચનમાં વિશ્વાસ આવ્યો. તે બ્રાહ્મણનું સ્વરૂપ ધારણ કરેલો દુષ્ટ મતિવાળો રાક્ષસ પાંડવોના બાણોના ભાથાઓને તથા ધનુષોને લેવાની ઇચ્છાથી અને દ્રૌપદીનું હરણ કરવાની ઇચ્છાથી લાગ તપાસતો કેટલાક દિવસ સુધી ત્યાં રહ્યો. તેનું પોષણ યુધિષ્ઠિર તે બ્રાહ્મણ છે એમ જાણીને કરતા હતા; પણ જેમ રાખોડીથી ઢંકાયલો અગ્નિ જાણવામાં ન આવે તેમ કપટ રૂપી રાખોડીથી ઢંકાયલો અગ્નિરૂપ તે રાક્ષસ જાણવામાં આવ્યો નહિ. એક વખત ભીમસેન મૃગયા કરવા ગયા હતા. પોતાના રાક્ષસ ચાકરો સહિત ઘટોત્કચ પણ દૂર વનમાં ગયો હતો. લોમશાદિ બ્રાહ્મણો સ્નાન કરવા અને પુષ્પ લેવા ગયા હતા, તે સંધિ જોઇને રાક્ષસે પોતાનું વિકાળ સ્વરૂપ ધારણ કરી પાંડવોનાં શસ્ત્રો, દ્રૌપદી, યુધિષ્ઠિર. નકુળ, તથા સહદેવને ગ્રહણ કરી તે ત્યાંથી ચાલતો થયો. તે સમયે સહદેવ મોટા પરાક્રમથી તે રાક્ષસના હાથમાંથી છૂટો પડી મ્યાનમાંથી તલવાર કાઢી હાથમાં લેઇને જે દિશા તરફ ભીમસેન ગયો હતો તે દિશા તરફ તેને મોટી બૂમ પાડી પોકારવા લાગ્યો. તે વખતે હરણ કરી જતા રાક્ષસને યુધિષ્ઠિરે કહ્યું કે, હે મૂઢ ! તારો ધર્મ નાશ પામેછે; તું ધર્મનાં તત્ત્વને જાણતો નથી ! અરે ! મનુષ્યો તથા પશુપક્ષીઓ પણ ધર્મનો વિચાર કરેછે અને રાક્ષસો તો વિશેષથી તેનો વિચાર કરે છે ! અરે ! ધર્મનું મૂળ તો રાક્ષસો છે અને તેઓ સારી રીતે જાણે પણ છે ! માટે તું ધર્મનો વિચાર કરી અમને મૂકી દેઈ અમારી પાસે રહેવા યોગ્ય છે. * * * હે દુષ્ટ ! જો તારે સર્વ ધર્મથી રહિત થઇને દ્રૌપદીનું હરણ કરવું હોય તો

અમને મૂકી દેઇ અમારાં અસ્ત્રો અમને આપી અમારી સાથે યુદ્ધ કરીને તેનું હરણ કર. જો તું કંઇ પણ વિચાર કર્યા વગર મનુષ્યની સ્ત્રી આ દ્રૌપદીનું હરણ કરવારૂપ કામ કરીશ, તો જગતમાં અધર્મને તથા અપકીર્તિને પામીશ. હે નિર્લજ્જ ! તારું આ કામ પાત્રમાં વિષ ઘોળીને પાન કરવા જેવું છે. એમ કહીને યુધિષ્ઠિર રાજાએ પોતાના શરીરને ઘણું ભારે કર્યું, તેથી ભારે કરી પીડા પામેલો તે રાક્ષસ જલદી ચાલવા સમર્થ થયો નહિ. તે જોઇને યુધિષ્ઠિરે દ્રૌપદીને તથા નકુલને કહ્યું કે તમે આ મૂઢ રાક્ષસથી ભય પામશો નહિ, મેં એની ગતિનો નાશ કરી છે. વળી ભીમસેન દૂર નહિ હોય. તે હમણા આવી આ રાક્ષસનો નાશ કરશે. * * * * પછી સહદેવે તે રાક્ષસને કહ્યું કે, હે રાક્ષસ ! હું સહદેવ નામે પાંડવ છું. તું મારી સામે યુદ્ધ કરવા ઊભો રહે. તું મારો નાશ કરીને આ દ્રૌપદીને હરણકરીને લેઇ જા, અથવા મારાથી નાશ પામીને પૃથ્વીને વિષે શયન કર. એ પ્રમાણે સહદેવ તે રાક્ષસને કહેતો હતો તેવામાં હાથમાં ગદા લેઈને ભીમસેન ત્યાં આવી પોહોચ્યો. * * * * તેણે રાક્ષસને કહ્યું કે, હે દુષ્ટ રાક્ષસ ! મેં શસ્ત્રની પરીક્ષા કરતો તને જોઇને ઓળખ્યો હતો, પણ તે વખતે તને મારવાની ઇચ્છા થઇ નહિ; કેમકે તેં બ્રાહ્મણનું સ્વરૂપ ધારણ કર્યું હતું, અમોને અપ્રિય લાગે એવાં વાક્ય કહ્યાં નહોતાં, અમારામાં પ્રીતિ રાખીને અમારી સાથે નિશ્વાસ કર્યો હતો, અને અમારૂં અપ્રિય કંઇ પણ કર્યું નહોતું. * * * અરે કાળરૂપી દોરડાએ કરી ટીંગાયલાએ તેં, જેમ જળમાં રહેનાર મત્સ્ય ધાતુના આંકડાના અગ્રભાગમાં રહેલી માંસની ગોળીને ગળે, તેમ આ દ્રૌપદી રૂપ ગોળને ગળી છે ! માટે જેમ તે મત્સ્ય નાશ પામે છે તેમ તું પણ નાશ પામીશ. * * * * ભીમસેનનાં આ વાક્ય સાંભળીને તે રાક્ષસ યુધિષ્ઠિરાદિનો ત્યાગ કરીને યુદ્ધ કરવા તૈયાર થઇ ઊભો; અને મહાક્રોધયુક્ત થઈ બોલ્યો કે, હે પાપરૂપ ! મારે જે દિશા તરફ જવું હતું તે દિશા તરફ હું ન જઈ શકવાથી અટકી રહ્યોછું એમ નથી; કેવળ તારી વાટ જોઈ અહીં રહ્યોછું. કેમકે તેં જે રાક્ષસોનો નાશ કર્યો છે તે સર્વ મેં સાંભળ્યું છે, માટે આજ હું તારો નાશ કરીને તારા શરીરના રૂધિર રૂપી જળથી તે સર્વ રાક્ષસોની ઉદકદાન રૂપી ક્રિયા કરીશ. એ રીતે રાક્ષસનાં વચન સાંભળીને ભીમસેન મહાક્રોધ કરી તેની સામે યુદ્ધ કરવાને દોડયો અને રાક્ષસ પણ સામો થયો, તથા બન્નેનું બાહુયુદ્ધ થવા લાગ્યું. તે જોઈ નકુલ તથા સહદેવ રાક્ષસની સામે આવવા લાગ્યા, તેમને ભીમે હસીને કહ્યું કે હું આ રાક્ષસનો નાશ

કરવા સમર્થ છું, માટે તમે જોયા કરો. * * * * ત્યાર પછી ભીમસેન એવી રીતે તે રાક્ષસનો નાશ કરીને પોતાના ભાઇ યુધિષ્ઠિર પાસે આવ્યા."

ઉપર પ્રમાણે ૧૪૫ થી તે ૧૫૭ અધ્યાય સુધીમાં પૂરી થતી કથા ઉપરથી કવિએ આ નાટકનું ઇતિવૃત્ત લીધેલું છે. એ ઇતિવૃત્તમાંથી કવિએ કયો કયો ભાગ કેવી રીતે ગ્રહણ કર્યોછે તથા શી વ્યવસ્થા કરીછે તે આપણે આગળ જોઈશું.

દશ રૂપમાં લખેછે કે—

" सत्तत्त्रानुचितं किंचिन् नायकस्य रसस्यवा ।
विरुद्धं तत् परित्याज्य मन्यथा वा प्रकल्पयेत् ॥ "

" કોઈ ઐતિહાસિક ઇતિવૃત્તમાં જે વૃત્તાંત નાયકનાં લક્ષણથી અથવા રસથી વિરૂદ્ધ હોય, તેનો ત્યાગ કરવો; અને કદાપિ જરૂર લાગે તો નાયક તથા રસને અનુસારે તેમાં ફેરફાર કરીને અથવા આગળ પાછળ ગોઠવીને નાટકના ઇતિવૃત્તની રચના કરવી." એજ ગ્રંથમાં, આ પ્રમાણે પૂર્વના કવિઓ કરતા આવ્યા છે તેનાં ઉદાહરણ પણ આપ્યાં છે. જેમ, ઉદાત્તરાઘવમાં તેના કર્ત્તા માયુરાજે રામે કપટ કરીને વાલિનો વધ કર્યો છે તે ભાગ તજી દીધો છે; અને વીરચરિતના કર્ત્તા ભવભૂતિએ એ વાત ફેરવી નાખી છે. એવી રીતે કે, વાલિ રાવણની સાથે મિત્રતા રાખીને રામનો વધ કરવા આવતો હતો માટે તેને રામે માર્યો. એવીજ રીતે ઉપર વિસ્તારથી લખેલા કથા ભાગમાંથી કવિએ કેટલોક નીરસ ભાગ ગાળી નાખ્યો છે, એમ નાટક જોતાં વાંચનારની દૃષ્ટિએ સ્પષ્ટ આવશે. બહુધા તો અમે પણ કથા ભાગનો ઉતારો કરતાં જે જે ભાગ નાટકકર્ત્તાએ તજી દીધો છે તે તે ભાગ આગળ ત્યાગચિન્હ કરી બતાવ્યાં છે. મહાભારતમાં એવા પ્રસંગ વ્યાસે બહુ વર્ણવ્યા છે કે જેથી પાંડવોની દ્રૌપદી ઉપર અસાધારણ પ્રીતિ હતી એમ માલમ પડી આવે છે. અહીં પણ અત્યંત ગહન અને જીવના જોખમવાળી જગોમાં જઇ ભીમે કેવળ દ્રૌપદીને ખુશ કરવા માટે કમળ લાવવાનું સાહસ કર્યું હતુ, એમ નાટકમાં વર્ણાયું છે; પણ ભીમ આવડું મોટું સાહસ કેવળ કમળ લાવવા માટે ખેંચી લે એટલો ધૈર્યવાન્ હતો કે નહિ, તથા દ્રૌપદીપ્રતિ બીજા પાંડવો કરતાં ભીમની એવી વિશેષ પ્રીતિ હતી કે નહિ, એ વાત કવિએ પ્રથમ

બતાવી આપવી જોઈએ. કેમકે જો ભીમ પાસે એકાદ રાક્ષસનો વધ કરાવી તેના ઉદ્ધત બળની અસર કવિ શ્રોતાના મનપર ન બેસાડે, તેમ દ્રૌપદી સાથે તેનો સહવાસ વર્ણી દ્રૌપદી પરની તેની ગાઢી પ્રીતિ પણ પ્રથમ ન બતાવે, તો આ નાટકના પાછલા અંકોમાં વર્ણાયલું ભીમનું જીવ-સાટાનું સાહસ, અને તેને હાથે થતું કુબેરના અનુચરો આદિકનું મરણ સુઘટિત થાય નહિ. મહાકવિ પ્રેમાનંદના લક્ષ્યમાં પણ આ વાત હતી, એમ તેની નાટકની વસ્તુસંકલના પરથી જણાઈ આવેછે. જુઓઃ નાટકના પેહેલા બે અંકોમાં ભીમદ્રૌપદીનો શૃંગાર વર્ણીને ભીમની દ્રૌપદી પ્રતિ અસાધારણ પ્રીતિ વર્ણવી છે; અને જટાસુરના વધનો પ્રસંગ પણ પ્રથમ વર્ણવીને ભીમનું રાક્ષસ હણવામાં સાહસ પણ પ્રથમથીજ બતાવી આપ્યું છે! પેહેલાજ અંકમાં કવિ મંત્રાનંદ થયેલા રાક્ષસનો અને દ્રૌપદીનો દેખાવ આપેછે. તથા ત્યાંથી નાટક શરૂ કરેછે. મહાભારતમાં મંત્રશાસ્ત્રી થઈને આવેલા જટાસુરને યુધિષ્ઠિર વગર ઓળખી રાખેછે, એમ વર્ણેછે; પણ અહીં કવિ યુધિષ્ઠિરના પાત્રને કેવી રીતે જાળવી લેછે? અહીં દ્રૌપદીદ્વારા મંત્રાનંદને રખાવેછે. સ્ત્રીઓ સર્વદા બીજા પ્રત્યે વિશેષ દયાળુ લાગણીવાળી હોવાથી તેમનાં કપટ તુરતાતુરત ન જાણતાં જે તેમના કાલાવાલા કરે તેમને માટે ભલામણ કરવામાં ઉતાવળી હોયછેઃ એજ સામાન્ય સ્વભાવ દ્રૌપદીમાં વર્ણવવાથી દ્રૌપદી પાત્રની ખુબીમાં વધારો થાયછે, અને યુધિષ્ઠિર જેવું રાજનીતિજ્ઞ પાત્ર મંત્રાનંદ સરખા કપટી તરફ સંશયની દૃષ્ટિથી જુએ છે, એમ વર્ણીને પણ કવિએ યુધિષ્ઠિર પાત્રની શોભામાં અત્યુત્તમ વધારો કર્યોછે. આમ કહીને અમે વ્યાસ મહાત્માની ભૂલ કાઢીએ છીએ, અને પ્રેમાનંદ કવિએ તેને સુધારીછે એમ કહીએછીએ, એમ સમજવું નહિ. વ્યાસ મહાત્માએ ઈતિહાસ લખ્યોછે અને આ કવિએ નાટક લખ્યું છે, માટે નાટકને અનુરૂપ ફેરફાર કરવો કવિને યોગ્ય હતો, અને તે કર્યો છે, એમ અમારૂં કહેવું છે. કવિ જો ભારતની કથાનેજ અનુસરત, અને નાટકને યોગ્ય ફેરફાર તેમાં ન કરત, તો પાંચાલીપ્રસન્નનાટક જે આજ આપણે રસમય જોઇએ છીએ તેવું થાત કે નહિ, એ વિચારવા જેવું છે.

મંત્રાનંદની ભીમ પાસે ભલામણ કરાવીને તેને રખાવ્યો છે, પણ પ્રસંગ જોઈને તે દ્રૌપદી વગેરેનું હરણ કરી જાય છે. ભારતમાં આ બનાવનું સ્થળ ગંધમાદન પર્વત વર્ણ્યું છે. પણ આપણે બદરીવનનો કામ્યક આશ્રમ છે, એમ માનવું જોઇએ; કેમકે યુધિષ્ઠિર પ્રથમ ત્યાં રહેતા હતા, અને તે

સ્થળથીજ ભીમ કમળ લેવાને ગંધમાદન ઉપર ગયો હતો. રાક્ષસે હરણ કર્યું તે વખતે લોમશાદિ ઋષિઓ સ્નાન કરવા ગયા હતા, એમ ભારતમાં કહેછે અને કવિ તેમને ચિત્રરથ ગંધર્વ પાસે અર્જુનની ખબર પૂછવા મોકલે છે. અર્જુન ત્યાં નહોતો એ વાત શ્રોતાને જણાવવાને કવિએ આ રચના કરી છે માટે તે સફળ છે. વચમાં યજ્ઞનો તથા બ્રહ્મભોજન વગેરેનો પ્રસંગ વર્ણાયો છે તે પ્રકરીરૂપ ( અવાંતર પ્રસંગના. એક અંગરૂપ ) હોવાથી ઇતિવૃત્ત તરિકે ઝાઝો લક્ષ્ય આપવા જેવો નથી, તથાપિ નાટકના વાંચનાર કે જોનારને તો તે ખરેખરી ગમ્મત આપનારા છે. રાક્ષસ દ્રૌપદીનું હરણ કરીને પોતાને ઘેર લેઇ જાય છે તથા ભીમ ત્યાં આવીને તેને મારેછે, એટલે બે અંક સમાપ્ત થાય છે. ભારતમાં એવું વર્ણન છે કે ભીમ રાક્ષસને રસ્તામાં પકડી પાડેછે અને મારે છે. આ પ્રસંગમાં પણ આટલો ફેરફાર કરવામાં કવિનો હેતુ નાટક વાંચનારના લક્ષ્યમાં તુરત આવે એવો છે. કીચકનો વધ સાંભળવાના પ્રસંગમાં જે ગમ્મત પડેછે તેવીજ કાંઈક અહીં જણાય છે. સ્ત્રીલોભી મૂઢ રાક્ષસ ભીમને સ્ત્રી જાણી કેવો ઠગાય છે, એ ગમ્મત બતાવવાને કવિએ બે ડગલાં આગળ ચલાવી રાક્ષસને તેને ઘેર પોહોચાડયો છે. પણ એ કરતાં એવો ફેરફાર કરવાનું બીજું મોટું કારણ છે તે રસજ્ઞો તથા નાટયશાસ્ત્રના જાણનારા જોઇ શકશે. આ નાટકમાં પ્રધાન રસ વીર છે તથા તેના અંગભૂત રસ શૃંગાર, રૌદ્ર, કરૂણ, અને ભય પણ થોડા થોડા વર્ણાયા છે જો કવિ ભારતમાં લખ્યા પ્રમાણે અધવચ દ્રૌપદીને છોડાવી દેત તો કદાચ રૌદ્ર કે વીર રસ વર્ણી શકત અને તેથી કમળહરણના પ્રસંગમાં પાછી તેની પુનરૂક્તિ થવાથી રસદોષ થાત; માટે એ જગોએ ભય અને શોકસ્થાયિભાવનું પોષણ કરવાનો કવિને પ્રસંગ યોગ્ય લાગ્યો, અને તેટલા માટે રાક્ષસના વધનો પ્રસંગ તેના ઘરમાંજ વર્ણ્યો. વળી વધનો પ્રસંગ જો આમ ન વર્ણ્યો હોત, અને રસ્તામાં વર્ણ્યો હોત તો તેને કોઇ પણ પ્રકારથી તિરોધાન કરવો પડત. કેમકે—

> " दूराध्वानं वधं युद्धं राज्यदेशादिविप्लवम् ॥
> संरोधं भोजनं स्नानंसुरतं चानुलेपनम् ॥
> अम्बरग्रहणादीनि प्रत्यक्षाणि न निर्दिशेत् ॥ "

અર્થ—દૂર માર્ગનું ભ્રમણ, કોઇનો વધ, યુદ્ધ, રાજ્ય અથવા દેશનો નાશ, નગરને ઘેરો ઘાલવો, ભોજન કરવું, સ્નાન કરવું, સ્ત્રી પુરૂષનો

સંભોગ, શરીરે ચંદન આદિનો લેપ, અને વસ્ત્ર ધારણ કરવાં કે વસ્ત્ર ખેંચી લેવાં, એ વગેરે પ્રસંગ રંગભૂમિ ઉપર બતાવવા નહિ." ( દશરૂપ ). એવી નાટયશાસ્ત્રની આજ્ઞા છે. ત્યારે જો રાક્ષસના વધના પ્રસંગને તિરોભૂત કરત, તો બીજા અંગભૂત રસ વર્ણવવાના પ્રસંગ પણ કવિ ખોત. માટે રાક્ષસનો વધ રાક્ષસના ઘરમાંજ કર્યો છે, તેજ ઠીક કર્યું છે.

ત્રીજા અંકમાં પવનથી ઉડી આવેલા કમળને જોઇને દ્રૌપદી ભીમ પાસે તેવાં કમળ માગે છે, અને ભીમ તે લેવા જાય છે, એ વર્ણન છે. ભીમને રસ્તામાં ભૂતાદિ તથા વનદેવતાઓ મળે છે, એ પકરી રૂપ પ્રસંગ કવિકલ્પિત છે. કવિએ એમ વર્ણ્યું હોત કે "ભીમ ગાઢ જંગલમાં ગયો, ત્યાં વાઘ હતા ત્યાં વરૂ હતાં, ત્યાં હાથી હતા, ત્યાં પાડા હતા, ત્યાં કેળનાં વન હતાં, ઇત્યાદિ" તો તે વર્ણન નાટકને ઘટતું છે એમ કોઇ કહેશે ? ત્યારે ગંધમાદનના દેવતાઇ વનનું વિકટપણું અને દેવતાઇપણું બતાવવાને કવિએ બીજું શું કરવું જોઇતું હતું ? વન દેવતાદિકનો પ્રસંગજ આ વાતને ઉત્તમ રીતે બંધ બેસતો થઇ પડે છે. એ પ્રસંગ વર્ણવવામાં કવિએ જે ખુબી કરી છે તે વિષે અમે હવે પછી બોલીશું. અહીં તો માત્ર નાટકનું ઇતિવૃત શું છે તેજ બતાવીએ છીએ.

ચોથા અંકમાં હનુમાન્ તથા ભીમનો મેળાપ ભારતમાં કહ્યા પ્રમાણે વર્ણાયો છે. ભારતમાં હનુમાને યુગયુગના ધર્મ વગેરે કેટલીક વાત ભીમના પૂછવાથી કહીછે તેનું વર્ણન છે, તે કવિએ પ્રસંગને ન લગતું હોવાથી તથા રસને નિરૂપયોગી હોવાથી તજી દીધું છે. તેમ હનુમાન્નું ત્રેતાયુગનું મહાન્ સ્વરૂપ ભીમને બતાવ્યાની વાત પણ તજી દીધી છે. કેમકે ભીમ સરખા પરાક્રમીથી હનુમાન્નું પૂંછડું સુદ્ધાં ખસેડી ન શકાયું, એ વગેરે વર્ણન કરવાથી વીરનો અંગભૂત અદ્દ્ભુત રસ જેટલો આવવો જોઇએ તેટલો આવી જાયછે; તેમ છતાં હનુમાન્ના મોટા સ્વરૂપનું દર્શન કરાવીને અદ્દ્ભુત રસ સંપૂર્ણપણે વર્ણવી અંગની અતિવિસ્તૃતિ રૂપ રસદોષ કવિ શામાટે કરે ? આ જગોએ જો કવિએ એ વાત છોડી ન દીધી હોત તો જરૂર અદ્દ્ભુત રસ જે ગૌણ છે તે પ્રધાન થાત, અને તેથી પ્રધાન રસ વીર છે તે ઝાંખો પડી જાત. પણ બીજા કવિઓ કરતાં જે પ્રેમાનંદને રસજ્ઞ વિદ્વાનો વખાણે છે, તે આવી ભૂલ કેમ કરે ?

પાંચમા અંકમાં બદરીવનમાં રહેલા યુધિષ્ટરને ઉત્પાતનું દર્શન થાય છે તેથી તેઓ ઘટોત્કચ આદિની સાહાયથી સૌગંધિક વનમાં જાયછે. ભીમ

તે વખતે હનુમાને બતાવેલી સૌગંધિક વનની તલાવડી આગળ જઇ કુબેરના સેવકોનો પરાજય કરી તલાવડીમાંથી કમળ એકઠાં કરી રહ્યાછે ! ભીમથી પરાજય પામેલા કુબેરના અનુચરો આ વાતની કુબેરને જાણ કરેછે, ત્યારે કુબેર તેમને માત્ર એટલુંજ કહેછે કે "દ્રૌપદી નિમિત્ત ભીમસેન કમળ લેછે એ વાત હું જાણું છું: તેને રોકવો નહિ." ભારતમાં એમ છે; પણ નાટ્યશાસ્ત્રના નિયમ પ્રમાણે નિર્વહણ સંધિને અંતે ચારે પાસથી આનંદની વૃષ્ટિ થવી જોઇએ, માટે કવિ અહીં કુબેરને અને અર્જુનને પણ લાવી મેળવેછે, અને નાટક પૂરૂં થાયછે.

મહાભારતમાં વર્ણાયલા પ્રસંગોમાંથી ઉપર કહ્યા તેટલા પ્રસંગની સુંદર સંકલના કરીને મહાકવિ પ્રેમાનંદે આ નાટક લખ્યુંછે. એ નાટકજ છે, એમ તો એને જોઇને હરકોઇ સામાન્ય માણસ પણ કહી શકશે, પણ રૂપકના દશ કે ઉપરૂપકના અઢારમાંથી તે કયા પ્રકારનું છે, એ વાત વિદ્વાનોને જાણવા જેવી છે. અમે તેને સર્વ રૂપકોમાં અગ્રગણ્ય નાટકનું નામ આપીએ છીએ. નાટકનાં લક્ષણ સાહિત્યદર્પણમાં લખેછે કે:—

" नाटकं ख्यातवृत्तं स्यात्पंच संधिसमन्वितम् ।
विलासर्द्ध्यादिगुणवद्युक्तं नाना विभूतिभिः॥
सुखदुःखसमुद्भूति नाना रसनिरन्तरम्
पंचादिका दशपरास्तत्रांकाः परिकीर्तिताः ॥
प्रख्यातवंशो राजर्षि धीरोदात्तः प्रतापवान् ।
दिव्योथादिव्यादिव्यो वा गुणवान्नायको मतः ॥
एक एव भवेदंगी शृंगारो वीर एववा ।
अगमन्ये रसाः सर्वे कार्यो निर्वहणेद्भुतः ॥
चत्वारः पंच वा मुख्याः कार्यव्यापृतपूरुषाः ।
गोपुच्छाग्रसमानं तु बंधनं तस्य कीर्त्तितम् " ॥

અર્થ— "ઇતિહાસાદિમાંથી પ્રખ્યાત વૃત્તાંત લેઇને નાટક રચવું જોઇએ તથા તેમાં મુખ વગેરે પાંચ સંધિઓ વર્ણાવા જોઈએઃ નાટકમાં વિલાસ, સંપત્તિ વગેરે ગુણ વર્ણાવા જોઈએ તથા નાના પ્રકારનાં ઐશ્વર્ય પણ વર્ણાવાં જોઇએ. તેમાં સુખ અને દુઃખની ઉત્પત્તિ વર્ણાવી જોઇએ. જૂદા જૂદા રસ અવિચ્છિન્નપણે વર્ણાવા જોઇએ. તેમાં ઓછામાં ઓછા પાંચ

અને ઘણામાં ઘણા દશ અંક થવા જોઇએ. નાટકમાં જે નાયક યોજવો તે પ્રખ્યાત વંશનો રાજર્ષિ, ધીરોદાત્ત વગેરે ગુણનો, પ્રતાપવાન્, દિવ્ય અથવા દિવ્યાદિવ્ય પ્રકૃતિનો જોઇએ. નાટકમાં પ્રધાન રસ શૃંગાર અથવા વીર એમાં-થી એકજ જોઇએ. અને બીજા સર્વે રસ અંગભૂત વર્ણવવા. નિર્વહણ સંધિમાં અદ્ભુત રસ વર્ણવવો. નાટકના કાર્યમાં ચાર કે પાંચ મુખ્ય પુરૂષોનો ઉપયોગ કરવો. તથા તેના અંકની રચના ગાયના પૂંછડા જેવી કરવી, એટલે પેહેલા અંક કરતાં બીજો અંક નાનો, એમ ઉત્તરોત્તર અંક નાના કરવા."

આ બધાં લક્ષણો જો પાંચાલીપ્રસન્નાખ્યાનમાં હોય તો તેને સા-માન્યપણે તદ્ધિ પણ યથાશાસ્ત્ર નાટક કહેવું જોઇએ. આ નાટકનું ઇતિ-વૃત્ત મહાભારતમાં છે, અને તે વળી પાંડવસંબંધી હોવાથી વિશેષ પ્રખ્યાત છે. એમાં મુખ, પ્રતિમુખ, વગેરે પાંચ સંધિઓ વર્ણાયા છે, તે તેની ટીકામાં તે તે ઠેકાણે બતાવવામાં આવ્યું છે, અને આ વિવેચનમાં પણ અમે તે યોગ્ય સ્થળે સ્ફુટ કરીશું. વળી આ નાટકમાં યજ્ઞાદિક સંપ-ત્તિ, નૃત્યાદિક વિલાસ, અને શૌર્યાદિક અથવા વનશોભા આદિક વિભૂતિ પણ વર્ણેલી છે. દ્રૌપદી આદિ પાત્રોનું પ્રિયસમાગમ વગેરેથી સુખની અને જટાસુરે કરેલા હરણ વગેરે પ્રસંગથી દુઃખની ઉત્પત્તિ પણ વર્ણવી છે. એમાં ભીમ અને દ્રૌપદીના પ્રસંગદ્વારા શૃંગાર, વિદ્યાર્થીઓ અને ભીમઘટોત્કચ-ના પ્રસંગદ્વારા ભયાનક, જટાસુર અને દ્રૌપદીના પ્રસંગદ્વારા કરૂણ, જટાસુર અને ભીમના પ્રસંગદ્વારા રૌદ્ર, ભીમના અને હનુમાનના પ્રસંગદ્વારા અદ્ભુત તથા ભીમ અને યક્ષસેવકોના પ્રસંગદ્વારા વીરરસ નિરંતર જમાવ્યો છે. એ બધા રસો સંતત છૂટા છૂટા પણ એકના અંતર્ધાન થવાની સાથે બીજાની ઉત્પત્તિ થાય એમ સંકળાયલા આ નાટકમાં જોવામાં આવેછે; તથા જેમ માળાના મણકામાં આખો દોરો સળંગ હોય તેમ વીરરસ આખા નાટકમાં આદિથી અંતસુધી પ્રધાનપણે જોવામાં આવેછે. આ નાટકના અંક પણ પાંચ કરેલા છે. ભીમસેન નાયક છે તે પ્રખ્યાત ચંદ્રવંશનો રાજર્ષિ છે. વળી તે ધીરો-દાત્ત પણ છે. કેમકે શોક અને ક્રોધાદિકથી તેનું ચિત્ત પરાભવ પામતું નથી. તેને જટાસુર ઉપર ક્રોધ થાય છે ખરો, પણ જટાસુરને મારવો એ જાણે તેને મન રમત હોય તેમ તે તેની સાથે દ્રૌપદીના વેશમાં ઢંકાઇને ગમ્મત પણ કરે છે. વનદેવતાઓ ઉપર તે ક્રોધ કરે છે પણ સ્ત્રીઓને હણવી નહિ, એવું હનુ-માનનું વચન તે યાદ લાવે છે. એવી રીતે વીર પુરૂષને ઘટે તેટલો ક્રોધ જો

કે વર્ણાયો છે તથાપિ તે ક્રોધથી ગાંડો બની ગયો હોય તેમ વર્ણાયું નથી, માટે તેનું મન ક્રોધથી પરાભવ ન પામીને વિવેકની મર્યાદામાં રહેલું હોય તેમ વર્ણાયું છે. ભીમનામાં આપણે કોઇ કોઇ ઠામે આત્મસ્તુતિ દેખીએ છીએ પણ તે એવી પ્રસંગાનુસાર છે કે તેથી એની ધીરોદાત્તતા બગડતી નથી. તે અતિ ગંભીર છે. ભીમનું પાત્ર મહાત્મા વ્યાસે પણ અક્ષમાશીલ વર્ણ્યું છે માટેજ આ કવિ પણ એક જગોએ ભીમ પાસે કહેવરાવે છે કે "ક્ષમાની તમા! અને તે ભીમભડને!!" એમ છતાં તેજ જગોએ તેણે દ્રૌપદીના મર્મ-વેધક વાક્યની તેને (દ્રૌપદીને) ક્ષમા પણ કરી છે. આમ વર્ણીને કવિએ ધીરોદ્ધત્ત થઇ જતા ભીમ પાત્રની ધીરોદાત્તતા જાળવી છે. ભીમમાં નિગૂઢ (અંતરમાં ઢંકાયલો) અહંકાર તો ઘણો હતો. એ એટલી સુપ્રસિદ્ધ વાત છે કે તેને ઉદાહરણની જરૂર ધારતા નથી. છેવટે તે દઢવ્રત અથવા જે અંગીકાર કર્યું હોય તે છોડે નહિ એવો હતો, એમ પણ કવિએ ભીમ હનુ-માનના મેળાપ વખતે વર્ણી બતાવ્યું છે. હનુમાને ભીમને કહ્યું કે જો તારી ઇચ્છા હોય તો તે દિવ્ય કમળ હુંજ તને લાવી આપું." ત્યાં આગળ ભીમે તે કમળ ગમે તેટલા કષ્ટે પણ પોતેજ લાવવાની ઈચ્છા કરી, એથી તેનું દઢ-વ્રતપણું જળવાયું છે.

કોઈ કહેશે કે ભીમ નાયક ધીરોદાત્ત નહિ પણ ધીરોદ્ધત્ત હતો. કેમકે તે શૌર્યાદિ મદવાળો, અસહનશીળ તથા આત્મસ્તુતિ કરવાવાળો હતો. પણ આ વાત ખરી નથી, એમ નીચે લખેલા ધીરોદાત્તના તથા ધીરોદ્ધતના લક્ષણથી માલમ પડશે. દશરૂપના બીજા પરિચ્છેદમાં ધીરોદાત્તનું લક્ષણ ગ્રંથકાર લખેછે કે—

" महासत्वोऽतिगंभीरः क्षमावानविकत्थनः ।
स्थिरो निगूढाहंकारो धीरोदात्तो दृढव्रतः ॥ "

અર્થ—" મોટા ધૈર્યવાળો, અતિગંભીર, ક્ષમાવાન્, આત્મસ્તુતિ નહિ કરનાર, સ્થિર, નિગૂઢ અહંકારવાળો, તથા દઢવ્રત હોય તેને ધીરોદાત્ત નાયક જાણવો."

હવે તેજ ગ્રંથમાં ધીરોદ્ધતનાં લક્ષણ લખે છે કે—

" दर्प मात्सर्य भूयिष्ठो मायाछद्मपरायणः ।
धीरोद्धतस्त्वहंकारी चलश्चन्डो विकत्थनः ॥ "

અર્થ—" અત્યંત ગર્વ અને અત્યંત અદેખાઈવાળો, છળ કપટ કરનાર, અહંકારી, અસ્થિરમનવાળો, ચંડ—ભયંકર કોપવાળો અને આત્મસ્તુતિ કરનારો હોય તેને ધીરોદ્ધત જાણવો. "

ભીમ નાયક આ નાટકમાં કેવી રીતે વર્ણાયોછે તે જોવાથી આ વાતનો ખુલાસો થઇ જશે. ભીમને છળકપટ કરનારો તથા અસ્થિર મનવાળો કવિએ કોઇ જગોએ વર્ણ્યો નથી; અને ખરૂં પૂછો તો વર્ણાય પણ નહિ. બહુધા પ્રતિનાયકને ધીરોદ્ધત્ત વર્ણવવામાં આવેછે. આ નાટકમાં જટાસુર એ પ્રતિનાયક છે માટે તેને નાટ્યશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે—

" लुब्धो धीरोद्धतः स्तब्धः पापकृद्व्यसनी रिपुः। "

એટલે લોભી, ધીરોદ્ધત, સ્તબ્ધ ( જડ—અક્કડ ), પાપી, વ્યસની અને નાયકનો શત્રુ, એવો પ્રતિનાયક યોજવો. અને એ પ્રમાણે જટાસુરની યોજના પણ કવિએ કરી છે. તેને દ્રૌપદીના લોભવાળો વર્ણ્યો છે; ધર્મરાજાનાં સામવચન અને દ્રૌપદીનાં પ્રાર્થનાવચન તે માનતો નથી, એમ બતાવીને તેને સ્તબ્ધ પણ વર્ણ્યો છે; તેના બારણા આગળ મનુષ્યનાં ચૂશી ખાધેલાં શરીર પડેલાં કહીને તેને પાપી વર્ણ્યોછે; તે મનુષ્ય સ્ત્રીઓનું હરણ કરેછે, એમ બતાવીને તેને કામાદિ વ્યસનવાળો વર્ણ્યો છે, અને તે ભીમની નિંદા કરે છે, એમ બતાવીને તે દ્વારા તેને નાયકનો શત્રુ પણ વર્ણવ્યો છે. પ્રતિનાયકના એ બધા ગુણ સાથે તે ધીરોદ્ધત પણ હોવો જોઇએ. દ્રૌપદી આદિ તથા પાંડવોને લેઇ જતી વખતે તેનાં વચન તપાસો તેમાં ગર્વ અને અહંકાર માલમ પડી આવે છે. તે મંત્રાનંદ થઇને રહ્યો છે તેમાં તથા દ્રૌપદીને છેતરવાને તે અર્જુન તથા ભીમનું રૂપ ધરીને આવે છે તેમાં, તેની માયા તથા છળ કપટ જણાઇ આવે છે. મંત્રાનંદ રૂપે છતાં તે વિદૂષકાદિની અદેખાઇ કરે છે એ તેનો મત્સર ગુણ છે. અને એજ રીતે ધીરોદ્ધત્તપણાનાં બીજાં લક્ષણ પણ તે પાત્રમાં વર્ણાયલાં ઠામ ઠામ મળી આવશે.

ભીમ નાયક જેમ ધીરોદાત્ત છે તેમ પ્રતાપવાન છે; જો ન હોય તો ભૂતપ્રેતાદિ, વ્યાઘ્રસિંહાદિ, અને યક્ષરાક્ષસાદિ તેનાથી પરાભવ પામત નહિ; એટલુંજ નહિ, પણ સ્વતઃ કુબેર પણ એમ ઇચ્છે કે, ભીમની વાંચ્છેલી વસ્તુને

આપતાં પક્ષોએ આડ કરી વાર લગાડી તેની ક્ષમા ભીમ આપશે કે નહિ ! ” આ નાયકનો પ્રતાપ નહિ તો શું કહેવાય ? વળી ભીમ દેવથી માનુષીને પેટે અવતરેલો હોવાથી દિવ્યાદિવ્ય નાયક છે.

નાટકમાં એક પ્રધાન રસ જોઈએ તે પ્રમાણે આ નાટકમાં વીરરસ પ્રધાન છે, અને બીજા પાછળ કહ્યા તેવા રસ અંગભૂત અથવા ગૌણ છે. નિર્વહણ સંધિમાં હનુમાનાદિના પ્રસંગમાં તથા વનમાં ચાલતાં વૃક્ષો ઉપાડી ફેંકી દેવાના પ્રસંગમાં અદ્‌ભુત રસ પણ વર્ણાયો છે. આ નાટકમાં ભીમ, જટાસુર, અને વિદૂષક એ ત્રણ પુરૂષ અને દ્રૌપદી તથા વસંતિકા એ બે સ્ત્રી મળીને પાંચ પાત્રો મુખ્ય કાર્યમાં વ્યાપૃત છે. આ નાટકના અંક પણ ઉત્તરોત્તર નાના થતા ગયા છે. માટે ગોપૂચ્છાગ્ર સમાન નાટકનું નિબંધન પણ થયું છે.

આ પ્રમાણે એમાં નાટકનાં સર્વે લક્ષણો યથાસ્થિત હોવાથી તેને *શુદ્ધ નાટકનું નામ ઘટે છે. પાછળ કહ્યું તેમ એના પાંચ અંક કરેલા છે. અંકનું* લક્ષણ સાહિત્યદર્પણમાં લખે છે કે—

“ प्रत्यक्षनेतृचरितो रसभावसमुज्ज्वलः ।
भवेदगूढशब्दार्थः क्षुद्रचूर्णकसंयुतः ।
विच्छिन्नावान्तरैकार्थः किंचित्संलग्नबिन्दुकः ।
युक्तो न बहुभिः कार्यैर्बीजसंहृतिमान् न च ।
नाना विधानसंयुक्तो नातिप्रचुरपद्यवान् ।
आवश्यकानां कार्याणामविरोधाद्विनिर्मितः ।
नानेकदिननिर्वर्त्यकथया संप्रयोजितः ।
आसन्ननायकः पात्रैर्युतस्त्रिचतुरैस्तथा ।
दूराह्वानं वधो युद्धं राज्यदेशादिविप्लवः ।
विवाहो भोजनं शापोत्सर्गौ मृत्यू रतं तथा ।
दंतच्छेद्यं नखच्छेद्य मन्यद्व्रीडाकरं च यत् ।
शयनाधरपानादिनगराद्युपरोधनम् ।
स्नानानुलेपने चैभिर्वर्जितो नातिविस्तरः ।
देवीपरिजनादीनाममात्यवणिजामपि ।
प्रत्यक्षचित्रचरितैर्युक्तो भावरसोद्भवैः ।
अन्तनिष्क्रांतनिखिलपात्रोंऽक इति कीर्तितः ॥ ”

અર્થ—અંકમાં નાયકનું ચરિત પ્રત્યક્ષ દેખાડવું. તેને રસ અને ભાવની વ્યંજનાદિથી પ્રકાશિત કરવો. તેમાં શબ્દોની યોજના સૌને સમજાય એવી કરવી, અને કદાચિત્ ગૂઢ શબ્દ વાપરવો પડે તો ટુંકામાં તેની સમજણ પણ આપવી. તેમાં જૂદાં જૂદાં પ્રાસંગિક ઇતિવૃત્ત વર્ણવવાં પણ તે બધાંનો સંબંધ મુખ્ય ઇતિવૃત્ત સાથે મળવો જોઇએ. (પ્રાસંગિક ઇતિવૃત્ત પણ એવું ન જોઇએ કે જેને ઉપાડી લેવામાં આવે તોપણ મુખ્ય ઇતિવૃત્ત ખંડિત ન થઇ શકે). પતાકારૂપ પ્રાસંગિક ઇતિવૃત્તનું બીજ અંક પૂરો થતાં નાશ ન કરવું, પણ કાંઇક વળગેલું રાખવું, એટલે તેનો સંબંધ તે પછીના અંકોમાં નીકળી આવે એમ કરવું. એકજ અંકમાં અનેક કાર્યવાળા વૃત્તાંત યોજવા નહિ. ( ખરૂં જોતાં તો ગમે તેટલા અંકવડે આખું નાટક બનતું હોય તથાપિ તેમાં કાર્ય (પરિણામ) એકજ આવવું જોઇએ ). અંક પૂરો થાય ત્યાં આગળજ બીજનો સંહાર ન કરવો, પણ બીજ એવાં મૂકવાં કે તેનાં ફળ પછીના અંકોમાં જોવામાં આવે. નાના પ્રકારનાં વિધાન એક અંકમાં બતાવવાં અને અતિશય પદ્ય તેમાં આણવાં નહિ. અંકની રચના એવી રીતે કરવી કે જેથી નાયકાદિનાં આવશ્યક નિત્યકર્માદિને બાધ આવ્યો છે એમ જોનારને જણાય નહિ. વળી એક અંકમાં અનેક દિનથી બને એવું ઇતિવૃત્ત પણ આણવું નહિ. ત્રણચાર પાત્ર અને નાયક અંકમાં વારાફરતી આવે એમ રચના કરવી. દૂરથી બૂમ મારવી, વધ કરવો, યુધ્ધ, રાજ્યભંગ, દેશભંગ, વિવાહ, ભોજન, શાપ, શાપનો ઉત્સર્ગ, મૃત્યુ, સંભોગ, દાંતે કરીને કાપવું, નખથી કાપવું, અને બીજું પણ એવું લજામણું હોય તે, શયન, અધરપાન, નગર વગેરેને ઘેરો ઘાલવો, સ્નાન કરવું, શરીરે ચંદનાદિનો લેપ કરવો, એવા બનાવ રંગભૂમિ ઉપર દેખાડવામાં આવે એવું વર્ણન અંકમાં કરવું નહિ. પટરાણી, પરિજન, પ્રધાન, વેપારી, એ સર્વેનાં એવાં પ્રત્યક્ષ ચિત્ર બતાવવાં કે જેથી ભાવ અને રસ દીપી નીકળે. અંકને અંતે રંગભૂમિ ઉપરથી બધાં પાત્ર જતાં રહે એવી રચના કરવી."

પાંચાલીપ્રસન્નનાટકના અંકો એ લક્ષણોથી યુક્ત છે કે નહિ તે જોઈએ. ભીમ નાયક છે અને તેનું ચરિત દરેક અંકમાં પ્રત્યક્ષ બતાવવામાં આવે છે, તથા તે કેવું રસમય તથા ભાવવ્યંજક છે તે ટીકામાં પણ બહુ સ્થળે બતાવ્યું છે એટલે અહીં તેનું પુરાવર્તન કરતા નથી. એમાં કોઈ કોઇ જગોએ ભાષા સંસ્કૃતપ્રાય હોવાથી સામાન્ય મનુષ્યને શબ્દાર્થ ઝટસૂઝી આવે તેમ નથી, પરંતુ તે તે સ્થળે પાત્રાનુરૂપ ભાષા હોવાથી તથા ભારતી વૃત્તિથી વર્ણન કરવાનું હોવાથી કવિએ તેમ કર્યું છે. એમ છતાં પણ એકંદર અંકની ભાષા-

રચના સરલ અને લૌકિક પ્રચારવાળી છે, તે તો આ નાટકમાં સમાયલી કંઇ સેંકડો કહેવતોથીજ માલમ પડી આવે છે. આમાં રાક્ષસની ભાષા કંઇક વિચિત્ર છે, પણ તેનો ખુલાસો તેજ સ્થળે ટીકામાં આપ્યો છે. અહીં એ વિષે એટલું જેવાનું છે કે તે ભાષા ગમે તેવી વિચિત્ર યોજવા છતાં પણ શ્રોતાને સમજવાને યોગ્ય કરી દીધી છે; આમાં દ્રૌપદીનું જટાસુરથી હરણ, એ પ્રસંગ અવાંતર કથારૂપ છે, પણ તે પ્રાસંગિક ઇતિવૃત્ત હોવાથી તેનું બિંદુ ( બીજ ) પેહેલા અંકની અંતે નાશ કર્યું નથી. તેમ તે ઇતિવૃત્ત ઠેઠ નિર્વહણ સંધિસુધી પોહોચાડીને છેવટે પણ જટાસુરનો ભાઈ ઘટાસુર ભીમને રોકવા આવ્યો ત્યાં સુધી પોહોચાડ્યું છે. કમળની પ્રાપ્તિ અથવા પાંચાલીને પ્રસન્ન કરવી એ એકજ કાર્ય બધા અંકોએ કરીને સિદ્ધ કર્યું છે. પેહેલા અંકમાં યજ્ઞપ્રસંગ તથા ભીમદ્રૌપદીનો વનવિહાર, આ બે પ્રસંગ વર્ણ્યા છે તે બે દિવસનું ઈતિવૃત્ત છે. બીજા અંકમાં જટાસુરના વધનો પ્રસંગ છે તે એક દિવસનું ઇતિવૃત્ત છે. તથા બાકીના અંકોમાં ભીમ કમળ લેવા ગયો તે પ્રસંગ છે. તે પણ એકજ દિવસનું ઇતિવૃત્ત છે. એવી રીતે એક અંકમાં અનેક દિવસોનું ઇતિવૃત્ત આણ્યું નથી. જટાસુરનો વધ રંગભૂમિપર બતાવ્યો નથી, એ વિષે તો પાછળ કહેવાઇ ગયું છે. કવિએ ભીમ દ્રૌપદીના બે પ્રસંગમાં શૃંગારની છેક છેલ્લી સીમાનું દર્શન કરાવી યુક્તિપૂર્વક પ્રસંગ બદલી નાખ્યો છે, એ પણ કવિના ચાતુર્યને ધન્યવાદ અપાવે એવું છે. અર્થાત્ સંભોગાદિ પ્રસંગ પણ સંભાળથી વર્ણ્યા છે. એ વિના અંકનાં બીજાં લક્ષણો પણ આ નાટકના અંકોમાં એવાં સ્ફુટ જેવામાં આવે છે કે તે વિષે વિશેષ વિસ્તાર કરી અકાંડપલ્લવિત કરવું ઠીક નથી. આવી રીતે નાટક તથા અંકના સંપૂર્ણ લક્ષણવાળા આ ગ્રંથને હવે આપણે વાંચવા માંડીએ.

ગ્રંથકાર પ્રથમ નાન્દીદ્વારા નાટકની વસ્તુનું સૂચન કરીને પૂર્વરંગ કરે-છે. આ નાન્દી કોણે બોલવી તે કાંઇ નાટકમાં લખ્યું નથી; કેમકે જૂના કવિ-ઓ તેમ કરતા નથી. પણ તે સૂત્રધારેજ બોલવી એવું અનુમાન થાયછે. હવે સૂત્રધાર અને નટનો સંવાદ ચાલેછે તે જાણવા જેવો છે. ગૂજરાતી ભા-ષાની તે વખતમાં કેવી અવગણના થતી હતી, તેનું બહુ સરસ ચિત્ર કવિએ ત્યાં આપ્યું છે. તેમ કવિની ગૂજરાતી ભાષાના અભિમાનની તીવ્ર લાગણી પણ ત્યાં સ્પષ્ટ જણાઈ આવેછે ! આ સ્થળે કવિએ સૂત્રધારના અને નટીના

મુખમાં મૂકેલા શબ્દો પ્રત્યેક ગૂજરાતી ભાષાના અભિમાનીના હૃદયની આરપાર નીકળી જાય એવા છે. " વિધાતાએ શું આ રંગભૂમિ ભાળી સ્વભાષા પર ભાવ ધરે એવો એકકેય રસજ્ઞ નહિ નિપજાવ્યો હોય! " ' गुर्जराणां मुखं भ्रष्टं ' એ પદ લખનારના મુખમાં ધૂળ નાખવા એકકે પટે થઇ રહીશું. " "હવે તારો જન્મ ગુર્જરી ભૂમિમાં થયોછે એમ હું ગણીશ. બાકી બીજા માટે તો હું આમ માનું છું ... અથવા ' मौनं सर्वार्थ साधनम्. ' આ વાક્યો કવિના મનનો કયો ભાવ સૂચવેછે ? પ્રેમાનંદના પેહેલા અને પછી અનેક કવિઓ થયા હશે, પણ ગૂજરાતી ભાષા ખીલવવાનું પણ લેઇ પાઘડી ન પેહેરનાર બીજો એક તો કોઇ જોઇએ ! અસ્તુ. પ્રેમાનંદના આવા પરિશ્રમ માટે આપણે તેના ઉપકૃત છીએ.

પૂર્વરંગ પછી નાટકની પ્રસ્તાવના શરૂ થાયછે તેમાં ઉપર કહેલી વાત વર્ણાઇ છે. પ્રસ્તાવનામાં નટીનું ઋતુને આશરીને ગાયન છે તેમાં પણ ગૂજરાતી ભાષાનીજ વાત છે ! ! તે પછી પ્રયોગાતિશય નામે પ્રસ્તાવનાના ભેદથી પાત્ર પ્રવેશ કરાવ્યો છે, તથા પ્રસ્તાવના; પૂરી કરીછે.

પેહેલા અંકમાં પેહેલો પ્રવેશ પાંચાલી તથા મંત્રાનંદનો છે. પાંચાલી પોતાની બદરીવનની ઝૂંપડીમાં ઉભી છે અને માયાવી રાક્ષસ મંત્રાનંદ થઇને તેને વિનવે છે કે યુધિષ્ઠિર માગ તરફ શંકાની નજરથી ન જુએ તેમ કરો. અહીં દ્રૌપદીની દયાર્દ્રતા, ઉદારતા, વિનય, બ્રાહ્મણપ્રતિ તેના પૂજ્યભાવ, પોતાના સ્વામી ઉપર તેની આસ્થા, અને રાજનીતિજ્ઞ પટરાણી તરિકે વાર્તાના મર્મને સ્પર્શ કરનારા તેના પ્રશ્ન જોઇને વાંચનાર વિસ્મય પામ્યા વિના રહેશે નહિ. પાંચાલી અને મંત્રાનંદની વાત ચાલતી હતી તેવામાં સ્મરવર્ધક ( વિદૂષક ) પ્રવેશ કરેછે. વિદૂષક ત્યાં મંત્રાનંદને જોઇને કહેછે કે, " ભટજી ! અહીં આવ્યા છો કે ? જોજો ઘડોલાડવો ન થઇ જાય ! ". આથી તથા મંત્રાનંદ પણ દ્રૌપદીસાથે બોલતાં એક બે વાર અખડાઈ પડે છે તેથી કવિએ શ્રોતાને બહુ સૂક્ષ્મપણે જણાવ્યું છે કે મંત્રાનંદ કોઇ નવીન અને વિલક્ષણ માણસ છે. એવી રીતે આરંભમાં બીજનો નિક્ષેપ કરીને કવિ મુખસંધિ વર્ણવવો શરૂ કરે છે.

બીજો પ્રવેશ નકુળનો છે. નકુળ પોતાની સ્થિતિનો શોક કરે છે તે દ્વારા પાંડવોની તે વખતની સ્થિતિ વર્ણવી છે. તથા એવી સ્થિતિમાં પણ

યથાશક્તિમિલિતોપચારવડે તેઓ યજ્ઞ કરતા, માટે તેમના મનનો ઉત્કર્ષ પણ વર્ણવ્યો છે. 'ગમે તેવી દુઃસ્થિતિ પ્રાપ્ત થાય તથાપિ મહાન્ પુરૂષો વિક્રિયા પામતા નથી,' એવું પ્રાચીનવાક્ય અહીં કવિએ યુધિષ્ઠિરાદિના ચરિતથી સિદ્ધ કરી બતાવ્યું છે. નકુળના પ્રવેશમાં તે જેટલો પોતાની સ્થિતિનો શોક નથી કરતો તે કરતાં તે દ્રૌપદીના વનવાસ સંકટનો વધારે શોક કરે છે. અને તેમ કરીને પ્રત્યેક પાંડવને દ્રૌપદી કેવી વાહાલી હતી તે બતાવી આપ્યુ છે. એવી વાહાલી દ્રૌપદી જે માગે તે આણી આપવાને પાંડવો તત્પર થાય, એવી પણ એ વૃત્તાંતથી કવિએ સૂચના કરી છે.

આ પ્રવેશનું સ્થળ રસ્તો છે, તેથી હવે પછીના ત્રીજા પ્રવેશમાં યજ્ઞશાળાનો દેખાવ આપવાનો અવકાશ આપવા માટે જાણે આચ્છાદન (cover) ન આપ્યું હોય તેવું છે. આગળના પ્રવેશોની હકીકતનું અવલોકન કરતાં આપણે જોઇશું કે બહુધા બધેય એક દૃશ્ય (scene) અને એક આચ્છાદન એમ કવિએ ક્રમવાર આપ્યું છે. હાલના વખતમાં જે નાટકો ભજવાય છે, તેમાં પ્રવેશોનો આવો ક્રમ બહુધા હોય છે તોજ તે ભજવવાને સરળ પડેછે. પ્રેમાનંદના વખતમાં આજની રીતે નાટકો નહિ ભજવતાં હોય એમ માનવાને કારણે છે, તેમ છતાં ઘણા પ્રાચીન વખતમાં પડદાઓ (ચિત્રપટ)સહિત નાટકો ભજવાતાં હતાં એ વાત પણ કેટલાક વિદ્વાનોએ સિધ્ધ કરેલીછે. તેવી રીતે દેખાવ આપી ભજવવાનો વિચાર મનમાં રાખી પ્રેમાનંદે આ નાટક લખ્યું હોય તો પ્રેમાનંદની બુદ્ધિ વિષે ખરેખર આશ્ચર્ય ઉત્પન્ન થાય છે.

ત્રીજો પ્રવેશ ધૌમ્ય લોમશનો છે. આ પ્રવેશમાં મુનિઓની સંસ્કૃતમય ભાષા તથા ઉદાહરણાર્થ સંસ્કૃત ભાષાની કહેવતો વગેરે જોવામાં આવે છે. યુધિષ્ઠિર યજમાન થઇને કોઇ નાનો યજ્ઞ કરેછે તથા ધૌમ્ય લોમશ તેના યાજક છે આ પ્રવેશમાં કવિ મંત્રાનંદને લગાર વધારે ઉઘાડો પાડવા જેવો કરેછે સ્મરવર્ધકની જગો મંત્રાનંદને પ્રાપ્ત કરી આપવાની ઇચ્છા દ્રૌપદીની હોવાથી સ્મરવર્ધક અને મંત્રાનંદની સ્પર્ધા અહીંથીજ ચાલુ થાય છે. સ્મરવર્ધકને સોંપેલું ઘી મંત્રાનંદ સંતાડી પછીથી પોતે ખોળી આપે છે અને એમ કરી સ્મરવર્ધકને હલકો પાડી પોતે વાહાલો થાય છે. પ્રતિનાયકના લક્ષણમાં વર્ણવેલા છળ અને મત્સર ગુણો વાંચનારે અહીં યાદ કરવા. કેટલાંક હલકાં નાટકોમાં જેમ અસંબદ્ધ વાણી બોલવાનેજ વિદૂષકનું પાત્ર યોજે છે તેમ અહીં કવિએ કર્યું નથી, તે પણ જોવા જેવું છે. વિદૂષકનાં બધાં વાક્યો સહ-

કિતક મર્માર્થવાળાં, પ્રસંગને લગતાં, તથા તેની સાથે શ્રોતાના હૃદયને હાસથી વિકસિત કરનારાં અહીં વર્ણાયાં છે. તેનાં કર્મ પણ તેવાંજ વર્ણાયાં છે. મહાયત્નથી મેળવી પૂર્ણાહુતિ સમયે હોમવા રાખી મૂકેલું ઘી પુરન્દર શબ્દથી શરૂ થતા મંત્રને અંતે હોમવું, એમ આજ્ઞા કર્યા છતાં વિદૂષક ફક્ત તે મંત્રનો પ્રારંભ થતાંજ પુરન્દરમાંના પુરન્ એટલા અક્ષરો સાંભળી પૂરણ થયું, એમ સમજી હોમી દે છે, અને તેથી ગંભીર મહર્ષિઓ ગુસ્સે થાય છે, ધર્માત્મા યુધિષ્ઠિર દિલગીર થાય છે, ખીજવાયલી દ્રૌપદી ( વિદૂષકને ) મેહેણાં મારે છે અને મંત્રાનંદનો તેની સાથે પડછો નાખી તેનો પક્ષ કરે છે, તથા એ સઘળું જોઇ વિદૂષક બાપડો ખશિયાણો પડી જાય છે. આ સર્વ દેખાવ જોનારના મનને કેવા આકર્ષણ કરે એવા છે, તે રસજ્ઞ વિના બીજા ભાગ્યેજ જાણી શકશે !

ચોથો પ્રવેશ ભોજનશાળાના રસ્તાનો છે. ( હવે પછીના પ્રવેશમાં આશ્રમ પાસેના ઉપવનનો તથા કમળવાળા સરોવરનો દેખાવ આપવામાં આવશે તેનું આ આચ્છાદન જાણવું. ) અહીં પ્રથમ મંત્રાનંદ એકલો પ્રવેશ કરેછે. તેના બોલવા પરથી હવે શ્રોતાઓ સમજે છે કે તે બ્રાહ્મણ નથી પણ બ્રાહ્મણના વેષમાં છૂપાયલો રાક્ષસ છે. આ વાત તેની પછી પ્રવેશ કરનારા ભારતીભટ, ભીમભટ, સોમભટ, મોદકાનંદ, સદાશિવ, વગેરે દ્વિજોની તેની સાથેની વાતચિતથી વધારે સ્પષ્ટ થાય છે. કવિએ આ જગોએ એવી રચના કરી છે કે બ્રાહ્મણો તે રાક્ષસ છે એવો ભેદ જાણ્યા વિનાજ તેની સાથે વાત કરે છે, અને રાક્ષસ એમ બીહે છે કે રખેને મને જાણી ગયા હોય ! તથા શ્રોતાઓ ખાતરીપૂર્વક જાણે કે એ રાક્ષસ છે. નાટકમાં જેને પતાકાસ્થાનક કહે છે તેના જેવી આ રચના છે.

પાંચમો પ્રવેશ તલાવમાં કમળ તોડતા ભીમનો છે. પાછલા પ્રવેશમાં શૃંગારના ઉદ્દીપન વિભાવ છૂટા છવાયા વર્ણાયા છે તે સર્વનો અહીં ઉપયોગ થવાને શૃંગાર વર્ણવ્યો છે. પ્રથમ વસંતિકા અને પછી પાંચાલી પ્રવેશ કરેછે. મંત્રાનંદને માનીતો કરાવવા ભીમને દ્રૌપદી આ જગોએ ભલામણ કરેછે. આ પ્રવેશમાં શૃંગાર કેવી રીતે વર્ણાયો છે, તથા તેને કેવી રીતે નાટકના ઇતિવૃત્તમાં ઉપયોગી કરી લીધો છે, તે કહેવા કરતાં તે સ્થળે જોવાથીજ વિશેષ અનુભવમાં આવશે.

છઠ્ઠો પ્રવેશ મુનિશિષ્યોનો છે. કૃશભટ, પુષ્પભટ, ભયભટ, નયનાથ, વિશ્રામનાથ, સામ્યનાથ, કામ્યનાથ, એવા નામવાળા વિદ્યાર્થીઓ મૃગયાએ જતા ભીમને મુનિનો સંદેશો કહેવા આવે છે, તથા ઘટોત્કચને અને ભિમને દેખીને બીહેછે. બાલ્યાવસ્થાની મનની સ્થિતિ, તથા તે વખતના અભિનય કવિએ આશ્ચર્ય ઉપજાવે એવી રીતે આ સ્થળે વર્ણ્યા છે. બીજા અંકમાં એમ વર્ણાશે કે ભીમની ગેરહાજરીમાં મંત્રાનંદ ત્રણ પાંડવો સહિત દ્રૌપદીને હરી ગયો, એ વાતને સુઘટિત કરવાને આગળથી આ પ્રવેશ વર્ણી મૂકયો હોય એમ લાગેછે. પેહેલો અંક અહીં પૂરો થાય છે.

બીજા અંકના પેહેલા પ્રવેશમાં પાંચાલીની પર્ણકુટી નજરે આવે છે. પાંચાલી પોતાને થતા અપશુકનનો ખેદ કરેછે, તેવામાં વસંતિકા આવીને તેને ભયની ખબર આપેછે, વસંતિકાના ભયનું આ ઠેકાણે કવિએ ઠીક વર્ણન આપ્યું છે. પછી અનુક્રમે તેજ જગોએ સહદેવ, નકુલ અને યુધિષ્ઠિર આવી ચઢે છે તથા શસ્ત્રાસ્ત્ર હરણ થવાનો શોચ કરેછે, અને મંત્રાનંદ ઉપર તેનો શક બતાવે છે. એવામાં મંત્રાનંદ એકાએક પ્રવેશ કરી વસંતિકા શિવાય બધાંને ઊંચકીને ચાલ્યો જાયછે, તથા વસંતિકા ભયથી મૂર્છિત થઈ જાયછે, અને પડદો પડે છે.

બીજા પ્રવેશમાં ધૌમ્ય, લોમશ, અને સ્મરવર્ધક પ્રવેશ કરેછે; તેઓ પાંડવોની શોધ કરે છે એમાં વસંતિકાનો આર્તસ્વર કાને પડવાથી લોમશ અને સ્મરવર્ધક જાયછે, તથા ધૌમ્ય ધ્યાન કરેછે. એલે પડદો ઉપાડવાથી વસંતિકાને મૂર્છિત પડેલી સ્મરવર્ધક જુએ છે, અને સર્વે મળી તેને શાંત કરવાનો યત્ન કરેછે. વસંતિકા શુદ્ધિમાં આવતી નથી તેથી તેને મહર્ષિઓ શાપ દેવા તૈયાર થઈ જાયછે ! એવામાં રાક્ષસ પાસેથી છૂટો પડેલો સહદેવ ભીમને તેડી આવી પ્રવેશ કરેછે, તેમને ધૌમ્ય આશિષ આપી દ્રૌપદી વગેરેની શોધમાં મોકલે છે. આ પ્રવેશ ભયાનક રસની અસર પાથરે છે, તથા પ્રતિનાયકનું કાર્ય જે દ્રૌપદીહરણ, તે સિદ્ધ કરેછે. વસંતિકાનો દ્રૌપદી પ્રતિ પ્રેમભાવ કવિએ અહીં અપ્રતિમ વર્ણ્યો છે.

ત્રીજો પ્રવેશ જંગલમાં થાય છે. તથા ત્યાં પાંડવોને હરણ કરી જતો રાક્ષસ દેખાયછે, અને યુધિષ્ઠિર તેને સામ વચનથી બોધ આપેછે. ધર્મનું ધર્મપણું કવિએ અહીં ઠીક દેખાડી આપ્યું છે। સહદેવ તો પેહેલાંથીજ છૂટો પડી ગયો હતો, અને તે બીજા પ્રવેશમાં ધૌમ્યાદિને આવી મળ્યો પણ હતો. અહીં નકુલ પણ તેની પાસેથી છૂટી જાયછે, તથા છેવટે ભીમનો શબ્દ સાંભળી યુધિષ્ઠિરને પણ તે છોડી દેઈ દ્રૌપદીને લેઇ નાશી જાયછે.

ચોથા પ્રવેશમાં ભીમ તથા સહદેવ રાક્ષસને શોધતા પ્રવેશ કરેછે. ભીમનો ક્રોધ અહીં સારો વર્ણવાયો છે.

પાંચમો પ્રવેશ રાક્ષસને શોધતા નકુલ તથા યુધિષ્ઠિરનો છે. રાક્ષસનું ઘર અહીં પાસે છે, એવાં કેટલાંક ચિન્હ તેઓ જુએછે, એટલામાં ભીમ તથા સહદેવ તેમને આવી મળે છે. ચારે મળીને વળી શોધ કરેછે, અને દ્રૌપદીનો વિલાપસ્વર ઓળખી તે તરફ ચાલ્યા જાયછે. આમાં કવિએ જુગુપ્સા વગેરે બીભત્સ રસના ભાવ વર્ણ્યા છે તથાપિ તે બધાવડે ભીમના ક્રોધનું ઉદ્દીપન કરીને રૌદ્ર રસ વર્ણ્યો છે.

ઉપરના ત્રણ પ્રવેશ જંગલમાં વર્ણાયા પછી છઠ્ઠો પ્રવેશ રાક્ષસીના ઘરમાં શોક કરતી દ્રૌપદીનો વર્ણાયછે. અહીં રાક્ષસની દાસી કુંજિકા દ્રૌપદીને વસ્ત્રાલંકાર આપી જાયછે. ( એ વસ્ત્રનો આગળ ભીમ દ્રૌપદીનો વેષ ધરવામાં ઉપયોગ કરવાનો છે, માટેજ બહુધા તે આ સ્થળે લાવી મૂક્યું છે. ) દ્રૌપદીને રાક્ષસ આવી સમજાવેછે, અર્જુનનું રૂપ ધરી આવીને છળેછે, પણ દ્રૌપદી તેના કાલાવાલાજ કરેછે કે તું મને છોડ. છેવટે રાક્ષસથી બચવાનો એકેય ઈલાજ દ્રૌપદી જોતી નથી ત્યારે ગળે ફાંસો ખાઇ મરવા તૈયાર થાયછે, એવામાં એકાએક ભીમાદિ પાંડવો પ્રવેશ કરી તેને બચાવેછે.

દ્રૌપદી વગેરે સહુને વિદાય કરી ભીમ દ્રૌપદીને રાક્ષસે પેહેરવા આપેલું વસ્ત્ર ઓઢી ખૂણામાં ભરાઇ બેસેછે. આ વખતનો ભીમ અને જટાસુરનો સંવાદ બહુ રમુજી છે. જટાસુર ભીમને દ્રૌપદી જાણી તેની સાથે વાત કરેછે અને ભીમ તેને શ્લિષ્ટાર્થ વાક્યોથી ઉત્તર આપતો જાયછે અને આખરે એવીજ રીતે ભીમ તેને અંતઃપુરમાં લેઇ જાયછે. આમ પાત્રનો નિર્ગમ થયા પછી નેપથ્યનો કોલાહલ અને રંગભૂમિ ઉપર રાક્ષસનાં પરિજનની દોડાદોડથી રાક્ષસનો વધ સૂચવ્યો છે.

રાક્ષસનો ભીમે વધ કર્યો, તેની સભાસદને પ્રત્યક્ષ પ્રતીતિ આપવા માટે લોહીવાળાં અંગ સહિત ભીમ પ્રવેશ કરેછે, એ આ અંકનો સાતમો અને છેલ્લો પ્રવેશ છે. પ્રાસંગિક ઇતિવૃત્ત અહીં બહુ અંશે સંપૂર્ણ થાયછે.

ત્રીજા અંકના પેહેલા પ્રવેશમાં નદીનો દેખાવ છે. પ્રથમ વસંતિકા અને દ્રૌપદી પ્રવેશ કરેછે. જળથી વિખૂટી પડેલી માછલીને જોઇ દયાર્દ્ર મનવાળી દ્રૌપદી તેને જળમાં નંખાવે છે. એમ કહીને કવિએ સૂચવ્યું છે કે દ્રૌપદી પણ ક્ષણવાર પોતાના પતિનો વિયોગ સહી શકતી નથી. ભીમની તે ઉત્સુકતાથી વાટ જુએ છે. પછી ભીમ પ્રવેશ કરે છે. એવામાં વાયુથી ઉડી આવેલું

કમળ તેની દૃષ્ટિએ પડે છે. અને તેમાં તે સ્પૃહાવાળી થાય છે. ભીમ પાસે એવાં ઘણાં કમળ મગાવવાને દ્રૌપદી એક અદ્દભુત યુક્તિ રચે છે. ભીમ દ્રૌપદીને જળક્રીડા માટે સાથે જવા કહેછે ત્યારે દ્રૌપદી કહેછે કે, "હા સ્વામીનાથ ! ચાલો, પણ—" એમ અરધું બોલી અટકી જાય છે. 'આગળ શું કહેવાની હતી,' એમ ભીમ પૂછેછે પણ દ્રૌપદી આડાનેડા ઉત્તર આપી ભીમને ઉત્કંઠિત કરી. છેવટે સ્થળક્રીડા કરવાની મરજી બતાવે છે. અને એક શિલા પાસે જાય છે. ભીમ વસંતિકાને તે પર ફૂલની શય્યા પાથરવા કહે છે. શય્યા તૈયાર થએ તે પર ભીમ દ્રૌપદીને પોતાની સાથે બેસવાનું કહે છે ત્યારે દ્રૌપદી પોતાની પાસેનું સુગંધિ કમળ બતાવી તેવાં કમળની શય્યાપર બેસવાનો અભિલાષ જણાવે છે. અને પછી યુક્તિપૂર્વક મુનિ કુમારિકાઓના નૃત્યની વાત કરી શણના ઘુઘરા પગે બાંધી દ્રૌપદી ભીમને મુનિકુમારિકાઓના નૃત્યનું અનુકરણ કરી બતાવે છે, તેથી ભીમ પ્રસન્ન થાય છે અને તેને ઇચ્છિત વસ્તુ માગવાનું કહે છે. દ્રૌપદી પોતાની પાસેનું કમળ બતાવી તેવાં ઘણાં કમળ માગે છે. આ પ્રવેશમાં કવિએ શૃંગાર રસ ઉત્તમ વર્ણવ્યો છે; અને પાછળ જેમ મંત્રાનંદને માનીતો કરાવવામાં શૃંગારનો ઉપયોગ કર્યો હતો તે કરતાં અધિક અહીં કમળ મગાવવામાં કર્યો છે. આખા નાટકમાં એક પણ નૃત્યનો દેખાવ નહિ, તે કવિને ઠીક નહિ લાગ્યું હોય તેથી તેણે દ્રૌપદી પાસે નૃત્ય કરાવવાની યોજના કરી હોય એમ લાગે છે. એમ કરવામાં તેણે દ્રૌપદી સરખું મોટું પાત્ર કેવું સાચવ્યું છે, તે જોઇને કવિની રસજ્ઞતા વિષે ધન્યવાદ ઉપજે છે. દ્રૌપદી એકાંત વનમાં એકલા પોતાના વાહાલા પતિ પાસે નૃત્યનું અનુકરણ કરી બતાવે છે, એમ વર્ણવવામાં કવિએ શૃંગારનુંજ ઉદ્દીપન વર્ણવ્યું છે. એમ કહીશું તોપણ ચાલશે. તેમ છતાં શૃંગાર ઉઘાડો ન પડી જાય માટે તેને નૃત્યના પ્રસંગથી આચ્છાદિત પણ કર્યો છે. નૃત્યથી પ્રસન્ન થઇ વચને બંધાયલો ભીમ કમળ લેવા જાય છે.

બીજો પ્રવેશ ગંધમાદન તરફ જવાના માર્ગનો છે. અહીં પ્રથમ ચાર ભૂત પ્રવેશ કરે છે. આ ભૂતોની ભાષા વર્ણીને તો કવિએ હદજ વાળી દીધી છે. બ્રહ્મરાક્ષસ, અવગતિયો, ઝાંપડો અને ઝાંપડી, એ ચારે પાત્રની નિરનિરાળી ભાષા તેમની જાતિને અનુસારે વર્ણવી છે, જે લક્ષપૂર્વક તેમની ભાષાનું અવલોકન કર્યા વિના વર્ણી શકાય નહિ; સ્ત્રીઓની અને પુરૂષોની ભાષામાં જે બારીક ભેદ હોય છે, તે ભેદ આ નીચ પાત્રોની ભાષામાં પણ બતાવી આપવા

કવિએ કસર રાખી નથી ! લોકમાં પ્રચલિત ભૂતનાં લક્ષણોનો કવિએ અહીં સારો ઉપયોગ કરી લીધો છે. લોક કહેછે કે જે ભૂતથી બીહે તેને ભૂત હેરાન કરે, પણ અહીં ભીમનો પોતાના બળનો વિશ્વાસ એટલો બધો વર્ણ્યો છે કે તેને સાક્ષાત્ કાળનો પણ ભય લાગે નહિ. ભૂત ઉલટાં ભીમથી બીહીને નાશી ગયા પછી વાઘ, રીંછ, ભુંડ, વગેરે શિકારી પ્રાણીઓ ભીમને જંગલમાં મળે છે, તથા તે પરાજિત થયા પછી વક્રવલ્લિ અને નવમલ્લિ નામે બે વનદેવતાઓ ભીમને રોકવામાટે આવે છે. આગળ જતાં કવિએ ખુલાસો કર્યો છે કે એ ભૂત તથા પશુઓ વનદેવતાઓનાં સેવક તથા વાહન હતાં. એ રીતે બે પ્રવેશમાં ત્રીજો અંક સમાપ્ત કર્યો છે.

ચોથો અંક ભીમ અને હનુમાન્‌ના પ્રસંગનો છે. ભીમ તથા હનુમાન્ બન્ને પરાયા ક્ષેત્રમાં ઉત્પન્ન થયેલા વાયુના પુત્ર હોવાથી બન્ને ભાઈ છે, આ કલ્પના યદ્યપિ કવિની નવીન નથી, તથાપિ કવિએ એનો અહીં સારો ઉપયોગ કર્યો છે. ભીમ સૌગંધિક વનમાં જતાં આડે માર્ગે ચઢી જશે તો હાનિ પામશે એમ ધારી પેહેલા પ્રવેશમાં વાયુ તેને સીધે માર્ગે શી રીતે લેઈ જવો તેનો વિચાર કરે છે. આ પ્રવેશમાં પર્વતના ઉંચા પ્રદેશનો દેખાવ આપવો એમ કરેલા વર્ણન ઉપરથી કવિની ધારણા જણાય છે.

બીજો પ્રવેશ વનના માર્ગમાં વનદેવતાઓનો છે. ભીમે તેમનાં અનુચર ભૂતોને બીહીવરાવ્યાં, તેમનાં વાહન ગજમહિષાદિને માર માર્યો, તથા તેમનુ કેળોનું વન ઉપાડી નાખ્યું, અને તે પણ એક માનવે, તેથી ક્રોધે ભરાઇને તેઓએ ભીમને ભૂલો પાડવાને ખરો માર્ગ બંધ કરી દીધો. વાંચનારે લક્ષ્યમાં રાખવાનું છે કે નાટકમાં કાર્યસિદ્ધિ વિઘ્ન વિના ન વર્ણવવી એવા નાટ્યશાસ્ત્રના નિયમનું અહીં કવિએ પાલન કર્યું છે.

ત્રીજા પ્રવેશમાં પર્વતના કગાડા ઉપર બેઠેલા વાયુદેવ તથા હનુમાન્ પ્રવેશ કરેછે, અને પર્વતની નીચેના પ્રદેશમાં કેળોનું ઘાડું વન છે. ભીમને સ્વર્ગને માર્ગે ન જવા દેતાં તેને સૌગંધિક વનને રસ્તે પાડવાની ભલામણ કરી વાયુદેવ જાય છે, અને ભીમ પાસે આવ્યો જાણી હનુમાન્ કેળવનની વચ્ચે માર્ગ રોકી સુઈ જાય છે. અહીં ભીમ તથા હનુમાનનો જે ચમત્કારિક પ્રસંગ વર્ણાય છે, તે નાટકમાં વાંચવાથીજ લક્ષ્યમાં આવે એવો છે. એક વાર ભીમને અતુલ બળવાળો વર્ણવ્યા પછી તે હનુમાનનું પૂંછડું સરખું પણ ઉપાડવા સમર્થ

થતો નથી, એવું અદ્દભુત બળ હનુમાનનું વર્ણીને શ્રોતાના વિસ્મયને જાગ્રત કર્યો છે. વ્યાસ મહાત્માએ આ પ્રસંગ ભારતમાં બહુ લાંબો વર્ણ્યો છે, એ અમે પાછળ જણાવીજ ગયા છીએ, તેમ છતાં તેમાંનો અર્થ કે ચમત્કાર ન જવા દેતાં રસનું પોષણ થાય એમ આ પ્રસંગને કવિએ સંક્ષેપમાં વર્ણ્યો છે માટે તેને ધન્યવાદ ઘટેછે.

પાંચમા અંકમાં પ્રથમ કવિ બદરીવનનો પાંડવનો આશ્રમ બતાવી પેહેલો. પ્રવેશ શરૂ કરેછે. અહીં પાંડવોને ઉત્પાત દર્શન થાય છે તેનું થોડુંક વર્ણન છે. જે વખતે ભીમ કમળવાળી તલાવડીની પાસે યક્ષના અનુચરો સાથે યુદ્ધ માંડી બેઠો હતો તે પ્રસંગને સૂચવનારા આ ઉત્પાત છે, એમ કવિએ બતાવી આપ્યું છે. ભીમની ગેરહાજરી જોઈ તેને મળવાને ઉત્કંઠિત થયેલા યુધિષ્ઠિરાદિ ઘટોત્કચની સાહાયથી ભીમ પાસે જવા નીકળે છે એમ વર્ણી આ પ્રવેશ પૂરો કર્યો છે.

બીજો પ્રવેશ સૌગંધિક વનના માર્ગનો છે. વનદેવતાની શીખવણીથી ઘટાસુર તે માર્ગ રોકીને પર્વત જેવડા રૂપે બેઠો છે. ભીમ તેને પર્વત માની ગદાવડે તોડવાને પ્રહાર કરેછે કે ઘટાસુર જીવ લેઈ નાસે છે. આપણ એક અદ્દભુત પ્રસંગ છે "ઘટાસુરે કે પટાસુરે રસ્તો રોકયો છે" ઇત્યાદિ ભીમના વચનથી આપણે એમ માનવું જોઇએ કે એ ઘટાસુર છે એમ ભીમના જાણ્યામાં છતાં તેને પર્વત માની ભીમે તે પર પ્રહાર કર્યો પણ ભીમ જાણેજ છે, એમ જો નક્કી કરીને કવિ કહે તો પછી અદ્દભુતતા રહે નહિ, માટે તે વાત શ્રોતાઓને સમજાવવાને માત્ર સ્પર્શ કરીને છોડી દીધી છે. વળી પાછી વનદેવતાઓ સામી થઇ આવે છે પણ ભીમનું તેજ ન સેહેવાયાથી નાશી જાય છે. કવિએ અહીં ઘટાસુરના બનાવથી કાંઇક ગૂઢ હાસ્યનો પ્રસંગ પણ આણ્યો હોય તેમ દીસે છે.

ત્રીજા પ્રવેશમાં સૌગંધિક વનની કમળવાળી તલાવડીનો દેખાવ નજરે પડેછે. ત્યાં આગળ તલાવડીનું રક્ષણ કરનારા કુબેરના સેવકો ઇંદ્રદ્યુમ્ન, કિન્નરેશ્વર, નીલદ્યોત, વિદ્યુન્માલિ, કોકનદેશ્વર, વગેરે ભીમ અને વનદેવતાના સંબંધનીજ વાતો કરતા જાયછે અને પુષ્પની માળાઓ તૈયાર કરતી જાયછે. કવિ નાટકનાં ભાષણ રસાલંકારયુક્ત તો સર્વત્ર લખેછે, પણ કવચિત્ કવચિત્ તો વર્ણસગાઈ પણ એવી મૂકે છે કે જે વાંચનારને ચમત્કાર

આપેછે. અહીં એક યક્ષ બોલેછે કે " નીકર હવડાં યક્ષેશ્વર મારે ખામુખા આવી કામુકા કહેશે કે લાવો લાવો, ત્યારે શું મોં બતાવીશું " આમાંના **ખામુખા** અને **કામુકા** શબ્દો શબ્દોની રચના સ્વભાવિક છતાં કેવી મનોહારિણી છે તે જુઓ! પછી ભીમ પ્રવેશ કરી ઇચ્છિત કમળવાળી તલાવડી પ્રાપ્ત થયેલી જોઇને તેમાંથી પાણી પીએછે તે વખતે તે રક્ષકોનો અધ્યક્ષ ત્યાં આવી તેને જોઇ રક્ષકો પાસે તેને અટકાવેછે. અહીં યક્ષો તથા ભીમનો સંવાદ પણ રમૂજી છે. મહાભારતમાં વર્ણેલા યુદ્ધનો અહીં કવિએ યુક્તિપૂર્વક પરિહાર કર્યો છે; અને તેમ કરવામાં ભીમનું અત્યંત ધૈર્ય, દઢતા અને નીડરપણું વર્ણ્યું છે. ભીમની ગર્જનામાત્રથી ભીમને પ્રહાર કરતા યક્ષો શબવત્ થઈ પડે છે. એવે યુધિષ્ઠિરાદિ આવી પોહોચે છે. ધૌમ્ય ઋષિ ભીમને શીખામણ દેવા જાયછે તેમને ભીમ રાક્ષસીમાયા સમજી ધમકાવે છે, કે તે બિચારા ઊભી પૂંછડીએ નાસે છે અને ધર્મના સોડામાં ભરાઇ જાયછે. આ ટુંકું પણ શ્રોતાનાં હૃદયને વિકસિત કરનારૂં વર્ણન છે. આ જગોએ અર્જુન તથા કુબેર તેમને આવી મળેછે અને સર્વે કૃતકૃત્ય થાયછે. અહીં કવિએ એક જગોએ દ્રૌપદીના એક ભાષણમાં પૂજ્યતા, રતિ અને હર્ષ ત્રણ જૂદા જૂદા ભાવ વર્ણ્યા છે! ભીમના એક સ્વગત વાક્યના ઉત્તરમાં દ્રૌપદી કહેછે કે " જ્યાં ધનદેશ્વરનાં અનાયાસ- દર્શન થવાનાં હોય, (પૂજ્યતા,)જ્યાં પ્રિયપાર્થ પધારવાના હોય ( રતિ ), અને જ્યાં સ્વેછિત મળવાનું હોય ( હર્ષ ), ત્યાં કોણ ન આવે ! " આ વાક્ય કેવું ભાવગર્ભિત અને મોટા અર્થવાળું છે !! દ્રૌપદીને પ્રસન્ન કરવા રૂપ આખા નાટકનું કાર્ય સંપૂર્ણ થયું એમ એથી સમજાય છે; એટલુંજ નહિ પણ તે સાથે દેવનાં પ્રત્યક્ષ દર્શન અને પાંચ વર્ષથી જૂદા પડેલા પોતાના વાહાલા પતિનો મેળાપ, પણ એજ વાક્ય સૂચવેછે! નાટકને અંતે ચોપાસથી જે આનંદની વૃષ્ટિ થવી જોઈએ, તે આ વાક્યથીજ થાયછે.

આવી રીતે આ પંચાંકી નાટક સમાપ્ત થાયછે. એના પેહેલા અંકમાં પાંચાલીને પ્રસન્ન કરવાને મંત્રાનંદને ભીમે માનીતો કરાવ્યો, એમ વર્ણી બીજ કંઇક અવ્યક્ત રાખી મુખસંધિ તથા તેનાં અંગ વર્ણ્યાં છે. કયા સંધિનાં કયાં અંગ નાટકમાં કયાં કયાં વર્ણાયાં છે તે બહુધા ટીકામાં બતાવ્યું છે, માટે અહીં ચર્વિતચર્વણ કરતા નથી. બીજા અંકમાં જટાસુરને મારી દ્રૌપદીને મુક્ત કરી ત્યાંથી તે ત્રીજા અંકમાં ભીમ કમળ લેવા ગયો, ત્યાં સુધીમાં બીજનો લગારે વધારે

વિસ્તાર કરીને પ્રતિમુખ સંધિ વર્ણવ્યો છે. ત્રીજા અંકમાં ભીમને ઈષ્ટસિદ્ધિ કરતાં વારંવાર વિઘ્ન નડયાં છે તથા તેમાંથી તે પાર પાડતો ગયો છે એમ વર્ણીને ગર્ભસંધિ વર્ણવ્યો છે. ચોથા અંકમાં હનુમાન્‌ના મેળાપ પછી ઇચ્છેલી વસ્તુ પ્રાપ્ત કરી દ્રૌપદીને હું પ્રસન્ન કરી શકીશ, એવી ભીમની ધારણા શ્રોતાને સમજાવી અવમર્શ સંધિ વર્ણ્યો છે. અને છેલ્લા અંકમાં ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ કરી આપી નિર્વહણ સંધિ વર્ણ્યો છે. જે પ્રમાણે મુખાદિ પાંચ સંધિઓ વર્ણાયા છે, તેજ અનુક્રમે આરંભ, યત્ન, પ્રાપ્ત્યાશા, નિયતાપ્તિ અને ફલાગમ, એવી કાર્યની પાંચ અવસ્થાઓ પણ વર્ણાઇ છે. આ નાટકમાં પાંચાલીને પ્રસન્ન કરવા રૂપ મુખ્ય કાર્ય છે, અને તે માટે ભીમનો પ્રવાસ એ આધિકારિક ઇતિવૃત્ત છે જટાસુરનો પ્રસંગ એ પતાકા રૂપ પ્રાસંગિક ઇતિવૃત્ત છે. તથા હનુમાન્‌નો પ્રસંગ, વનદેવતાઓનો પ્રસંગ, અને એવાજ બીજા છૂટક પ્રસંગો પ્રકરી રૂપ પ્રાસંગિક ઇતિવૃત્ત છે. મંત્રાનંદના ઉપર શકની દૃષ્ટિ, એ પતાકા રૂપ ઇતિવૃત્તનું બીજ ( બિંદુ ) છે તથા જટાસુરનો વધ એ, એ બિંદુનું કાર્ય છે. એજ પ્રમાણે બીજાં પ્રાસંગિક ઇતિવૃત્તનાં બિંદુ વગેરે જાણી લેવાં વાયુથી ઉડી આવેલા કમળને જોઇને તેવાં ઘણાં મેળવવાની દ્રૌપદીની ઈચ્છા રૂપ આધિકારિક વૃત્તનું બીજ પણ પાંચમા અંકમાં સહસ્ર કમળની પ્રાપ્તિરૂપે ફળવાન્ થયું છે એ આપણે ઉપરજ કહી આવ્યા છીએ.

આ નાટકમાં કવિએ ભીમ, દ્રૌપદી, વિદૂષક, વસંતિકા, યુધિષ્ઠિર, નકુળ, સહદેવ, ઘટોત્કચ, ધૌમ્ય, લોમશ, અને જટાસુર, એ મુખ્ય પાત્રો વર્ણવ્યાં છે. અને તેમાં પણ ખરેખરો ભાગ લેનાર તો ભીમ, દ્રૌપદી, અને જટાસુર છે. ભીમ નાયક, જટાસુર પ્રતિનાયક, અને દ્રૌપદી નાયિકારૂપે વર્ણાઈ છે. નાટકમાં કહેલા નાયિકાને યોગ્ય બધા ગુણો દ્રૌપદીમાં કેવી રીતે વર્ણાયા છે એ બતાવતાં બહુ વિસ્તાર થઇ જાય માટે તે 'મધ્યાધીરા' નાયિકા હતી, એટલું કહીનેજ વિરામ પામીએ છીએ. બ્રાહ્મણો, વિદ્યાર્થીઓ, જટાસુરની દાસી કુંજિકા, જટાસુરનાં પરિજન, વ્યાઘ્રાદિ પશુઓ, ભૂતો, વનદેવતાઓ, ઘંટાસુર, હનુમાન્, યક્ષના ચાકરો, કુબેર, અર્જુન, વગેરે પાત્રો આ નાટકમાં પ્રાસંગિક વર્ણાયાં છે એટલે તે નાટકના બધા કે ઘણા અંકોમાં ભાગ લેનારાં વર્ણાયાં નથી. બ્રાહ્મણો, વિદ્યાર્થીઓ, ભૂત, યક્ષના અનુચરો, અને વનદેવતા વગેરેનાં નામ જોડી કાઢવામાં પણ કવિની ઓછી કુશળતા નથી માલૂમ પડતી ! ! એ સર્વે પાત્રોનું અથવા તેમાંનાં મુખ્ય મુખ્ય પાત્રોનું

કવિએ કેવું ચિત્ર પાડયું છે, તથા કેવી રીતે તેને દરેક પ્રસંગે સાચવી રાખ્યું છે, એ વગેરે વર્ણન કરતાં વિવેચન બહુ લાંબુ થઈ જાય માટે તે વાત રસજ્ઞ વાંચનારાઓને માટે રહેવા દેઇએ છીએ.

આ નાટકના સંબંધે હજી વિવેચન કરવા જેવી ઘણી બાબતો છે, તથાપિ તે સર્વ કરવા માટે એક સ્વતંત્ર ગ્રંથ લખવો પડે, માટે ટુંકામાં એટલુંજ કહિયે છીએ કે નાટકના સંબંધે આમાં બહુ સૌંદર્ય છે, તથા એવું સૌંદર્ય આણનાર કવિનું નાટયશાસ્ત્રનું જ્ઞાન સંપૂર્ણ હોવું જોઇએ; એટલુંજ નહિ, પણ તેણે ઘણાં નાટક ભજવાતાં પણ જોયાં હોવાં જોઇએ. તે વખતમાં આજના જેવાં નાટક ભજવાતાં હશે કે કેમ, એ વાતનો વિચાર કરી તત્વ નિર્ણય કરવો એ તો વિદ્વાનોને આધીન છે, તથાપિ તેના આ નાટક ઉપરથી અમારું જે સહેતુક અનુમાન થયું તેજ અમે બતાવ્યું છે. આ કવિનું ભાષા સંબંધી જ્ઞાન પણ વિસ્મય ઉપજાવે એવું છે. રોષદર્શિકાના વિવેચનમાં અમે એ વિષે જે લખ્યું છે તે અહીં ફરી લખવું દુરસ્ત ધારતા નથી ! પણ તેણે કવિતા તથા ભાષણોમાં જે ધ્વનિ, અલંકાર અને માધુર્યાદિ ગુણ મૂકેલા છે તે જોતાં આ કવિને કોઇ સાક્ષાત્ સરસ્વતીનો પ્રાસાદિત કવિજ માનવો જોઇએ ! ગૂજરાતી ભાષા ઉત્તમ થાય—તે સંસ્કૃત જેવી થાય—તે સંસ્કૃતની પદ્વી પ્રાપ્ત કરે, આ તેના ઉદ્દગાર તેના પ્રત્યેક નાટકના આદિ અંતમાં હોય છે. કિંબહુના, તેનાં બીજાં કાવ્યોમાં પણ તેના આ ઉદ્દગાર જાગ્રતજ જોવામાં આવે છે ! ! રોષદર્શિકા તથા આ, બે નાટક આપણને પ્રાપ્ત થયાં છે, ત્યાં તેની પ્રસ્તાવના થતાંજ પ્રથમ ગૂજરાતીનો ઉદય અને ગૂજરાતીનું અભિમાન ઇચ્છેલું દૃષ્ટિએ આવે છે, અને ઉપસંહાર વખતે પણ તેનુંતેજ દૃષ્ટિએ આવે છે ! નહિ, આમાં તો તેથી પણ કવિની ઇચ્છા ગૂજરાતી ભાષાના ઉત્કર્ષ માટે આગળ વધેલી દેખાય છે. રોષદર્શિકામાં તો તે છેવટે ગૂજરાતીને બીજી ભાષાઓથી ચઢતી તથા માત્ર સંસ્કૃતથીજ ઉતરતી થયેલી જોવા ઇચ્છે છે; ત્યારે અહીં તો મૃત્યુપ્રાય થયેલી સંસ્કૃત ભાષાની જગોએજ તેને સ્થાપવા ઇચ્છે છે ! ! આમ ગૂજરાતી ભાષાના ઉદય માટે જેણે પોતાનું આખું જીવિત સમર્પણ કર્યું છે, તે પ્રેમાનંદને અમે આ અમારી પ્રાચીન કાવ્યમાળાનું છેલ્લું પુસ્તક પૂરું કરતાં પ્રણામ કરિયે છિયે. ઇશ્વર તેના આત્માને ચિરકાળ શાંતિ આપો !

---

श्रीजगदीश्वरायनमः

महाकवि

श्रीप्रेमानंदकृत

# पांचालीप्रसन्नाख्यान.

## नान्दी.

### શ્લોક.

વિષ્ણુનાભિથકી સરોજ નીપન્યું, તેની સુગંધી ઘણી;
બ્રહ્મા જે થકી ઉપજ્યા સુરમણિ, શોભા ન જાયે ગણી;
ભોળાનાથ કૃપા કરો મમ પરે, અર્પો ગણો આપણી,
માયા માનવતી મનાય તવ તો, ભાળો સતીના ભણી. ૧

---

૧ નાન્દી—દેવાદિકની સ્તુતિ સહિત આશિર્વચન નાટકના આરંભમાં યોજવામાં આવેછે તે. રંગભૂમિ ઉપર પ્રથમ સૂત્રધારે પ્રવેશ કરીને એ બોલવી જોઈએ. " सूत्रधारो पठेन्नान्दी मध्यमं स्वरमाश्रितः ઇત્યાદિ. ( જુઓ રોપદર્શિકા પૃ. ૫ મું. ) શ્લોક—શાર્દૂલવિક્રીડિત. વિષ્ણુ ઇ૦— રીસાયલી પાર્વતીને મનાવતા શિવના આગળ પાર્વતી કહેછે કે, વિષ્ણુની નાભિમાંથી એક સરોજ ( કમળ ) નીપન્યું ( ઉપજ્યું ) છે; તે કમળની સુગંધી ઘણી છે. એ કમળમાંથી સુર( દેવો )માં મણિ-રૂપ બ્રહ્મા ઉપજ્યા છે, તથા તે કમળની શોભા ગણતાં ગણાય એવી નથી. હે મારા ભોળા ( કપટ વગરના ) નાથ ( સ્વામી—મહાદેવ ! ) તમે

અપિચ—

## શ્લોક.

મુખમાય એવું માગ્ય તેવું, દેવું આણી હું સતિ !
દુખ જાય જેવું શંભુ સેવું, કે'વું ના શું મા'મતિ !
સુખ થાય તેવું આણી દેવું, ગ્રે'વું હેતે શુભગતિ;
રૂખરાય સેવું લાભ લેવું, રે'વું નામી મેં રતિ. ૨

---

મારા ઉપર કૃપા કરો અને જો મને આપણી ( પોતાની ) ગણીને તે કમળ અર્પો ( લાવી આપો ) તો આ માનવતી ( રીસાયલી ) માયા ( પાર્વતી દેવી ) મનાય. હે મહાદેવ ! તમે સતીના ભણી ભાળો—સતી ઉપર કૃપા કરો. પાર્વતીનું માન વર્ણવ્યું છે માટે **માનવિપ્રલંભ શૃંગાર.** શ્લોકના દરેક ચરણના આદિ શબ્દમાં વિષ્ણુ, બ્રહ્મા, મહાદેવ, એ ત્રિમૂર્તિ દેવોનાં તથા માયાદેવીનું નામ મૂક્યું છે માટે **વસ્તુનિદર્શન.** દેવોનાં નામ મુદ્રિત કર્યાં છે માટે **મુદ્રાલંકાર.** આ નાટકમાં દ્રૌપદી પોતાના સ્વામી ભીમ પાસે કમળ માગે છે અને ભીમ તે લાવી આપે છે, એ સંબંધી સૂચના પણ કવિએ આ નાન્દીદ્વારા કરી છે.

૨ અપિચ—વળી. શ્લોક-હરિગીતછંદ. મુખ ઇ૦-શંકર પાર્વતીને કહે છે કે હે દેવિ ! તું મોંમાં સમાય તેવું માગ્ય,—ગારાથી આપી શકાય તેવું બોલ. દેવું—દેઉં પાર્વતી કહે છે: દુખ ઈ૦—જેવું મારૂં દુઃખ હોય તેવું જાય માટે હું શંભુને સેવું છું; અને એમ છે તો હે મહામતિ ! મારે તમને શું ના કહેવું ?—શું ન માગવું ? આ સાંભળીને શિવ કહેછે: સુખ ઇ૦— જેથી તને સુખ થાય તેવું મારે આણી દેવું અને હે શુભ ગતિવાળી પ્રિયા ! તારે તે ગ્રહેવું. શુભગતિ—( બહુવ્રીહિ ). આ સાંભળીને પાર્વતી પોતાનો સંતોષ બતાવે છે: રૂખરાય ઈ૦—જો એમ થશે તો હું રૂખરાય ( ઋષિરાય ) સેવું, અને તે સેવાનો લાભ લેવું ( લેઉં ), તથા મેં ( મારે ) રતિ (પ્રીતિથી ) તમને નામીને રહેવું. નાટકમાં ભીમ અને દ્રૌપદીનો આવાજ પ્રકારનો સંવાદ વર્ણાશે તેનું આથી સૂચન કર્યું છે. જે નાન્દીમાં આવી રીતે વસ્તુનું સૂચન કર્યું હોય તેને **પત્રાવલિ** નાન્દી કહે છે. ( જુઓ રોષદર્શિકાની ટીકા પૃ. ૬ ).

**સૂત્રધાર—** ( નાન્દ્યન્તે નેપથ્યાભિમુખ નિહાળી ) અલં; અતિ વિસ્તારવડે શું. મારિષ ! મારિષ ! ( અ )

**પારિપાર્શ્વક—**ભાવ ! હાવભાવ વિનાનો કિન્તુ ભાવવાળો દીર્ઘ સ્વર સુણ્યા પે'લાંજ હું આવી ઊભો રહ્યો છું. ( આ )

**સૂત્રધાર—**પ્રેમી પ્રેક્ષકજને મને આજ્ઞા કરી છે કે કોઈ સારો અને પ્રાચીન પ્રયોગ કરી બતાવો ત્યારે અમે દોઢડાહ્યા થઇ અર્વાચીન અને પ્રેમાનંદભટગ્રથિત પાંચાલીપ્રસન્નાખ્યાન ભજવવા સજ થયા

---

( અ ) નાન્દ્યન્તે—નાન્દી થઇ રહ્યા પછી. સૂત્રધાર—રંગભૂમિની વ્યવસ્થા કરનાર. ( એ વિષે વિશેષ હકીકત માટે જુઓ રોષદર્શિકા પૃ. ૭ ). નેપથ્યાભિમુખ—નેપથ્ય સામે જોઇને. નટલોકો જે સ્થળમાં અલંકાર પહેરે છે તે જગોને નેપથ્ય કહે છે. સામાન્યતઃ—પડદાની બે બાજુ તરફ જે સ્તંભ હોય છે, જેમાં થઈને નટ રંગભૂમિ ઉપર દાખલ થાય છે, તે તરફ જોઈને, એવો અર્થ સમજવો. અલં—બસ. અતિ ઇ૦–બહુ મોટી નાન્દી કરવાની કાંઈ જરૂર નથી. મારિષ !—હે નટ ! સૂત્રધારે નટને બોલાવવો હોય ત્યારે તેને 'મારિષ' કહીને બોલાવવો, એવી નાટચશાસ્ત્રની આજ્ઞા છે. ( જુઓ સાહિત્યદર્પણ કરિકા ૩૧ મી ).

( આ ) પારિપાર્શ્વક—નટ. ભાવ—નટ. નટે સૂત્રધારને 'ભાવ' કહીને બોલાવવો એમ નાટચશાસ્ત્રની આજ્ઞા છે. મારિષ, પારિપાર્શ્વક અને ભાવ, એ ત્રણે એકજ અર્થના શબ્દો છતાં તેનો ઉપર પ્રમાણે જૂદી જૂદી રીતે ઉપયોગ કરવામાં આવે છે. 'ભાવ' શબ્દ નટને માનવાચક છે. હાવભાવ ઇ૦— તમારો દીર્ઘસ્વર જો કે હાવભાવ વિનાનો ( અભિનય રહિત ) તથાપિ ભાવવાળો ( પ્રીતિવાળો અથવા કોઈ કહેવાના અર્થની સૂચના કરનારો અથવા ઉત્સાહાદિ ભાવની વ્યંજનાવાળો ) છે. એ સ્વર સાંભળતાં પહેલાંજ હું આવી ઊભો રહ્યો છું, એમ કહેવાથી એવી વ્યંજના કરી છે કે બધા નટો પોતપોતાનું કામ કરવાને તૈયાર છે.

છીએ. " ईश्वरेच्छा बलीयसी " મારિષ ! જા તું જઇ ચંગમૃદંગ વીણાદિ સજ કરી તૈયાર રે'. ( ૬ )

**પારિપાર્શ્વક**—એવું સાહસ વો'રી લઇ હાસ્ય કરવાથી ક્રિયા અર્થની પ્રાપ્તિ થાય તેવી છે ? પ્રેમાનંદભટગ્રથિત પ્રયોગ કરવાનો ભાવ ભાવના મનોભાવમાં ભરાયો છે એટલેં ભાષા પણ ગૂજરાતીજ હશે તો ! "ધણીનો કોઇ ધણી છે" ! ( ૭ )

---

( ૬ ) પ્રેક્ષકજને—જોનારા મનુષ્યોએ. પ્રયોગ—નાટકને રંગભૂમિ પર ભજવી બતાવવાનું કામ. દોઢડાહ્યા—પોતાનું ડાહાપણ આખું માને અને બીજાનું અરધું માને, તથા તે બન્નેનું મળીને થયેલું દોઢ ડાહાપણ પોતાના એકલામાં છે એમ માને તે દોઢડાહ્યો કહેવાય છે. અર્થાત્ ડાહાપણ ન છતાં ડાહાપણ માનનારો—બીજાની બતાવેલી સૂચના ઉપર નહિ ધ્યાન આપનારો. અર્વાચીન— નવીન—હમણાનું. પ્રેમાનંદભટગ્રથિત—પ્રેમાનંદ ભટે ગુંથેલું—રચેલું. ईश्वरेच्छा बलीयसी—ઇશ્વરની ઇચ્છા બલવાન્ છે. રે'—રહે.

( ૭ ) એવું ઇ૦—સંસ્કૃતભાષામાં પ્રાચીન નાટકો ઘણાં છતાં અર્વાચીન અને પ્રાકૃતભાષામાં લખાયલું નાટક ભજવવું એ સાહસ છે; ( કેમકે તે શ્રોતાઓને પસંદ પડશે કે નહિ એ સંશયની વાત છે. ) એવું સાહસ વોહોરી લેવાથી હાસ્ય ( ઉપહાસ ) થવાનો સંભવ છે. જો એમ છે, તો એવા જોખમમાં ઉતરવાની તમારે શી જરૂર છે ? એવો નટનો સૂત્રધારપ્રતિ પ્રશ્ન છે. પ્રેમાનંદગ્રથિત નાટકની ભાષા વિષે કહે છેઃ પ્રેમાનંદ ઇ૦. ભાવ—અભિલાષ. ભાવના—સૂત્રધારના. મનોભાવમાં—અંતઃકરણમાં. ધણીનો ઇ૦—અર્થાત્ તમે નાટકના સૂત્રધાર હોવાથી નાટક સંબંધી તમામ કામ તમારી ઇચ્છા પ્રમાણે થવાનું; હવે તમારી ઇચ્છા ગૂજરાતી નાટક ભજવવાની છે ત્યારે તમને તે વાતની ના કહેવાની અમારી કાંઇ સત્તા નથીઃ નહિતો, પ્રાચીન નાટક અર્વાચીન કરતાં ઉત્તમ છે, એમ કહેવાની અમારી મરજી તો ખરી !

**સૂત્રધાર**—મારિષ ! મા રીસ કરચ. વિધાતાએ શું આ રંગભૂમિ ભાળી સ્વભાષા પર ભાવ ધરે એવો એકકેય રસજ્ઞ નહિ નિપજાવ્યો હોય ! અને કદાચિત્ તેમ હશે તો "જ્યારે જેવા ચાલે ત્યારે તેવા દેવા." ( નટીને આવતી જોઈ ) મારિષ! જો મારી પ્રિયા શૃંગાર સજી કેવી ઉતાવળી આવે છે ! માટે તું પણ જઇ જોઈતી તૈયારી કરચ. ( उ )

**પારિપાર્શ્વક**—જેવો ભાવનો મનોભાવ ! ( નમન કરી ) હું આજ્ઞાનુવર્ત્તી રજા માગું છું. ( જાય છે. ) ( ऊ )

**નટી**—( પ્રવેશ કરી ) આર્યપુત્ર ! આપની આજ્ઞાનુસાર સર્વ સાહિત્ય સજ કરી, 'गुर्जराणाम् मुखं भ्रष्टं' એ પદ લખનારના મુખમાં ધૂળ નાખવા એકે પદે થઇ રહી છું ! ( ऋ )

---

( उ ) મા રીસ કરચ—રીસ ન કર. અને ઈ૦—જો કોઈ સ્વભાષા ગૂજરાતી ઉપર પ્રીતિવાળો નહિ હોય તો પછી ઘટે તેમ કરીશું—પ્રાચીન નાટક ભજવીશું.

( ऊ ) આજ્ઞાનુવર્ત્તી—આજ્ઞામાં વર્તનાર. ( ऋ ) આર્યપુત્ર !—સ્વામીનું સ્ત્રીએ કરેલું સંબોધન. गुर्जराणाम् ઈ૦—જે લોકો ગૂજરાતી ભાષાને અશુદ્ધ ઠરાવવાને કહેછે કે—

"गुर्जराणां मुखं भ्रष्टं शिवोपि शवतां गतः ।
तुलसी तलसी जाता मुकुन्दोपि मकन्दताम् ॥"

અર્થ—" ગૂજરાતીઓનું મુખ ભ્રષ્ટ છે; કેમકે ગૂજરાતીઓમાં 'શિવ' ને ઠામે 'શવ' ઉચ્ચાર કરેછે, 'તુલસી' ને ઠામે 'તલસી' કહેછે અને 'મુકુન્દ'ને ઠામે 'મકન્દ' કહેછે. એવું કહેનારા—આ શ્લોક બનાવનારાના મુખમાં ધૂળ નાખવા—તેને બોલતો બંધ કરવા હું એકકે પદે ( પગે ) થઇ રહીછું. અર્થાત્ ગૂજરાતી ભાષા શુદ્ધ છે એમ બતાવી આપવાની મને બહુ ઉત્કંઠા છે.

**સૂત્રધાર—**અયિ પ્રિયે ! ધન્ય છે ધન્ય છે ! હવે તારો **જન્મ** ગુર્જરભૂમિમાં થયો છે એમ હું ગણીશ. બાકી બીજા માટે તો હું આ-મ માનું છું.......અથવા "मौनं सर्वार्थसाधनम्." પ્રિયા, આ વસંતઋતુથી પણ મને તો ગુર્જરગિરા વિશેષ આહ્‌લાદજનક લાગે છે માટે તું તેજ ગિરામાં વસંતવર્ણન કરી મને તથા સભાસદોને ઉભય અર્થની પ્રાપ્તિ કરાવ્ય. ( ऋ )

**નટી—**આર્યપુત્રની આજ્ઞાનુરૂપ વર્તવા તૈયાર છું. સહૃદયજનો એકાગ્રચિત્તે શ્રવણ કરશોજ. ( નમન કરી અભિનયપૂર્વક ગાય છે ). ( ऌ )

**ધ્રુપદ.**

આ તે લલિત સુમન મધુકણ સ્રવે શકે;

---

( ऋ ) અયિ—( કોમળ સંબોધનવાચક અવ્યય. ). ગુર્જરભૂમિમાં ( ગૂજરાતમાં ). ગૂજરાતીનો ઉત્કર્ષ ઇચ્છિયો માટે ધન્યવાદ આપ્યો છે. આમ માનું છું ઈ૦—" આમ માનું છું " એમ કરીને કાંઈ કહેવા જાય છે, પણ વળી ગમ ખાઇને " मौनं सर्वार्थ साधनम्—ન બોલવું એજ સર્વ અ-ર્થને સિદ્ધ કરનારૂં છે " એમ કહી વાત ઉડાવી દેછે. અર્થાત્ જાણે તે કહે-વાનો હોય કે, ' બાકી બીજા બધા માટે તો હું આમ માનુંછું કે તેઓ વિદેશમાં ( જે ભાષાને તે વખાણતા હોય તે ભાષાના પ્રચારવાળા દેશમાં ) જન્મ્યા છે. અર્થાત્ તેઓ અમારા ગૂજરાતીજ નહોય ! ! આહ્‌લાદજનક —આનંદ ઉપજાવનારી. ઉભય અર્થની— ગૂજરાતીભાષા સાંભળવાથી થતા આનંદ રૂપ અર્થની તથા વસંત વર્ણન સાંભળવાથી થતા આનંદ રૂપ અર્થની.

( ऌ ) આજ્ઞાનુરૂપ—આજ્ઞા પ્રમાણે. સહૃદયજનો—રસજ્ઞ મનુષ્યો. સાહિત્યશાસ્ત્રીઓ કહેછે કે જેઓનાં હૃદય પથરા જેવાં જડ હોયછે તેમને કવિની રસમય વાણીથી કાંઇ અસર થતી નથી; માટે તેમને હૃદય વિનાનાઃ જાણવા. અને કવિની રસવ્યંજનાથી જેમનાં હૃદય પીગળે છે તેમને સહૃદય ( હૃદયવાળા ) જાણવા. અભિનયનું લક્ષણ સાહિત્યદર્પણમાં લખ્યું છે કે, " भवेदभिनयोवस्थानुकारः " નટોએ જે રામાદિકનો વેષ ધારણ કર્યો હોય તેમની અવસ્થાનું અનુકરણ કરવું તે અભિનય. ( વિશેષ વિવે-ચન માટે જુઓ રોષદર્શિકા પૃ. ૧૯ મું ).

વા મધુરી ગુર્જરીની મિઠાશ મોંઘી ઘણી. આ તે૦
કિંશુક કુસુમ રક્ત પીતવર્ણ વાસવનું;
અનુદિન આ ગુલાબ ગુર્જરી મહામણિ. આ તે૦
ઉપવન કુસુમિત જોઇ મત્ત ભૃંગ ગુંજે;
અકલ પરભૃત આ વાણી કો પ્રેમીતણી. આ તે૦
સુરભિએ સહકાર પ્રફુલિત પૂર્ણ કર્યા;
પ્રમુદિત દ્વિજગિરા સુરભિ સુહામણી. આ તે૦ ૩

---

૩ ધ્રુપદ—ભૈરવી કે કલ્યાણના ધ્રુપદ તરિકે ગવાય છે. મનહરછંદની રીતે પણ વંચાશે. આ તે પ્ર૦—વસંતનું વર્ણન કરતાં નટી કહે છે કે શકે આ તે લલિત ( સુંદર ) સુમન( પુષ્પ )ના મધુકણ ( મકરંદના બિંદુ ) સ્રવે છે વા ( કે ) મધુરી એવી ગુર્જરી( ભાષા )ની ઘણી મોંઘી મિઠાશ છે ? પુષ્પના મધુકણ અને ગુર્જરીની મિઠાશ, એ બેમાંથી કયી વસ્તુ છે એ નક્કી કહી શકાતું નથી, માટે **સંદેહાલંકાર.** ગૂજરાતીભાષા પુષ્પમાંથી નીકળેલા મકરંદ સરખો મધુર છે, એ વ્યંગ્ય. કિંશુક પ્ર૦—કિંશુક( ખાખર )નું કુસુમ ( ફૂલ ) રક્તપીત વર્ણ ( રાતા અને પીળા વર્ણનું ) તથા વાસ ( સુગંધ ) વિનાનું છેઃ અને મહામણિરૂપ ગુર્જરીભાષા અનુદિન ગુલાબ જેવી છે. ખાખરનાં ફૂલ વસંતમાં ખીલે છે માટે વસંતનું વર્ણન કરી ગૂજરાતીભાષાને તે કરતાં ગુલાબરૂપે ઉત્તમ વર્ણી છે માટે **અધિકાલંકાર.** રાતા અને પીળા વર્ણ કરતાં ગુલાબનો રંગ વધારે ચિત્તાકર્ષક છે, એથી પણ ગૂજરાતીની વસંત કરતાં અધિકતા વ્યંગ્ય છે. ખાખરનાં ફૂલ ફક્ત વસંતમાંજ ખીલેલાં હોય છે ત્યારે ગુર્જરી ગુલાબ અનુદિન ( હમેશા ) ખીલેલું હોય છે, એ રીતે પણ વસંત કરતાં ગુર્જરીની અધિકતા સૂચવી છે. ઉપવન પ્ર૦—વસંતઋતુમાં ઉપવન( બાગ )ને કુસુમિત ( પુષ્પવાળો થયેલો ) જોઇને મત્ત ( પુષ્પરસ પીને ઉન્મત્ત થયેલો ) ભૃંગ ( ભમરો ) ગુંજે ( અવ્યક્ત મધુર અવાજ કરે ) છે; ભાષારૂપી આગમા કો પ્રેમીની આ ( ગૂજરાતી ) વાણી અકલ ( સ્પષ્ટ અને મધુર ઉચ્ચાર કરનારી ) પરભૃત (કોયલ) રૂપ છે. અથવા અકલ—ન કળી શકાય એવી. ભાષાને કોયલરૂપે વર્ણી છે માટે **રૂપક.** ભમરાની અસ્પષ્ટ વાણી

**સૂત્રધાર**—માણુમિયા સુખજન્યા ! ધન્યા ! ધન્ય છે ધન્ય છે ! તેં ગાનકલામાં આટલી બધી નિપુણતા ક્યારે સંપાદન કરી ? શું હું આરંભેલું કાર્ય કરી ચૂક્યો ! હા હા, એમજ નીકર આ રસિક પ્રેક્ષકો આગળ સ્તબ્ધ થઇ કેમ ઊભો રહું ? ( અધરે અંગુલિ અરાડી ) અથવા આમ તો થયું નહિ હોય ! ( ल )

## શ્લોક.

ગાયનમાં ગુંચાયું, મારૂં મન શું શકે દ્વિજની પેઠે;
વાયનદાને વાંચે, લેવા લલના શકે ભૂમિ ભેટે. ૪

---

કરતાં કોયલની સ્પષ્ટ વાણી વર્ણી છે માટે **અધિકાલંકાર.** સુરભિએ ઇ૦— સુરભિએ ( વસંતઋતુએ ) સહકાર( આંબા )ને પૂર્ણ પ્રફુલ્લિત કર્યા છે, ત્યારે પ્રમુદિત ( હર્ષિત ) થયેલા દ્વિજ( બ્રાહ્મણ—પ્રેમાનંદ )ની ગિરા ( વાણીવડે ) આ ગૂજરાતીભાષારૂપી સુરભિ ( વસંતઋતુ ) પણ સુહામણી ( શોભાયમાન ) છે. અથવા સુહામણી ગિરારૂપી સુરભિ ( વસંત અથવા કામધેનુ ) વડે દ્વિજ ( પ્રેમાનંદ ) પ્રમુદિત થયોછે. અથવા સુરભિ ( વસંતઋતુ )માં પ્રમુદિત દ્વિજ( પક્ષીઓ )ની ગિરા સુહામણી લાગે છે, તેમ ગૂજરાતીભાષામાં પણ પ્રમુદિત દ્વિજ( હર્ષિત પ્રેમાનંદ )ની ગિરા સુહામણી લાગેછે. આ ધ્રુપદમાં વસંતઋતુનું અને ગૂજરાતીવાણીનું વર્ણન હોવાથી પાછળ કહેવા પ્રમાણે ઉભય અર્થની પ્રાપ્તિ થઇછે એ સ્પષ્ટ છે. નાટ્યશાસ્ત્રનો નિયમ છે કે નાન્દી વગેરે થઇ રહ્યા પછી એકાદ ઋતુના સંબંધવાળું ભારતીવૃત્તિવડે ગાયન કરવું. ( જુઓ સાહિત્યદર્પણ કારિકા ૨૮૪ મી ). ( ભારતીવૃત્તિ માટે જુઓ રોધદર્શિકા પૃષ્ટ ૧૧ મું ).

( ल ) સુખજન્યા—સુખ ઉત્પન્ન કરનારી. ધન્યા !—ધન્યવાદને યોગ્ય સ્ત્રી. નીકર—નહિતો. પ્રેક્ષકો—સભાસદો. સ્તબ્ધ—સ્થિર—જડ જેવો. અધરે —ઓઠે. અંગુલિ—આંગળી. ઓઠે આંગળી અડકાડવી, એ **વિતર્ક** નામે ભાવનો અભિનય છે.

૪ શ્લોક—ગીતિ. ગાયન ઇ૦—શકે તે દ્વિજની પેઠે મારૂં મન શું

**નટી**—પ્રાણનાથ ! મારી કુશળતાને ધન્યવાદ આપ્યા કરતાં ગુર્જરીગિરાના માધુર્યનેજ માન આપવું વધારે સુઘટિત છે. પણ પ્રાણ-પ્રિય ! પણે પેલાં કોણ એ દીનતા અને પ્રેમનાં વચન બોલતાં સંભળાય છે. ( ए )

**સૂત્રધાર**—( નેપથ્યાભિમુખ નિહાળી ) હાં હાં પ્રાણપ્રિયા ! એ તો એજ; ( અંગુલિવડે બતાવી ) જો પેલો કપટી દ્વિજ કૃષ્ણાની કૃપા મેળ-વવા કાલાવાલા કરી રહ્યો છે. અરે પ્રભુ ! શું આ શક્રપ્રસ્થમાં નિવાસ કરનારી અને પાંડવની પટરાણી પાંચાલી પર્ણકુટીમાંથી નીકળી દ્વિજ-નું મન મનાવતી આ મગ આવેછે ! ! પ્રિયા, ચાલ્ય ચાલ્ય જતાં રહીએ. જો આગમ એવાં માટે આમ કહે છે. ( ऐ )

---

ગાયનમાં ગુંચાયું છે ? કયો દ્વિજ તે કહેછે: વાયન ૪૦—કે જે લલના ( સ્ત્રી—દ્રૌપદી )ને લેવાને ( હરી જવાને ) ભૂમિ ભેટે ( પૃથ્વીપર પડે છે—આળોટેછે—નમેછે ) અને વાયનદાને ( વાયનદાનના નિમિત્તથી ) તેને વાંચે—છેતરેછે. એક નાના સુપડામાં કંકુની દાબડી, કાંસકી, ફળ વગેરે મૂકી સ્ત્રીઓ બ્રાહ્મણને દાન આપેછે તે. એનો અપભ્રંશ 'વાયણું' કહેવાયછે. કોઇ દ્વિજ વેષધારી દૈત્ય દ્રૌપદીની પાસે આવીને પોતાને મળવાના વાયન દાન સંબંધી વાતચિત કરીને તેને જેમ છેતરવામાં ગુંચાયો છે, તેમ મારૂં મન પણ ગાયનમાં ગુંચાયું છે કે શું ? એમ કહીને સૂત્રધારે નાટકના પાત્રપ્રવેશની સૂચના કરી છે. આવી રીતે પાત્રનો પ્રવેશ થાય તે **પ્રયોગાતિશય** નામે પ્રસ્તાવનાનો ભેદ કહેવાય છે. ( જુઓ સા. દ. કારિકા ૨૯૧ મી ).

( ए ) માધુર્યને—મિઠાશને. સુઘટિત—વધારે ઘટતું. ( ऐ ) નેપથ્યા-ભિમુખ—પડદાસામે. કપટી દ્વિજ—( રાક્ષસ છતાં દ્વિજનો વેષ ધારણ કરેલો હોવાથી ). કૃષ્ણાની—દ્રૌપદીની. શક્રપ્રસ્થમાં—ઈંદ્રપ્રસ્થમાં. પાંચાલી—પાંચાલ દેશના રાજાની પુત્રી—દ્રૌપદી. આ મગ— આ તરફ. આગમ—શાસ્ત્ર.

## શ્લોક.

આપે સુખી સુજન તો, દુખી દુઃખ કાપે,
કાપે ન કષ્ટ કદી જો, દુખ દિલ વ્યાપે;
વ્યાપે ન દુઃખ વપુમાં, સ્વય સુખ શાપે,
શાપે ન તો સુખી ભલે, ભરપૂર પાપે. ૫

પ્રિયા! એવી શાસ્ત્રાજ્ઞા છે માટે આપણાં શૃંગારભૂષિત અંગ વનતુલ પહેરેલી વામાને બતાવવાં ઉચિત નથી. જો જો એ આપણી નિકટ આવી પહોંચ્યાં માટે ચાલ્ય આપણે જતાં રહીએ. (બન્ને જણ જતાં રહેછે). ( ઓ )

( ઇતિ પ્રસ્તાવના ).

---

૫ શ્લોક—વસંતતિલકા. આપે ઇ૦—સુજન જો આપે ( પોતે ) સુખી હોય તો તે દુઃખીનાં દુઃખ કાપેછે; જો કદી દુઃખીનાં કષ્ટ ન કાપી શકે તો તેમના દિલમાં ( મનમાં ) દુઃખ વ્યાપે છે; જો તેમના વપુમાં ( શરીરમાં ) દુઃખ ન વ્યાપે તો તેઓ પોતાનાં સુખને શાપે ( ધિક્કારે ) છે; અને જો તેઓ પોતાનાં સુખને શાપે નહિ તો ભલે તે સુખી રહે, પરંતુ તેઓ પાપથી ભરપૂર થાય છે. શ્લોકના એક ચરણના અંતના બે અક્ષરો બીજા ચરણના આદિમાં આવે એવી રચના કરી છે માટે **સિંહાવલોકન ચિત્રકાવ્ય.** ઉત્તરોત્તર કાર્યનું પૂર્વ પૂર્વ વાક્યમાં કારણ બતાવ્યું છે, માટે **કારણમાળા** અલંકાર મતલબ કે દ્રૌપદીને દુખી જોઇને આપણે સુખી દંપતીએ અહીં ઊભાં રહેવું અઘટિત છે.

( ઓ ) શૃંગારભૂષિત—શૃંગાર રસને અનુકૂળ અલંકારાદિથી અલંકૃત. વામાને—સ્ત્રીને—દ્રૌપદીને. ઉચિત—ઘટિત. નિકટ—પાસે પ્રસ્તાવના—( જુઓ રોપદર્શિકા પૃષ્ઠ ૨૩ મું ).

## અંક ૧ લો.

( પર્ણકુટીમાં ઉભેલી પાંચાલી ને તેને વિનવતો વિપ્ર પ્રવેશ કરેછે ).( औ )

**પાંચાલી**—( ગભરાટથી ) હાં હાં દ્વિજદેવ ! આમ અમને પ્રણામ કરી પાપમાં નાખો છો એ ઠીક નથી. ભૂદેવ ! ભૂલથી પ્રણામ કર્યા હોય તો તેનો દોષ તમને તથા અમને નથી, પણ હવે હું વિનવું છું કે, પાંડવની પટરાણી, ના ના દાસી પાંચાલી છું. વિપ્રર્ષિ ! આપનો કંઇ દોષ નથી પણ અમારાજ કર્મના કૂડા જોગે આ વનફુળ પહેરવા મળ્યું છે અને આ પર્ણકુટીમાં રહેવાનું છે ( નિઃશ્વાસ નાખી ) એટલે એમજ થાય ! શિવ શિવ ! ઋષિરાજ ! આપની શી ઇચ્છા છે? ( એટલું કહી પર્ણકુટીથી બાહાર આવી નમન કરી ઉભી રહેછે ). ( क )

**મંત્રાનંદ**—( સખેદ ) વત્સા ! હું તમારી દુર્દશાને મંત્રબળથી જાણી ગયો. ભામિની ! તમારૂં ભગવંત ભદ્ર કરો. તમે જેના દોષથી દુઃખી થયાં છો તેની અવકૃપા મારાપર થવાથી હું તમને યાચવા આવ્યોછું. ( ख )

---

( औ ) પ્રવેશ ૧ લો. સ્થળ—પાંડવની પર્ણકુટી. પડદો ઉપાડવાથી આ દૃશ્ય દેખાવું જોઇએ. વિનવતો—પગે લાગીને કાલાવાલા કરતો.

( क ) ભૂલથી ઈ૦—મને ઋષિપત્ની જાણીને પ્રણામ કર્યા હોય તો. આપનો ઇ૦—તમે મને પગે લાગવાની ભૂલ કરો તેમાં કાંઈ આપનો દોષ નથી. એમજ થાય—મને કોઈ ઋષિપત્ની જાણીને ભૂલ કરે. "મારા સરખી સાર્વભૌમ રાજાની પટરાણીને આ ગરીબ બ્રાહ્મણી સમજે, એવી દીનતા અમારી થઇ ગઇછે !" એવો અર્થ નિઃશ્વાસ નાખવામાં રહ્યો છે. ક્ષત્રિય સ્ત્રીને બ્રાહ્મણે પગે લાગવું એ શાસ્ત્રવિરૂદ્ધ છે, એ વાતને બ્રાહ્મણ તો સમજેજ; પણ આ બ્રાહ્મણ તે સમજતો નથી માટે ભૂલ કરે છે. એમ વર્ણવીને કવિએ સૂચન કર્યું છે કે એ બ્રાહ્મણ નથી પણ બ્રાહ્મણ વેશધારી દૈત્ય છે.

( ख ) મંત્રાનંદ—દ્વિજવેષ ધારી દૈત્ય. વત્સા !—હે પુત્રી ! ભદ્ર—કલ્યાણ. તમે ઈ૦—તમે જે યુધિષ્ઠિરના દોષથી ( દ્યૂત રમવારૂપ ) દુઃખી થયાં છો, તેની અવકૃપા મારા પર થઇ છે.

**પાંચાલી—**( સત્વર ) શું મહર્ષિ ! આર્યપુત્ર યુધિષ્ઠિર અને તેમની દ્વિજપર અવકૃપા !! ( સૂર્ય ભણી જોઈ સઆશ્ચર્ય ) રે નભમાંથી સૂરજ ચળ્યો નથી અને કદી ચળ્યો હોય તોય પણ આર્યપુત્રની દ્વિજપ- ર અવકૃપા થઇ હશે એમ કેમજ કહેવાય ? તેમ તમારા જેવા મહર્ષિના બોલ્યામાં શંકા પણ શી રીતે લેવાય ? ( એટલું કહી નિઃશ્વાસ નાખી હાથ જોડી ઉભી રહેછે ). ( ग )

**મંત્રાનંદ—**( વિચાર કરી ) યુધિષ્ઠિરની મારાપર અવકૃપા છે એવું બીજા કોઇના જાણ્યામાં આવવું કઠિન છે.

**પાંચાલી—**( નમન કરી ) ત્યારે ભૂદેવ ! તમારા પ્રત્યેની તેમની તેવી દૃષ્ટિ તમે મંત્રબળે સમજી ગયા કે કોઇ બીજી રીતે ?

**મંત્રાનંદ—**હા, અમે એમજ જાણી ગયા; વિશેષમાં આમ પણ થયું,—

શ્લોક.

ભૂસુર પાર વિના મળિયા, યશ ગાય ઘણા મન આશ વધારી,
દાન સુમાન સમાન ગણી કરી, દે મતિમાન સુકીર્ત્તિ પસારી;
(હું) માંત્રિક માનિનિ ! તે થકી મેં નવ, પાંડવ અક્ષથી દૃષ્ટિ નિવારી,
વ્હેમ પડ્યો નૃપના મનમાં અતિ, તે ભૂલ ભામિની ! છેજ અમારી. ૬

---

( ग ) સત્વર—ઉતાવળે. આર્યપુત્ર ઇ૦—અર્થાત એ ન બનવા જેવી વાત છે. અત્યંત અશક્યતા બતાવેછે: સૂર્ય ઈ૦. દ્રૌપદીની બ્રાહ્મણ પરની આસ્થા વર્ણવેછે: તેમ તમારા ઇ૦. આ વાક્યથી દ્રૌપદીનું કુળવાનપણું અને સરળપણું વ્યંજિત કર્યું છે.

૬ શ્લોક—ઇંદ્રવિજય. ભૂસુર ઈ૦—દ્વિજવેષધારી દૈત્ય દ્રૌપદીને કહેછે કે, યુધિષ્ઠિરના યજ્ઞમાં ઘણા ભૂસુર ( બ્રાહ્મણો ) મળ્યા છે અને તેઓ મન- ની આશ ( દાનાદિ લેવાની ) વધારીને ( યુધિષ્ઠિરના ) યશ ગાયછે; મતિ- માન યુધિષ્ઠિર પણ પોતાની સુકીર્ત્તિને પસારીને તેમને દાન તથા સુમાન-

**પાંચાલી—**( વિચારકરીને ) શું મહારાજ ! એટલા પરથીજ તમને જાવ એમ કહ્યું! તમે ગમે તે હો તોપણ દ્વિજરૂપ ધર્યું એટલે આર્યપુત્રે તમારો અનાદર કર્યો હશે એ માનતાં મન કચવાય છે. શું મારા પ્રાણનાથ ભીમે તમને જાવ કહ્યું કે વત્સ ઘટોત્કચે એવી ભૂલ કરી ! ( નમન કરી ) ભૂસુર, જેમ થયું હોય તેમ મને યથાર્થ કહી બતાવા કૃપા કરો એટલે હું આર્યપુત્રને મળી જેવી રીતે ધર્મનો લોપ ન થાય તેવી રીતે આચરવા વિનવું. ( ઘ )

**મંત્રાનંદ—**( દ્રૌપદીને માથે હાથ મૂકી ) વત્સા ! તારૂં કલ્યાણ થાવ. શ્રવણ કરચ; એમ થયું કે મારી દૃષ્ટિ ઘણી વાર અસ્ત્રભણી જતી જોઇ મહર્ષિ લોમશને રાજર્ષિ અજાતશત્રુએ નેત્રપલ્લવીવડે મને ઓળખાવ્યો, કે તે મહાતપસીએ તપ તપ તપસ્વીએ મારા ગોત્રાદિનો સૂક્ષ્મપણે તપાસ કર્યો અને તેમાં તે નિષ્ફળ થયા. તથાપિ ભીમે કહ્યુ કે શંકાસ્પદસ્થાન જાણ્યું એટલે ઉંડા પાણીમાં પેસવાનો આ અવસર નથી. એ વાક્ય શ્રવણ કરી ઘટોત્કચ મને પકડવા આવ્યો કિન્તુ ધર્માત્મા ધર્મપુત્રે તેને અટકાવી મને કહ્યું કે દ્વિજદેવ ! તમે બીજા વિપ્રર્ષિની પેઠે અમારી સાથે સુખેથી નિવાસ કરો. ( ઙ )

---

સમાન ગણીને દેછે—તેમને માનપૂર્વક દાન આપેછે. દાન આપતા પેહેલાં કીર્ત્તિ પસરેલી વર્ણી છે માટે **ચપળાતિશયોક્તિ.** હે માનિનિ ! હું માંત્રિક ( અસ્ત્ર શસ્ત્ર યોજવા સંબંધી મંત્રવિદ્યા જાણનાર ) છું તેથી મેં પાંડવોના અસ્ત્રથી મારી દૃષ્ટિ નિવારી નહિ.—બીજા બ્રાહ્મણો અસ્ત્ર શસ્ત્રોને જોતા નહોતા પણ હું તાકીને જોયાજ કરતો હતો. અને તેથી રાજાના મનમાં અમારે વિષે વેહેમ પડ્યો છે.

( ઘ ) તમે ઈ૦—આ બ્રાહ્મણને વિષે યુધિષ્ઠિરને સંદેહ ઉપજવાનું દ્રૌપદી સમજી ગઇ હોય તેમ વર્ણવ્યું છે માટે **વિચાર** નામે નાટ્યલક્ષણ. ધર્મનો લોપ ન થવાની ઇચ્છા વર્ણવી છે માટે **નીતિ** નામે નાટ્યાલંકાર.

( ઙ ) અજાતશત્રુએ—યુધિષ્ઠિરે. નેત્રપલ્લવીવડે—આંખની ઇશાર-

**પાંચાલી**—( સહર્ષ ) ધન્ય છે આર્યપુત્ર ધન્ય છે. વારૂ મહારાજ ! એમણે તમારે વિષેની આશંકા તજી તમને નિવાસ કરવા કહ્યું એમ છતાં તમે મારા પર કૃપા કરી એનું કાંઇ કારણ હોય તો આ કિંકરીને કે'શો. ( ચ )

**મંત્રાનંદ**—વત્સા, અમે વાડવ ક્ષમા સ્વરૂપી કે'વાઇએ તેથી કોઇના પર પણ કોપ ન કરતાં રાજર્ષિ યુધિષ્ઠિરનું કહેવું અમે સ્વીકાર્યું; તથાપિ અમારે વિષેની આશંકા ઉભીજ રહી તે ટાળવાને અમે તારી કને આવ્યા છીએ. ( છ )

**પાંચાલી**—( નમન કરી ) દ્વિજદેવ, આશંકા વિનાના પુરૂષે પોતાવિષેની આશંકા ટાળવાનો યત્ન શા કાજે કરવો? અથવા મહર્ષિ તમે ક્ષમા કરી મારા પતિઓનું શુભ વાંચ્છ્યું છે, તો ચાલો હું આર્યપુત્ર કને આવી તમને જેમ સુખ થાય તેમ કરૂં.

**મંત્રાનંદ**—( મનમાં ) જો હું એની શંકાનું સમાધાન નહિ કરૂં તો એ સમજી જશે. ( પ્રકાશ ) વત્સા ! આશંકાવાળા નરનું જીવ્યું મૃગજળ જેવું છે. જો હું અહીં તારી કને આવ્યો છું તેમાંય

---

તથી, કે—કે તરતજ. તપ તપ ઇ૦—જાતે બ્રાહ્મણ નહિ હોવાથી તપસ્વીને ઠેકાણે ભુલથી તપસી બોલી જાયછે અને તે સુધારતાં 'તપ' શબ્દની પુનરાવૃત્તિ થઇ જાયછે. ગોત્રાદિનો ઇ૦—મારૂં ગોત્ર કયું છે એ વગેરે વાતનો. નિષ્ફળ થયા—અર્થાત્ બધું મેં બરાબર કહી બતાવ્યું. શંકાસ્પદ સ્થાન—શંકાનું આસ્પદ ( સ્થાન ) જેને વિષે સ્થાન કરીને રહ્યું છે એવો વેષધારી દ્વિજ. ( તત્પુરૂષક + બહુવ્રીહિ ). ઊંડા પાણીમાં પેસવાનો—અજાણ્યાને અહીં રાખી જોખમ વોહોરવાનો.

( ચ ) કૃપાકરી—(આવીને કહેવારૂપ ) અર્થાત્ મનોભલામણું કરવાનું કહેવાનું કહેવા આવ્યા. કિંકરી—દાસી. ( છ ) વાડવ—બ્રાહ્મણ.

પણ મારે વિષે શંકાશીલ થઇ ઘટોત્કચ મને જોયા કરેછે. એવા નિવાસને અમારે આનોજ માનવો જોઇએ. ( ज )

## શ્લોક.

નિવાસ પાવકે ભલો ભણ્યો ભલા જને સદા,
કલંકી શંકી જીવવું ન ઠીક તે થકી કદા;
વિચારય વામલોચના કુવાસ નર્ક સર્વદા,
અધિક ધિઃક ધિઃક માનું શંકી જીવ્યું હું યદા. ૭

**પાંચાલી**—( નમન કરી ) ભગવંતનું કહેવું ખરૂં છે. અને મારૂં મન પણ તમારે વિષે શંકા ધરાવતું નથી. પ્રભુ, મારાથી બનતા ઉપાય યોજી હું આર્યપુત્રને તમારા પ્રતિ નિઃશંક જોનારા કરીશ. ( એવે સ્મરવર્ધક પ્રવેશ કરેછે ). ( झ )

**સ્મરવર્ધક**—દેવીનો જય થાવ. તમને તે મહાદેવી કે મહાલક્ષ્મી કહી મારે બોલાવવાં. પુરનાં દેવી, ઉપવનનાં દેવી અને વનનાં દેવી તમેજ કે? ભક્તિવાળાં શક્તિજી! તમે સ્વરૂપ બદલવાને સમર્થ છો એમ જાણ્યા છતાં, હાં કહ્યું તે કહ્યું. ( દ્વિજ સામું જોઈ ) કેમ મોદક-

---

( ज ) જો હું૦—મારે વિષે આશંકા નથી, તેમ છતાં હું પોતાને આશંકાવાળો માનું છું તેનું કારણ જો નહિ સમજાવું તો દ્રૌપદીને પણ મારૂં આચરણ શંકાભરેલું લાગશે. મૃગજળ—ઝાંઝવાંનું પાણી.

૭ શ્લોક— નારાચ. પાવકે—અગ્નિમાં. કલંકી ઈ૦—કલંકવાળું અને શંકાવાળું જીવવું ઠીક નથી. વામલોચના—વાંકી દૃષ્ટિવાળી સ્ત્રી—હે દ્રૌપદી! કુવાસ—શંકાયુક્ત થઇને રહેવું તે. નર્ક—નરકરૂપ. શંકી જીવ્યું—શંકાવાળું જીવવું અથવા શંકિત પુરૂષનું જીવવું. ( झ ) સ્મરવર્ધક—પાંડવોનો કામસાહાય—વિદૂષક.

ભટજી ! અહીં આવ્યા છે કે ? જો જો ઘડો લાડવો ન થઇ જાય ! યાજ્ઞસેની ચાલો યજ્ઞારંભ તમારા વિના અટકી પડ્યો છે. ( ज )

**પાંચાલી**—ભગવંત તમે પણ ત્યાં ચાલો.

**સ્મરવર્દ્ધક**—એ આવા યજ્ઞમાં આવી શું ખાટી જવાના છે ?

**પાંચાલી**—( સરોષ ) " વગર બોલાવ્યો બોલે તે તરખલાની તોલે " શું તું એટલુંય નથી જાણતો કે, ( એવે વિદ્યાધર પ્રવેશ કરે છે ) ( ट )

**વિદ્યાધર**—દેવી કલ્યાણ થાવ. યજ્ઞનો આરંભ થવામાં પધારો તેટલીજ વાર છે.

**પાંચાલી**—શું એમ છે ? ત્યારે તો ચાલો હું આ આવી. ( સર્વે યજ્ઞમંડપ ભણી જાય છે ).

( ધનુષ્ય બાણ નિહાળતો નકુલ પ્રવેશ કરે છે ).

**નકુલ**—( સખેદ ) ભલે યોગીશ્વરો પુરૂષાર્થને પૂર્ણ માની દૈવને દુર્બળ ગણે તથાપિ મારે સ્વાનુભવથી સિદ્ધ થયેલો સિદ્ધાંત કિયે પ્રકારે ખોટો માનવો ? આહા ! શું આ ધનુષ્ય અને બાણ કે જેથી

---

( ज ) પુરનાં દેવી—ઇંદ્રપ્રસ્થમાં રહેનારાં. ઉપવનનાં—બાગમાં વિલાસ કરનારાં. વનનાં—આ અરણ્યની ઝુંપડીમાં રહેનારાં. ભક્તિવાળાં—પોતાના સ્વામીઓને વિષે પ્રીતિવાળાં. શક્તિજી—શક્તિ કે મહામાયા રૂપી. તમે ઈ૦—જેમ શક્તિ કાર્યપરત્વે પોતાનાં સ્વરૂપ બદલે છે તેમ તમે પણ પુરમાં, ઉપવનમાં અને વનમાં જૂદે જૂદે સ્વરૂપે દેખાઓછો દ્રૌપદીના અવસ્થાંતરની વ્યંજના છે. ઘડોલાડવો—પ્રેતશ્રાદ્ધ કર્યા પછી ઘડા ઉપર લાડવો મૂકીને બ્રાહ્મણને આપવામાં આવછે, એવી તમારી દશા ન આવી જાય !—[illegible]ત્યુ ન પામો ! યાજ્ઞસેની—દ્રૌપદી. ( ट ) વિદ્યાધર—કોઇ બ્રાહ્મણ.

આખો ભરતખંડ વશવર્તી કર્યો'તો, તે આજ ઉદરનિર્વાહ માટે યથાર્થ ઉપયોગી થતાં જણાતાં નથી ! દૈવ, તેં આટાટલું કર્યું તથાપિ શું તારૂં મન સંતુષ્ટ નથી થતું ! ! (નિઃશ્વાસ નાખી) દુર્દૈવ ! શ્રવણ કરચ, શ્રવણ કરચ;—(ઠ)

## શ્લોક.

કરમ નામ છે, કર્મી તાહરૂં,
શરમ શો હર્યું, ધર્મી માહરૂં;
લલિત લક્ષણા, દક્ષણા સમી,
ગલિત ગાર્વિણી, વર્ણિની દમી. ૮

---

(ઠ) પ્ર. ૨ જો. બીજા પ્રવેશની અંતે પડદો પડવાથી અરણ્યનો માર્ગ દેખાશે ત્યાં આ પાત્રનો પ્રવેશ સમજવો. નકુલ ભક્ષ્ય મેળવવા માટે શિકારે ગયો હતો પણ ત્યાંથી જોઇએ તેટલો શિકાર ન મળી આવવાથી તે કહે છેઃ ભલે ઇ૦—યોગીશ્વરો—વસિષ્ઠ વગેરે. વસિષ્ઠ પ્રારબ્ધને તુચ્છ માની પુરૂષાર્થનેજ મુખ્ય માનનાર છે. તે એવી તકરાર લાવે છે કે પ્રારબ્ધ પણ પૂર્વે કરેલા પુરૂષાર્થનોજ ફળ ભોગ છે; માટે જો પુરૂષાર્થ પ્રબળ હોય તો પ્રારબ્ધને ફેરવી શકાય છે. (જુઓ યોગવાસિષ્ઠ—ઉત્પત્તિ પ્રકરણ). સ્વાનુભવથી—પોતાના અનુભવથી. સ્વાનુભવ વર્ણે છેઃ આહા ઈ૦. વશવર્ત્તી —સ્વાધીન. યથાર્થ—જોઇએ તે પ્રમાણે. આટાટલું—આટલું આટલું.

૮ શ્લોક—લલિતછંદ. હે કર્મી (કર્મવાળા—પ્રારબ્ધ) તારૂં નામ કરમ (કર્મ) છે, ત્યારે તેં મારૂં ધર્મી (ધર્મવાળું) શરમ (શર્મ—સુખ) શો હર્યું? તારૂં નામ કર્મ છે તો હું પણ કર્મ (કાર્ય) કર્યાજ કરૂં છું; એમ છતાં અને વળી ધર્મ પ્રમાણે સુખ ઈચ્છું છું (અધર્મથી નહિ) એમ છતાં પણ તેં મારૂં શર્મ શામાટે હર્યું? શું શર્મ હર્યું તે કહે છેઃ લલિત ઇ૦—લલિત (સુંદર) લક્ષણવાળી અને દક્ષણા (ચતુર અથવા દક્ષિણા રૂપી દેવી) સરખી વર્ણિની (સારા રંગવાળી—દ્રૌપદી)ને દમીને તેં ગલિત ગાર્વિણી—ગર્વ જેનો ગળી ગયો છે એવી કરી મૂકી ! આ છંદનું 'લલિત' નામ શ્લોકમાં મૂક્યું છે માટે મુદ્રાલંકાર.

અપિચ—

### શ્લોક.

ઉપવને સુખ અમો ન માનતા,
અરર આ દુખ કશું અદાનતા !
ભટકતા વનવને કર્યા ભલા,
બહુ થયું બહુ રૂપી રૂપી બલા ! ૯

( એવે આમતેમ નકુલને જોતો સહદેવ પ્રવેશ કરેછે ).

**સહદેવ—**( નિઃશ્વાસ નાખી ) આ તે કિયા પાપનાં ફળ ઉદ્દ પામ્યાં કહેવાય ! ( ઉદર સામે જોઈ ) અરે તું પણ પૃષ્ઠ સાથે એકત્ર થઈ જવાનો વિચાર કરતું દેખાયછે કે શું ? ભલે, હવે આ કરતાંય કંઇ તારાથી વધારે થાય તેમ છે કે ? કિંતુ અલ્યા દુર્દૈવ ! તું એટલુંય નથી જાણતો, કે આ અડગ ક્ષત્રિય સાથે યુદ્ધ કરવાનો પ્રસંગ વારંવાર લાવ્યા કરેછે ! જો કે—( ट )

### શ્લોક.

રથ હીન કર્યા વર દીન કર્યા,

---

૯ શ્લોક—પ્રિયંવદાવૃત્ત. ઉપવને ઈ૦—અમે પૂર્વે એવા હતા કે જેઓ ઉપવને ( બાગબગીચામાં ) પણ સુખ માનતા નહિ; અરર ! તેમને આ દુઃખ કશું ( કેવું ) ? તે દુઃખ કહે છેઃ ભટકતા ઈ૦—અમને વનવને ( એક વનથી બીજા વનમાં ) ભટકતા કર્યા ! હે બહુરૂપી રૂપી ( બહુરૂપીનું રૂપ ધારણ કરનારી ) બલા ( બલા રૂપ દૈવ ) ! બહુ થયું ( હવે તેં અતિ દુઃખ પાડ્યું છે ) !

( ट ) પૃષ્ઠ સાથે—પીઠ સાથે. અર્થાત્ ભૂખથી પેટ બરડા સાથે ચોટી ગયું છે. પાંડવોને વનમાં ખોરાકની પણ તંગી હતી એ વ્યંજનાવડે પાંડવોનું કષ્ટ ધ્વનિત કર્યું છે.

સુખ વીણ ક્ર્યા અર ખીણ ક્ર્યા;
કુઅજિન ધર્યા પર દીન ધર્યા,
શું મલિન ડર્યા ? ડરપી ન ડર્યા. ૧૦

આપચ—

### શ્લોક.

નવનવી યુવતીની યુવા હરી,
પ્રખર કાંતિ પ્રભાકરશી કરી;
તદપિ દૈવ સદૈવજ હારિયો,
વ્યરથ બાણ અજાણ વધારિયો. ૧૧

---

૧૦ શ્લોક—તોટક. રથ ઈ૦—હે દૈવ ! તેં અમને રથહીન કર્યા. (કોઇ શત્રુ પણ પ્રતિપક્ષીને હરાવીને રથહીન કરેછે). વર ઈ૦—અમે વર (શ્રેષ્ઠ) હતા તેમને તેં દીન કર્યા. (શત્રુ પણ પ્રતિપક્ષીને દીન કરેછે). સુખ ઈ૦—અમે સુખ વગર ક્ર્યાં—તેં અમને દુઃખી કર્યા, તથા અમે અર (ઉતાવળે) ખીણોમાં ક્ર્યા. અમે કુઅજિન ધર્યા (નઠારાં મૃગચર્મ જેમણે પેહેર્યા છે એવા) થયા, તથા અમને પર (શત્રુઓએ) દીન સરખા ધર્યા (ગ્રહણ કર્યા—દ્યૂતાદિ પ્રસંગે). એમ છતાં પણ અમે શું મલિન થઇને ડર્યા ? નહિ, અમે ડરપી (બીહીકણ) થઇને ડર્યા નથી.

૧૧ શ્લોક—દ્રુતવિલંબિત. નવનવી ઇ૦—હે દૈવ ! તેં નવનવી યુવતી (સ્ત્રી)ઓની યુવા (જવાની) હરી. (અમારે વનવાસ ભોગવવાનો હોવાથી અમારી પરણેલી સ્ત્રીઓનો ઉપભોગ અમે ન કરી શકતા હોવાથી અથવા વનમાં અમારી સાથે દુઃખી થતી હોવાથી). શી રીતે યુવા હરી, તે કહે છે: પ્રખર ઇ૦—પ્રભાકરશી (સૂર્યના સરખી) પ્રખર (તીક્ષ્ણ) કાંતિ કરીને. સૂર્યનું ઉગ્ર તેજ જેમ તાજી વનસ્પતિને સૂકવી નાખે છે તેમ હે દૈવ ! તેં દુઃખ પાડીને અમારી યુવતીઓની યુવા હરી લીધી છે. તોપણ અમારી સહનતાને લીધે અમે તારી દરકાર કરતા નથી: તદપિ ઇ૦. તદપિ—તોપણ. વ્યરથ ઇ૦—હે અજાણ દૈવ ! તેં અમારી ધીરજ હણવાને તારાં બાણ વ્યર્થ વધાર્યાં છે;

**નકુલ**—(સહદેવને જોઇ સઆશ્ચર્ય) કે' ભાઇ! યજ્ઞદેવનૈવેદ્યના મૃગ ક્યાં છે? (ढ)

**સહદેવ**—(નમન કરી) જુઓ પેલા પારધી લઇ બારોબાર જતા જણાય છે માટે હવે ચાલો સત્વર જઇ એની વ્યવસ્થા કરીએ. (ण)

**નકુલ**—(લાંબી નજરે જોઇ) ભ્રાતા! જો જો એ તો યજ્ઞમંડપ લગી જઇ પહોત્યા માટે ચાલો ઉતાવળા. (બન્ને જણ ચાલ્યા જાય છે).

(યજ્ઞ કરતાં યુધિષ્ઠિર પાંચાલી અને યજ્ઞ કરાવતા ધૌમ્ય લોમશ પ્રવેશ કરેછે). (त)

**ધૌમ્ય**—(વિદ્યાધરને આવતો જોઈ) અલ્યા વિદ્યાધર! જોને પેલા સ્મરવર્ધકને દર્ભ લેવા મોકલ્યો છે તે ત્યાંનો ત્યાંજ રહ્યો કે શું?

**લોમશ**—વાહ વાહ! તમનેય ઠીક મોભાગ્રમતિનો માણસ કુશાગ્ર લાવનાર નજરમાં આવ્યો. એ રાજપ્રિય વિપ્રને આપણા કામમાં

---

(ढ) યજ્ઞદેવનૈવેદ્યના—યજ્ઞદેવને ધરાવવાના નૈવેદ્યના અથવા યજ્ઞમાં આહુતિ આપવાના.

(ण) બારોબાર જતા જણાય છે—માંસાદિ બીભત્સવસ્તુ રંગભૂમિ ઉપર ન બતાવવી જોઇએ, એવા હેતુથી આ યુક્તિ કવિએ કરીછે. રંગભૂમિ ઉપર ન બતાવવા જેવી વસ્તુઓ ગણાવતાં વિશ્વનાથ કહે છે કે—"दंतच्छेद्यनखच्छेद्यमन्य व्रीडाकरंचयत् ઈ૦" (કા ૨૭૮).

(त) પ્રવેશ ૩ જો. સ્થળ—યજ્ઞશાળા. પ્રવેશ કરેછે—અર્થાત્ પડદો ઉપડવાથી દેખાય છે. ધૌમ્ય—પાંડવોના પુરોહિત. લોમશ—એ નામના એક મોટા ઋષિ.

યોજવો એ યથાર્થ નથી. सुज्ञेषु किम् बहुना કિન્તુ મખમુહૂર્ત્ત વટી જશે તેનીએ એને શી પડી છે? ( थ )

( એવે "स्वस्तिना इन्द्रो" ઈત્યાદિ બોલતા દશબાર બ્રાહ્મણો પ્રવેશ કરેછે ).

**યુધિષ્ઠિર**—( આવેલા સર્વ દ્વિજને નમન કરી ) ભગવંત આ પાટપર સર્વ ભૂદેવો બિરાજો. ( द )

**બ્રાહ્મણો**—( ઉંચા હાથ કરી ) शुभं भवतु. कल्याणमस्तु. पुत्रपरिवारादिवृद्धिरस्तु. ( એમ આશિર્વાદ દેતા ઘણા ઋષિઓ આવી બેસેછે ). ( ध )

**સ્મરવર્ધક**—( હાથમાં દર્ભ લેઇ પ્રવેશ કરી સ્વગત ) અરે પ્રભુ ! મોદક મારવા વિના બીજું કાંઇ ન જાણનારને આ દાભનાં તૈણાં વેણી લાવવાનો સમય આવી પડયો ! આથી હરિશ્ચંદ્ર રામચંદ્ર અને નળાદિ

---

( थ ) મોભાગ્રમતિનો—મોભના છેડા જેવી જાડી બુદ્ધિનો. કુશાગ્ર—દર્ભનાં અણિયાં. કુશાગ્ર જેવી સૂક્ષ્મ વસ્તુને ખોળવામાં મોભાગ્રબુદ્ધિ કામ લાગે નહિ, એમ છતાં તેવી યોજના કરેલી વર્ણવી છે માટે **વિરોધાભાસ.** રાજપ્રિય—રાજાને વાહાલો. સ્મરવર્ધક વિદૂષક હોવાથી તે રાજપ્રિય ગણાયોછે. सुज्ञेषु ઈ૦—સુજ્ઞને વિશેષ કહેવાનું શું કારણછે? અથાત્ ટુંકામાં તમારે સમજી લેવું કે રાજપ્રિય માણસને આપણા કામમાં યોજવાથી આપણને ઘણા પ્રકારે હાનિ છે. કદાચ આપણા કામમાં કાંઈ આપણી ગફલત થતી હોય તેની ચાડી પણ કરે, ઇત્યાદિ અર્થ બતાવનારી ટુંકી સમશ્યા. કિન્તુ—પણ. મખમુહૂર્ત્ત—યજ્ઞનો નિર્મેલો સમય. શી પડીછે?—શી કાળજી છે?

( द ) स्वस्तिना ઈ૦—આશિર્વાદ આપવાનો એક મંત્ર છે. "स्वस्तिना इन्द्रो वृद्धश्रवाः । स्वस्ति नः पूषाविश्ववेदाः । स्वस्तिनस्तार्क्ष्यो अरिष्टनेमिः । स्वस्तिनो बृहस्पतिर्दधातु." ઈંદ્ર, પૂષા, તાર્ક્ષ્ય અને બૃહસ્પતિ, અમારૂં કલ્યાણ કરો, એવો એ મંત્રમાં અર્થ રહેલોછે.

( ध ) शुभं ઇ૦—શુભ થાઓ, કલ્યાણ થાઓ, પુત્રપરિવાર વગેરેની વૃદ્ધિ થાઓ.

**નકુલ**—(સહદેવને જોઇ સઆશ્ચર્ય) કે' ભાઇ! યજ્ઞદેવનૈવેધના મૃગ ક્યાં છે? (द)

**સહદેવ**—(નમન કરી) જુઓ પેલા પારધી લઇ બારોબાર જતા જણાય છે માટે હવે ચાલો સત્વર જઇ એની વ્યવસ્થા કરીએ. (ण)

**નકુલ**—(લાંબી નજરે જોઇ) ભ્રાતા! જો જો એ તો યજ્ઞમંડપ લગી જઇ પહોત્યા માટે ચાલો ઉતાવળા. (બન્ને જણ ચાલ્યા જાય છે).

(યજ્ઞ કરતાં યુધિષ્ઠિર પાંચાલી અને યજ્ઞ કરાવતા ધૌમ્ય લોમશ પ્રવેશ કરેછે). (त)

**ધૌમ્ય**—(વિદ્યાધરને આવતો જોઈ) અલ્યા વિદ્યાધર! જોને પેલા સ્મરવર્ધકને દર્ભ લેવા મોકલ્યો છે તે ત્યાંનો ત્યાંજ રહ્યો કે શું?

**લોમશ**—વાહ વાહ! તમનેય ઠીક મોભાગ્રમતિનો માણસ કુશાગ્ર લાવનાર નજરમાં આવ્યો. એ રાજપ્રિય વિપ્રને આપણા કામમાં

---

(द) યજ્ઞદેવનૈવેધના—યજ્ઞદેવને ધરાવવાના નૈવેધના અથવા યજ્ઞમાં આહુતિ આપવાના.

(ण) બારોબાર જતા જણાય છે—માંસાદિ બીભત્સવસ્તુ રંગભૂમિ ઉપર ન બતાવવી જોઇએ, એવા હેતુથી આ યુક્તિ કવિએ કરીછે. રંગભૂમિ ઉપર ન બતાવવા જેવી વસ્તુઓ ગણાવતાં વિશ્વનાથ કહે છે કે—"दंतच्छे द्यनखच्छे द्यमन्य द्व्रीडाकरंचयत् ઈ૦" (કા ૨૭૮).

(त) પ્રવેશ ૩ જો. સ્થળ—યજ્ઞશાળા. પ્રવેશ કરેછે—અર્થાત્ પડદો ઉપડવાથી દેખાય છે. ધૌમ્ય—પાંડવોના પુરોહિત. લોમશ—એ નામના એક મોટા ઋષિ.

યોજવો એ યથાર્થ નથી. सुज्ञेषु किम् बहुना કિન્તુ મખમુહૂર્ત્ત વટી જશે તેનીએ એને શી પડી છે? (ચ)

(એવે "स्वस्तिना इन्द्रो" ઇત્યાદિ બોલતા દશબાર બ્રાહ્મણો પ્રવેશ કરેછે). (છ)

**યુધિષ્ઠિર**—(આવેલા સર્વ દ્વિજને નમન કરી) ભગવંત આ પાટપર સર્વ ભૂદેવો બિરાજો. (ज)

**બ્રાહ્મણો**—(ઉંચા હાથ કરી) शुभं भवतु. कल्याणमस्तु. पुत्रपरिवारादिवृद्धिरस्तु. (એમ આશિર્વાદ દેતા ઘણા ઋષિઓ આવી બેસેછે). (घ)

**સ્મરવર્ધક**—(હાથમાં દર્ભ લેઇ પ્રવેશ કરી સ્વગત) અરે પ્રભુ! મોદક મારવા વિના બીજું કાંઇ ન જાણનારને આ દાભનાં તૈણાં વેણી લાવવાનો સમય આવી પડ્યો! આથી હરિશ્ચંદ્ર રામચંદ્ર અને નળાદિ

---

(ચ) મોભાગ્રમતિનો—મોભના છેડા જેવી જાડી બુદ્ધિનો. કુશાગ્ર—દર્ભનાં અણિયાં. કુશાગ્ર જેવી સૂક્ષ્મ વસ્તુને ખોળવામાં મોભાગ્રબુદ્ધિ કામ લાગે નહિ, એમ છતાં તેવી યોજના કરેલી વર્ણવી છે માટે **વિરોધાભાસ.** રાજપ્રિય—રાજાને વાહાલો. સ્મરવર્ધક વિદૂષક હોવાથી તે રાજપ્રિય ગણાયોછે. सुज्ञेषु ઇ૦—સુજ્ઞને વિશેષ કહેવાનું શું કારણછે? અર્થાત્ ટુંકામાં તમારે સમજી લેવું કે રાજપ્રિય માણસને આપણા કામમાં યોજવાથી આપણને ઘણા પ્રકારે હાનિ છે. કદાચ આપણા કામમાં કાંઇ આપણી ગફ્લત થતી હોય તેની ચાડી પણ કરે, ઇત્યાદિ અર્થ બતાવનારી ટુંકી સમસ્યા. કિન્તુ—પણ. મખમુહૂર્ત્ત—યજ્ઞનો નિર્મેલો સમય. શી પડીછે?—શી કાળજી છે?

(छ) स्वस्तिना ઇ૦—આશિર્વાદ આપવાનો એક મંત્ર છે. "स्वस्तिना इन्द्रो वृद्धश्रवाः। स्वस्ति नः पूषाविश्ववेदाः। स्वस्तिनस्तार्क्ष्यो अरिष्टनेमिः। स्वस्तिनो बृहस्पतिर्दधातु." ઇંદ્ર, પૂષા, તાર્ક્ષ્ય અને બૃહસ્પતિ, અમારૂં કલ્યાણ કરો, એવો એ મંત્રમાં અર્થ રહેલોછે.

(घ) शुभं ઇ૦—શુભ થાઓ, કલ્યાણ થાઓ, પુત્રપરિવાર વગેરેની વૃદ્ધિ થાઓ.

નૃપાળોનું દુઃખ શી રીતે મારે વિશેષ ગણવું ? ( સવિસ્મય ) અરે! આ-ટલાં બધાં તુંમડાં એકદમ ક્યાંથી સજીવન થયાં અને જીવન વિના તરતાં કેમ જણાશે. ( न )

**ધૌમ્ય**—( સ્મરવર્ધકને આવતો જોઈ ) રે બટુક ! લાવ્ય લાવ્ય દર્ભ સત્વર લાવ્ય. મૂર્ખ ! મખમુહૂર્ત વીતી ગયાનીએ ચિંતા નથી ધરાવતો એ શું ? ( प )

**સ્મરવર્ધક**—( નમન કરી દર્ભ આપી ) ગોળ ખાંડ ને મધના વાસ વગર તેમ ઋતુ વગર આ ઈંડાળ ઉભરાયલી જોઇ મારે સાચવીને પગ મૂકતાં મૂકતાં આવવું પડ્યું, જેણે કરી આવતાં વાર લાગી. ( फ )

---

( न ) 'તેણાં' અને 'વેણી' વગેરે શબ્દોથી વિદૂષકની ગ્રામ્ય ભાષા વર્ણી છે. 'સમય આવી પડયો' ઇત્યાદિ વચનથી યુધિષ્ઠિરની પૂર્વાવસ્થાના સુખનું અને હમણાની અવસ્થાના દુઃખનું સૂચન કર્યું છે. આથી—આ મારા દુઃખથી. અરે ઇ૦—બ્રાહ્મણને તિરસ્કારમાં તુંમડાં કહેછે, કેમકે એમની પાસે ધનસંપત્તિ નહિ હોવાથી તે લોટાને ઠેકાણે તુંમડાં વાપરતા હતા. સજીવન થયાં—આવી ચઢયાં. જીવન વિના—પાણી કે જીવિકા વિના. અહીં પાણી નથી તેમ છતાં આ તુંમડાં કેમ તરેછે ? અર્થાત્ યુધિષ્ઠિર હવે એ સઘળાનું જીવન ચલાવવાને અસમર્થ છે તેમ છતાં બ્રાહ્મણો અહીં કેમ ભેગા થાયછે ? આ વાત **દૃષ્ટાંત** અને **શ્લેષ**દ્વારા કથન કરી છે. ( प ) સત્વર —ઉતાવળે.

( फ ) ગોળ ઇ૦—કીડીઓની ઇંડાળ ગોળ, ખાંડ કે મધના વાસથી ઊભરાયછે, અથવા ચોમાસા આગમચ જેઠ આષાઢની ગરમીથી ઉભરાય છે. પણ તે બન્નેમાંથી એકકે કારણ આજ ન છતાં ઈંડાળ ઉભરાઇ છે. અર્થા-ત્ યુધિષ્ઠિર પાસે હવે ગળ્યું ગળ્યું ખવાનું આપવાની શક્તિ નથી, તેમ વર્ષપ્રતિપદા કે શમીપૂજન જેવો કોઈ ખાસ પ્રસંગ પણ નથી, તેમ છતાં આટલા બધા બ્રાહ્મણો શું કરવા ભરાયા છે?

**લોમશ**—(સકોપ) અરે મૂર્ખ બટુક ! અસંબદ્ધ શું ઉચર્યા કરે છે. ગુડ મધુ શર્કરાનું સ્વપ્ન સુધ્ધાંય આવતું નથી તો તારે પિપીલિકા સંભાળતાં શી રીતે આવવું પડે ? (व)

## શ્લોક.

હોય જો હોઠ સાજા તો, ઝાઝા ઉત્તર જાણવા;
આહુતી હોમ્ય લે તું આ, મારી દે તર્ક માણવા. ૧૨

**સ્મરવર્ધક**—શું ભગવંત ! અમે તો તમારે મન ખોટુંજ બોલનાર ઠર્યા કે ? स्वाहा, आवाहयामि અને નમઃ એ શબ્દો સાંભળી આવા ભૂદેવો જેમ ખાંડ ગોળ અને મધની આશાએ કીડીઓ ઉભરાયલી જણાય તેમ જણાય છે કે નહિ ? (भ)

**ધૌમ્ય**—(સસ્મિત) અલં. લે આ આહુતી વિદ્યાધર તને શોધવા ગયો છે તેના આવતા સુધી તું હોમ્ય. (म)

---

(व) અસંબદ્ધ—સંબંધ વગરતું—જ્યાં જેની જરૂર નથી એવું અથવા અમર્યાદ. અસંબદ્ધપણું કહી બતાવે છેઃ ગુડ ઇ૦. ગુડ—ગોળ, મધુ—મધ. શર્કરા—સાકર.

૧૨ હોય ઇ૦—" હોઠ સાજા તો ઉત્તર ઝાઝા " એવી કહેવત છે તેમ તું પણ ગમે તેવા જવાબ આપ્યાજ કરે છે; પણ હવે હોમવેળા વટી જાય છે માટે તર્ક માણવા મારી દે—કલ્પના કરી કરીને જવાબ આપવા પડચા મૂક. અને આ આહુતિ (હોમવાનો પદાર્થ) હોમ્ય.

(भ) ઇંડાળ ઉભરાય છે, એ દૃષ્ટાંતનો સિદ્ધાંત બતાવે છેઃ સ્વાહા ઇ૦. સ્વાહા—દેવને આહુતિ આપતાં છેવટે બોલવાનો શબ્દ. આવાહયામિ—આવાહન કરૂંછું—બોલાવું છું. ખાંડને બદલે સ્વાહા, ગોળને બદલે આવાહયામિ, મધને બદલે નમઃ અને કીડીઓને બદલે બ્રાહ્મણો જાણવા.

(म) સસ્મિત—હાસ્યસાથે. અલં—બસ. આહુતિ—(હોમ્ય, ક્રિયાપદ સાથે અન્વય કરવો).

**સ્મરવર્ધક**—(ઓડકાં ખાતો) આ મફ્તિયા મહારાજને મૂકી અમારી આંખ્યો ફાડવાથી તમને શું મળવાનું છે? (મંત્રાનંદને બોલાવી) મહારાજ! લ્યો આ આહુતી હોમો (य)

**લોમશ**—(સકોપ) અરે કંઇ સમજે છે કે નહિ, "પ્રાઘૂર્ણ કને સર્પ શી રીતે મરાવાય?" (વિદ્યાધરને આવતો જોઈ) લ્યો આ વિદ્યાધર આવ્યો હવે એ એને આપો. (र)

**મંત્રાનંદ**—(નમન કરી) ભૂદેવ મને એ કૃત્ય સોંપશો તો હું વિદ્યાધર જેટલું કરે તેટલું બધું કરીશ.

**સ્મરવર્ધક**—(ભીમને આવતો જોઈ સસ્મિત) મહર્ષિ મંત્રાનંદ! એ ભૂદેવો અને અમારા ભૂપતિ તમને મફ્તિયો માલ ખવડાવે તેવા છે. પરંતુ આ જુઓ અમારા મહારાજ આવે છે તે જ્યારે યજ્ઞ કરશે ત્યારે અમે આચાર્ય થઇશું અને તમારી આહુતીમાં ગોઠવણ કરીશું! હવડાં તો મહાજનના સાંઢની પેઠે જે કરતા હો તે સુખેથી કર્યા કરો. (ઘટોત્કચને આવતો જોઇ) દ્વિજદેવ! આ અમારા યજમાનની પાસે રહેશો તો મોંમાગી દક્ષિણા મળશે. (નકુલ સહદેવને આવતા જોઈ) મંત્રાનંદ મહારાજ! તમારૂં ભવિષ્ય ભળે એવી દક્ષિણા મળશે કે નહિ તે આ બે ભાઈ કહી શકે તેવા છે. (ल)

---

(य) મફ્તિયા મહારાજ—બ્રાહ્મણ વેષધારી રાક્ષસ—મંત્રાનંદ.
(र) પ્રાઘૂર્ણ—પરોણો—મેહેમાન.

(ल) ભૂપતિ—યુધિષ્ઠિર. મફતીઓ માલ ખવડાવે તેવા છે—તમારી પાસેથી કાંઇ કામ ન કરાવતાં તમને જમાડે એવા છે, વક્રોક્તિ. મફત મળે એવો માલ (માર) ખવડાવે એવા છે, એ મર્માર્થ. આહુતિમાં ગોઠવણ કરીશું—આહુતિ હોમનારને સ્થાને તમને રાખીશું. વક્રોક્તિ. તમારી પોતાનીજ આહુતિ કરી નાખીશું—તમને હોમી દઇશું, એ મર્માર્થ.

( ભીમાદિક પ્રથમ યજ્ઞનારાયણને અને પછે બેઠેલા બીજા દ્વિજને નમન કરી એક પછી એક આસન પર બેસે છે. )

**ધૌમ્ય**—સ્મરવર્ધક ! સ્મરવર્ધક ! જા જા, ઓ પણે આજ્ય મૂકેલું છે તે લઇ સત્વર આવ્ય. ( ज )

**સ્મરવર્ધક**—( બેઠેલા મુનિઓની આગળપાછળ જોઇ ) ભગવંત! યજ્ઞપુરોડાશને શ્વાન સ્પર્શ કરે એ તો મહાઅધમ લેખાય, પણ મહારાજ ! મખ માટે રાખી મૂકેલા આજ્યને માર્જારી મારી ગઇ હોય તેનો કંઇ વિધિનિષેધ મનાય ? ના ના, નહિજ. " બિલાડું પળ્યું અને કુતરૂં અડ્યું " એ તો કથનાર કથીજ ગયા છે. ( झ )

**લોમશ**—( સકોપ ) અરે આ મૂર્ખ બટુકને તે શ્રમસાધ્ય પ્રાપ્ત કરેલું આજ્ય શે સોંપ્યું ? હવે શું કરીશું ! ! ( સખેદ ) શિવ શિવ ! સત્રની પૂર્ણાહુતિ કરચા વિનાજ ઉઠવું પડશે કે શું ? ( ञ )

---

દક્ષણા—( વક્રોક્તિ ). અર્થાત્ મારરૂપી દક્ષિણા. તમારૂં ભવિષ્ય ભળે—( મોત ભેગું ). આ બધી વિદૂષકની વક્રોક્તિઓ કવિકૃત જાણવી. કેમકે વિદૂષકને કાંઇ આ દૈત્યના માયાપ્રપંચની ખબર હતી, એમ પૂર્વે વર્ણાયું નથી; પણ વિદૂષકની વિકૃત વાણીમાં સહજ આવા મર્મ રહ્યા છે તે દ્વારા ભાવિ કથાના બીજનું ઉદ્ઘાટન કરવાને કવિએ આ **પતાકાસ્થાનની** રચના કરી છે. (પતાકાસ્થાનક વિષે જુઓ રોપદર્શિકા સત્યભામા પૃ. ૧૩૫ ).

( ज ) આજ્ય—ઘી.

( झ ) યજ્ઞપુરોડાશને—યજ્ઞના બલિદાનને. મારી ગઈ હોય—ખાઈ ગઇ હોય. બિલાડું ઇ૦—બિલાડું પળ્યું ( ચાલ્યું ગયું—તેનો કાંઇ બાધ લેવામાં ન આવ્યો ). અને કૂતરૂં અડયું ( અટકી રહ્યું—અટકી શક્યું ) અર્થાત્ તેનો બાધ ગણવામાં આવ્યો. અથવા કૂતરૂં અડયું કહેવાય એટલે તેથી અભડાયું ગણાય. હમણા એને ઠામે એમ બોલાય છે કે, " કૂતરૂં પળ્યું અને બિલાડું ન પળ્યું. " ઘી તો બિલાડું ખાઇ ગયું, એ વિદૂષકને કહેવાનું તાત્પર્ય છે.

**યુધિષ્ઠિર**—( નિઃશ્વાસ નાખી ) અવિનાશીની અકળગતિ છે! રે સ્મરવર્દ્ધક, "વેળા એવી રક્ષા" તો તારા જેવાએ અવશ્ય કરી જાણવી જોઇએ! ( स )

**સ્મરવર્દ્ધક**—( હાથ જોડી સખેદ ) મહારાજ "જ્યારે જેવા ચાલે ત્યારે તેવા દેવા" એ સૂત્ર મને પંડ્યાએ શીખવ્યું છે અને તેથીજ હું મુનિમહારાજને કહું છું કે ઘૃતને ઠામે પય ચાલશે. પણ મહારાજ! મારૂં માને છે કોણ? ( ह )

**પાંચાલી**—( સકોપ ) આર્યપુત્ર! આવાને હજી આથીએ વધારે મોઢે ચઢાવો એટલે પેટ ભરી પામવાનું પામશો. ( आ )

**ભીમ**—( જોરથી ) મૂર્ખ! મૂઢ! જા જા, અહીંથી આઘો જા ( का )

---

કરેલું. અર્થાત્ મોટા પ્રયાસથી મેળવેલું. સત્ર—યજ્ઞ. પૂર્ણાહૂતિ—યજ્ઞ પૂરો થવા નિમિત્ત જે છેવટે ઘીની આહુતિ આપવામાં આવે છેતે. થોડુંક ઘી પણ અરણ્યમાં યુધિષ્ઠિરને ગળતું નથી, એવી તેની દુર્દશા છે, એ ધ્વનિ.

( स ) "વેળા એવી રક્ષા"—અર્થાત્ આપણી સારી સ્થિતિમાં એથી હજારગણા ઘીની કાંઈ વિસાત નહોતી, પણ આપણી આવી સ્થિતિમાં તે બહુ મોંઘી ચીજ ગણીને તે વિષે બેદરકાર રહેવું યોગ્ય નહોતું!

( ह ) જ્યારે ઇ૦—અર્થાત્ અરણ્યમાં ઘી ન મળે માટે આપદ્ધર્મને અનુસરીને ઘીને ઠામે તેના કોઇ પ્રતિનિધિથી પણ ચલાવી લેવાશે. તે પ્રતિનિધિ બતાવેછેઃ પય ઈ૦. પય—દૂધ.

( आ ) મુખ્ય નાયિકા અને વિદૂષકને બનાવ નથી હોતો, એમ બહુધા નાટકોમાં વર્ણેલું જોવામાં આવેછે ( જુઓ માલવિકાગ્નિમિત્ર, રત્નાવલિ, પ્રિયદર્શિકા, દેવયાનિકા, વગેરે ).

( क ) ભીમનું આ વચન દ્રૌપદીના પક્ષપાતનું સૂચક છે ભીમનો

**મંત્રાનંદ**—( ભિઠી આગતેમ જોઇ ) ભગવંત આ આજ્ય, આ રહ્યું; યથાર્થ નીચું નમી જુવે તો જાડેકની ! ( ક્ષ )

**પાંચાલી**—નીચું નમી કામ કરતાં તો કેડના મકોડા મરડાઇ જાય છે ! ( યુધિષ્ઠિર સામું જોઇ ) આર્યપુત્ર ! તમારે એને રાખવો હોય તો કરારે રાખો પણ થોડા દહાડા આ મંત્રાનંદને એનું કામ સોંપી જુઓ. જો એને પાંશેરે તીર જેવો કરવો હોય તો એજ ઉપાય છે. હું તો મારે મારૂં બધુંય કામ આજથી મંત્રાનંદને સોંપવાની છું. ( ગ )

**ભીમ**—હા હા, ઠીક છે; એમ થોડા દિવસ કરી જુઓ.

**યુધિષ્ઠિર**—આપ્તજનને અનુચિત વર્તન કેવળ અહિત વિચારીને કર્યું હોય એમ લાગે તથાપિ તેના વિરૂદ્ધ કંઇ પણ કરવા શાસ્ત્ર શાખ પૂરતું નથી. ( ઘ )

---

અનુરાગ દ્રૌપદીપર વિશેષ હતો એમ આગળ વર્ણાશે, તેનું આ સૂક્ષ્મતર બીજ છે.

( ક્ષ ) યથાર્થ—બરાબર રીતે. મંત્રાનંદદ્વારા ઘી મળી આવવાથી દ્રૌપદી પ્રસન્ન થાય અને તેનાપર વિશેષ પ્રીતિ કરે, એવા હેતુથી કવિએ આ રચના કરીછે.

( ગ ) નીચું નમી કા૦—( વિદૂષકના સંબંધનું વચન છે ). મંત્રાનંદના લાભનું વાક્ય દ્રૌપદીને મુખે બોલાવીને કવિએ બાલિ કથાનું સૂક્ષ્મ બીજ મૂક્યું છે.

( ઘ ) આપ્તજનને—પોતાનો કહેવાતો હોય તેવા માણસે. જે માણસને આપણે પોતાનો કરી માનતા હોઇએ, તે માણસે જો કોઈ અનુચિત ( અઘટિત ) વર્તન આપણું હિત વિચારીને કર્યું હોય તો તેની વિરૂદ્ધ કાંઇ ઉપાય લેવો યોગ્ય નથી, એતો સર્વ કોઇ જાણેછે, પણ જેણે આપણું અહિત કરવાના વિચારથીજ કાંઇ અઘટિત વર્તન કર્યું, તો પણ તેને તે આપ્તજન છે, એટલા ઉપરથીજ માફી આપવી યોગ્ય છે. જો એમ ન કરવામાં આવે

**ધૌમ્ય**—વત્સા ! યુધિષ્ઠિરનું કહેવું સયુક્તિક છે. જો શ્રવણ કરય. ( હ્ના )

**શ્લોક.**

ક્ષયરોગી વિધુ ભાળી, રોહિણી તજતી નથી;
પૂર્ણિમાએ તથા પૂરૂં, સુખ લે કહું કથી.　　　　૧૩

**લોમશ**—વત્સા ! ધૌમ્યનું કહેવું સત્ય છે. ( સ્મરવર્ધક ભણી જોઈ ) લે અલ્યા ! આ આજ્યપૂર્ણાહુતિ સમયે હોમી દને. ( સ્મરવર્ધક હાથમાં ધીનો પડીઓ ઝાલી ઊભો રહેછે ).

**ધૌમ્ય**—( યજ્ઞની ધૂણી આંખમાં જવાથી એકનો એક મંત્ર ફરી બોલેછે અને જોઇતી વસ્તુ ન જડવાથી આંખ્યો મીચી ફાંફાં મારેછે ) પુ ( લંબાવી ) પુર ( વિશેષ લંબાવી ) પુરન્ ( એ સાંભળી સ્મરવર્ધક ધી હોમી દેછે અને સર્વે તેનાપર કોપ કરેછે ). ( ચા )

---

તો આપ્ત અને અનાપ્ત વચ્ચે કાંઇ તફાવત રહેતો નથી. યુધિષ્ઠિરનું શાસ્ત્ર પ્રમાણ વચન હોવાથી અહીં નાયકનું શાસ્ત્રચક્ષુપણું વર્ણાયું છે. ( જુઓ નાટ્યપ્રકાશ પૃ. ૮૦ મું ).

( હ્ના ) વત્સા !—હે દીકરી ! ( દ્રૌપદીનું સંબોધન ). સયુક્તિક—દૃષ્ટાંતાદિ યુક્તિથી પ્રમાણ થયેલું.

૧૩ યુક્તિરૂપ દૃષ્ટાંત કહે છેઃ શ્લોક—અનુષ્ટુપ. ક્ષયરોગી ઇ૦—ચંદ્રને ક્ષયરોગી ( અંધારિયામાં પ્રતિદિન ક્ષીણ થતો ) જોઈને પણ તે આપ્તજન હોવાથી તેની સ્ત્રી રોહિણી તેને તજતી નથી; અને તેથીજ તે પૂર્ણિમાએ (ચંદ્ર પૂર્ણ તેજસ્વી થાય છે ત્યારે ) પૂરૂં સુખ લે છે, એમાં હું કથીને ( વિશેષ વખાણીને ) શું કહું ?

( ચા ) પુ ઇ૦—પુરન્ એ અક્ષરોથી શરૂ થતો મંત્ર ધૌમ્ય બોલે છે

**યુધિષ્ઠિર**—( નિઃશ્વાસ નાખી ) દૈવની ગતિ બલવત્તર છે. (છા)

**પાંચાલી**—ભગવંત ! હું એનાં સર્વે લક્ષણ જાણું છું. આર્યપુત્ર હવે તો સમજ્યાકની કે એને ધૂણી લાગી તેથી એણે યજ્ઞની પૂર્ણાહુતી કરી નાખી. ( સર્વ બ્રાહ્મણો સામું જોઈ ) મંત્રાનંદ મહારાજ ! ભોજન સમય થયો છે માટે હવે કંઇ જતા નહિ. ( જા )

**સ્મરવર્ધક**—( નીચું જોઇ ) ત્યારે શું અમે જઇએ અને એ ન જાય ?

**યુધિષ્ઠિર**—અરે ભાઈ! એવી નિરર્થક કલ્પનાઓ કાં કરેછે.

**ધૌમ્ય**—( તિલકાદિ કરી રહ્યા પછી ) હવે તમારે જવું હોય તો જાવ. ( એટલું કહી બંને મુનિઓ ઊભા થાય છે ).

**પાંચાલી**—( ઊભી થઇ ) આર્યપુત્ર ! ( સ્મરવર્ધકને બતાવી ) આ તમારા મહર્ષિને તેડી વેહેલા આવજો ( એમ કહી જાય છે ). ( ઝા )

**લોમશ**—અજાતશત્રુ ! આ યજ્ઞ પુનરપિ થઈ શકે તેવો છે. તે

---

અને તેના પુરન્ એટલા અક્ષરો બોલાયાથી વિદૂષક સમજે છે કે 'પુરન્ એટલે પૂરૂ", માટે પૂર્ણાહુતિ આપવાનો સમય થયો, એમ સમજી પૂર્ણાહુતિનો આરંભ થતાંમાંજ તે ધી હોમી દેછે, એટલે તે હોમેલું નકામું જાયછે અને ફરીને હોમવાને ધી છે નહિ, તેથી તેનાપર સર્વે કોપ કરે છે. વિદૂષકની આવી ભૂલ મંત્રાનંદના લાભની છે, તે આગળ વર્ણાશે.

( છા ) દૈવની ઈ૦—કેમકે પ્રથમ ધી નાશ પામ્યું હતું તે વળી મળી આવ્યું, ત્યારે આ રીતે નાશ થયું !

( જા ) મંત્રાનંદ ઉપર દ્રૌપદીની વિશેષ કૃપા વર્ણી બતાવેછેઃ મંત્રાનંદ મહારાજ ! ઈ૦. ( ઝા ) મહર્ષિને—વિદૂષકને. ( વક્રોક્તિ ).

થી શોચ કરવાનું કંઇ કારણ નથી. હવે ચાલો ભોજનવિધિ આટોપી લઇએ. અલ્યા વિદ્યાધર! આ બલિ મૂકી તથા દર્ભાદિ નદીમાં નાખી ભોજન સમય થયો છે માટે જા સત્વર આવ્ય. ( એમ કહી સર્વ જણ જાય છે અને વિદ્યાધર પણ દર્ભાદિ લઈ રહ્યા પછી નદી ભણી જાય છે ). ( ञा )

( મંત્રાનંદ અને પાછળથી ભોજન કરનાર બ્રાહ્મણો પ્રવેશ કરે છે ). ( ता )

**મંત્રાનંદ** ( એકલો )—હાં હાં ઠીક ચોપટ ગોઠવી, રમનાર બેસાડ્યા અને દાવ નાખ્યા. હવે તો ઇષ્ટકૃપાથી પાસા સુલટા પડે એટલુંજ કરવાનું બાકી છે. દાનવી માયા એ તો મોટામાં મોટી મનાયેલીજ છે તેને બિચારાં માનવી શી રીતે જાણી શકે ? હું ભલો બ્રાહ્મણ છું તે ભીમાદિક નથી જાણતા તે જણાવી આ પ્રમાણે વૈરના અંતને પામીશ. ( था )

## શ્લોક.

ગુપ્ત જ્યમ રાખમાં વન્હિ વર્શીને રહે, તે દહે દાવથી પાદ મૂકે;
સુપ્ત કરિઅરિ સમો વેશ વસમો ગ્રહી, અસુર આ આવિયો દાવ ચૂકે !
ભીમભડ ! તેં અલ્યા મિત્ર મમ મારિયો, ધારિયો નહિ તદા અંત ઢુંકે !
જોઉંછું ખોઉંછું વૈર હું પલકમાં, હલકમાં રામ રમતાં ન રૂકે. ૧૪

---

( ञा ) અજાતશત્રુ—( યુધિષ્ઠિરનું સંબોધન). પુનરપિ—ફરીને પણ.
( ता ) પ્રવેશ ૪ થો. સ્થળ—ભોજનગૃહનો રસ્તો.

( था ) મંત્રાનંદ દાનવ છે, એ વાત અહીં વધારે સ્પષ્ટ કરે છે. હું ઇ૦—અર્થાત્ હું દૈત્ય છું તે ભીમાદિક જાણતા નથી તેમને વખત આવ્યે જણાવીને વૈરના અંતને પામીશ—વેર વાળીશ.

૧૪ શ્લોક—ઝૂલણા. ગુપ્ત ઇ૦—જેમ રાખમાં વન્હિ (અગ્નિ ) ગુપ્તપણે વશી રહ્યા હોય તેમાં ભૂલથી પાદ ( પગ ) મૂકે તે દાવથી દહે ( બાળે ), તેમ સુપ્ત

( ભારતીભટ પ્રવેશ કરી )

**ભારતીભટ**—અરે મંત્રાનંદ ! હવે તો તમે રાજપ્રિય થયા માટે અમારૂં કંઇ કરજો હો.

**મંત્રાનંદ**—( સભય સ્વગત ) અરે આણે કંઇ સાંભળ્યું કે શું ! ( પ્રકાશ ) તમે શાપરથી કહોછો ?

**ભારતીભટ**—શા પરથી તે તમારા બોલ્યા પરથીજ.

**મંત્રાનંદ**—( સકોપ ) અમે એવું શું બોલ્યા કે તમે એમ કહોછો ? અમે કશુંય ક્યારે બોલ્યા છીએ !

**ભારતીભટ**—"ખાતો ન જણાય પણ માતો તો જણાય કની." ( દા )

**ભોમભટ**—( મંત્રાનંદને જોઈ ) અરે ભૂદેવ ! કંઇ અમારા ભ-

---

( સૂતેલા ) કરિઅરિ ( હાથીના શત્રુ—સિંહ ) સમો વસમો વેશ ( બ્રાહ્મણનો ) ચહીને આ અસુર આવ્યો છે તે શું દાવ ચૂકે એમ છે ? ભીમને ઉદ્દેશીને કહે છેઃ હે ભીમભડ ! અલ્યા ! તેં મમ ( મારો ) મિત્ર ( બક રાક્ષસ ) માર્યો, તદા ( ત્યારે ) તેં તારો અંત ( મરણકાળ ) ઢુંકે ( પાસે ) ધાર્યો નહિ શું ? ઠીક, હવે હું જોઉંછું ( લાગ ), અને પલકમાં વૈર ખોઉંછું ( વૈર વાળીને તે સંબંધી પરિતાપ ખોઉંછું ). હવે હલકમાં ( હેલામાં ) તારા રામ રમતાં ( તારૂં મોત થતાં ) રૂકે નહિ ( અટકે નહિ ). અહીં રાક્ષસ રૂપી ગૂઢ અર્થ ઉઘાડો કર્યો છે માટે મુખસંધિનું ઉદ્ભેદ નામે અંગ વર્ણ્યું છે. " उद्भेदोगूढभेदनम् "—( દશરૂપ ).

( દા ) ખાતો ઇ૦—અર્થાત્ તમે બોલ્યા તે અમે નહિ સાંભળ્યું હોય પણ તમારાપર દ્રૌપદી પ્રસન્ન છે તે અમારા જોવામાં આવે છે, તેથી અમે ધારીએ છીએ કે તમે રાજપ્રિય છો.

ણી ભાળજો, જો જો નીકર પછે અમે છીએ હો ! "પેટ ભરાયું એટલે પાટણ ભરાયું," જો એવા સ્વાર્થી થયા તો અખડાઇ પડશો. અમે જાતે જોયું છે અને કાનોકાન સાંભળ્યું છે. ( ઘા )

**મંત્રાનંદ**—( સકોપ ) પણ એટલાજ પરથી અમારૂં સ્વાર્થીપણું કોણ કહી શકે તેવો છે? ( ના )

**ભોમભટ**—કોણ કહી શકે તેવો છે તે આ અમારા જેવોજ છે. કેમ હવે બોલ્યું અબોલ્યું કરશો તે અમે કરવા દઇશું કે? ( પા )

**સોમભટ**—ભારતીભટ, ( મંત્રાનંદને બતાવી ) આ તમારા મિત્રને કહેજો કે અમને ભૂલી જાય નહિ. અમે એમના ભોમિયા છીએ હો. અમે એમને વિષે કંઇનું કંઇ સાંભળ્યું છે, કિંતુ પાંચાલીની પ્રસન્નતા ભાળી જાણી જોઇનેજ કાંઇ બોલ્યા નથી. ( ફા )

---

( ઘા ) અમે ૦—અમે તમારૂં સન્માન થતું જાતે જોયું છે અને દ્રૌપદીએ તમને પોતાની પાસે રાખવાનું કહ્યુ તે કાનોકાન સાંભળ્યું છે. એવા અર્થનું વાક્ય ભોમભટ કહે છે, પણ મંત્રાનંદને વેહેમ પડેછે કે રખેને એણે મારો છળ જાણ્યો હોય તથા મારા બોલ સાંભળ્યા હોય !

( ના ) બ્રાહ્મણોએ મારૂં કપટ કેટલે દરજ્જે જાણ્યું છે, તે નક્કી કરવાને મંત્રાનંદ પ્રશ્ન કરેછેઃ પણ ૦.

( પા ) મંત્રાનંદનો પ્રશ્ન બોલી બતાવીને ઉત્તર કરેછેઃ કોણ ૦—કોણ કહી શકે એવો છે? એમ પૂછોછો એનો ઉત્તર એજ કે, તે અમારા જેવોજ કહીશકે એવો છે. અર્થાત્ હું પોતે કહી શકું છુ. બોલ્યું અબોલ્યું—તમે રાજપ્રિય થાઓ ત્યારે અમારૂં સન્માન થાય એમ કરવાનું તમે કહ્યું છે તેથી હવે ફરાશે નહિ, એમ ભોમભટનું કહેવું છેઃ પણ મંત્રાનંદને આ વાક્ય પણ ભ્રમ ઉપજાવેછે. કેમકે તે એમ સમજે છે કે જે હું બોલ્યો તે આ બ્રાહ્મણે ચોકસ સાંભળ્યું છે કે શું, જેથી તે આ પ્રમાણે બોલે છે?

( ફા ) ભોમિયા છિયે—જાણીતા છીએ ( એ રાજપ્રિય છે એ વાત-

**મંત્રાનંદ**—( સભય ) ભાઇયો હું કંઇ દુષ્ટ બુદ્ધિથી બોલ્યો નથી, તથાપિ જો તમે મારૂં સર્વ ગુપ્ત રાખશો તો મને સ્મરવર્દ્ધકનુ સ્થળ મળશે અને તે મળ્યું એટલે તમારે નિત્ય મિષ્ટાન્ન ઠરશે. ( વા )

**ભારતીભટ્ટાદિ**—( સ્વગત ) અરે આ તો ઠીક કંઇ "આંધળે બેરૂંજ કુટાય છે." ( પ્રકાશ ) મંત્રાનંદ અમે કોઇનેય નહિ કહિયે પરંતુ તમારે અમને મિષ્ટાન્નપાણી સમે ભૂલવા નહિ હો. ( મા )

( સોળાં પેહેરેલા અને હાથમાં તુંબીપાત્ર ઝાલેલા દશ બાર બ્રાહ્મણ પ્રવેશ કરેછે. )

**મોદકાનંદ**—( આમતેમ જોઈ ) અરે ભારતીભટ, ભોમભટ, સોમભટ, ચાલો ચાલો. ગુરૂદેવે ભણાવ્યું છે કે "शतं विहाय भोक्तव्यम्" તે ભૂલી ગયા કે શું ? અમે તો એ યથાર્થ શીખ્યા છીએ. કેમ આવવુ છે કે જઇએ ? ( मा )

**સર્વ દ્વિજ**—સત્યં સત્યં. ( મંત્રાનંદને જોઈ એક પછી એક ) અમે તમારે સારૂં ઘણું કર્યું છે હો. અરે અમે હઇએ નહિ તો પાંચાલી-

---

ન( ). મંત્રાનંદ રાક્ષસ છે એ વાતના ભોમિયા છીએ, એ તો રણેને એમના કહેવાનો અર્થ નથી, એવો મંત્રાનંદને ભય ઉપજેછે. 'અમે એમને વિષે કંઇનું કંઇ સાંભળ્યું છે,' આ વાક્યમાં પણ ઉપરના જેવોજ ભ્રમ છે.

( વા ) બ્રાહ્મણોના બોલવા ઉપરથી મંત્રાનંદ ગભરાય છે, કેમકે તે એમ માનેછે કે બ્રાહ્મણોએ મારૂં બોલેલું ( ૧૪ મા શ્લોકનું ) સાંભળ્યું છે. અને તેથી તે કહેછેઃ ભાઇઓ ઈ૦.

( મા ) ભારતીભટાદિ—ભારતીભટ વગેરે. બીજા બ્રાહ્મણો. અરે ઈ૦—આપણે કહીએ છીએ કંઈક જૂદું ધારીને અને એ સમજે છે એ કંઈક જૂદું. ( मा ) "शतं विहाय भोक्तव्यम्"—સો કામ પડયાં મૂકીને ખાઇ લેવું.

પ્રસન્ન થાયજ નહિ ભાઇ ઘૃતનો ઘાટ તો અમેજ ઘડી બતાવ્યો'તો ને. સ્મરવર્ધકને ઉંધા પાટા બાંધનાર અમેજ. જો અમને ભૂલી ગયા તો હતા એવા થયા એમ જાણવું. તમારૂં ગાયું અમે ગાયું અને લોમશ મહર્ષિના કોપપાત્ર થયા. જો જો, સભારજો; નીકર હતા તેવા થશો. ( य )

**મંત્રાનંદ**—( સભય ) દ્વિજદેવો! જેમ છે તેમનું તેમ રાખશો તો હું કોઇને ભૂલી જવાનો નથી. હું સ્વાદ લઇ તૃપ્ત થાઉં અને ત્યાર પૂઠે તમારે દુઃખ દેખવાનું રે' તો કરારે મને કહેજો! હું કોઇનેય ભૂલું એવો નથી હો! ( र )

---

( य ) મંત્રાનંદે બ્રાહ્મણોને મળીને સ્મરવર્ધકને હલકો પાડવાને ઘી સંતાડ્યું હતું અને પાછળથી તે શોધી આપ્યું હતું, એ વાત અહીં સ્પષ્ટ કરેછેઃ ભાઈ ઇ૰. આ વચનો સર્વ દ્વિજનાં છે અને તે અનુક્રમે લેવાનાં છે. એવી રીતે કે—

સર્વ દ્વિજ—સત્યં સત્યં.

૨ જો દ્વિજ—અમે તમારે સારૂં ઘણું કર્યું છે હો.

૩ જો દ્વિજ— અરે અમે હઇએ નહિ તો પાંચાલી પ્રસન્ન થાયજ નહિ.

૪ થો દ્વિજ—ભાઇ ઘૃતનો ઘાટ તો અમેજ ઘડી બતાવ્યો'તોને.

૫ મો દ્વિજ—સ્મરવર્ધકને ઊંધા પાટા બંધાવનાર અમેજ.

૬ ઠ્ઠો દ્વિજ—જો અમને ભૂલી ગયા તો હતા એવા થયા એમ જાણવું.

૭ મો દ્વિજ—તમારૂં ગાયું અમે ગાયું અને લોમશમહર્ષિના કોપપાત્ર થયા.

૮ મો દ્વિજ—જો જો, સંભારજો; નીકર હતા તેવા થશો.

( र ) જેમ છે તેમનું તેમ—અર્થાત્ ગુપ્ત. હું કોઈને ભૂલી જવાનો નથી—તમને બધાને ખાઈ જઇશ. એજ અર્થ વિસ્તારથી કહેછેઃ હું સ્વાદ

( વિદ્યાધર પ્રવેશ કરીને )

**વિદ્યાધર**—( નમસ્કાર કરી ) ભૂદેવો ! હું દર્ભાદિ નદીમાં નાખી આવ્યો માટે હવે ચાલો ભોજનાદિ આટોપી લઇયે. ( મંત્રાનંદ ભણી જોઇ) તમે યજમાનપત્નીને મળી આવ્યા કે હવે જવાના છો ? ( લા )

**મંત્રાનંદ**—તમારા વિના તે જવાય ? ચાલો હવે સાથેજ જઇએ છીએ.

**સદાશિવ**—અરે ભાઇ એમના વિના તમે ઘણુંએ ભટક્યા છો અને ગયા છો, કિંતુ પુરૂષના કર્મ આડું પાંદડું છે. બાકી ક્યાં મંત્રાનંદ અને ક્યાં પાંચાલીનું પ્રસન્ન થવું ? ( વા )

( સ્મરવર્ધકનું પ્રવેશ કરવું. )

**સ્મરવર્ધક**—( મંત્રાનંદ ભણી જોઇ ) મહારાજ મોદકિયા મળશે. ( વિચાર કરી સ્વગત ) અરે પણ પાંચાલીની આના પરની પ્રસન્નતાને હું કેમ વીસરી જાઉં છું. ( પ્રકાશ ) મંત્રાનંદ ! હવે અમને મોદક મળશે કે તમને એકલાનેજ. "જૂના ઝાડનાં મૂળ ઊંડાં" જાણી સંભારશો તેમાં તમનેજ લાભ છે.

**મંત્રાનંદ**—અરે એમ શું બોલો છો ? સૌથી પેહેલા તમે. અમે નાના પેટના છીએ એમ સમજશો મા ! ( શા )

---

લેઇ ઇ૦.—મતલબ કે તમે જીવતાજ નહિ રહો તો દુઃખ દેખવાનું શાનું રહેશે ? ( લા ) યજમાનપત્નીને—દ્રૌપદીને.

( વા ) વળી પાછળના જેવુંજ વેહેમ ઉપજાવે એવું વાક્ય સદાશિવ પણ બોલેછે: અરે ભાઇ ઇ૦.

( શા ) સૌથી પેહેલા તમે—અર્થાત્ સૌથી પેહેલો નાશ તમારો કરીશ.

**સ્મરવર્ધક**—પેટ તો અમારા ભીમ મહારાજનું તમારાથીએ મોટું છે પણ-( એવે સહદેવ પ્રવેશ કરી સર્વને નમન કરે છે. ) ( ઘા )

**સહદેવ**—( સકોપ ) અલ્યા સ્મરવર્ધક ! તને આ દ્વિજદેવોને બોલાવા મોકલ્યો છે તે ભૂલી જઇ વાતોના તડાકા માર્યા કરે છે કે ! ( હાથ જોડી સર્વ દ્વિજને ) ભૂદેવો ! ભોજન સમય થયો છે માટે કૃપા કરી પધારશો. ( મંત્રાનંદ ભણી જોઇ ) મહારાજ ! તમારૂં સ્મરણ દ્રુપદનંદિની કર્યા કરે છે માટે મારી સાથે આવવાની કૃપા કરશો.

**સર્વ દ્વિજ**—હા મહારાજ અમારે કંઇ વાર નથી. ભારતીભટ, ભોમભટ, સોમભટ, મોદકભટ, ચાલો ચાલો. ( તુંબીપાત્ર વગાડતા અને આનંદ પામતા સર્વ ચાલ્યા જાય છે ).

( સરોવરમાંથી કમળ તોડતો તથા વનરાજીની ઉપવન જેવી શોભા જોતો ભીમ પ્રવેશ કરેછે ). ( ङा )

**ભીમ**—( કમળને જોઈ ) અરે આ કમળની શોભા અલૌકિક છે. ( બીજા કમળને જોઇ ) હા ! આ કમળ કરમાઇ ગયેલું સતાં શોભાનો ત્યાગ કરતું નથી. મારે તો અધુના આવાજ અબ્જનો ઉપભોગ લેવાનો છે માટે આ પ્રફુલ્લિત થયેલા અને પોતાની રમણિકતાથી બીજા

---

( घा ) પેટ ઇ૦—આ વાક્ય સ્મરવર્ધક તો સામાન્યરીતે બોલે છે પણ મંત્રાનંદના વાક્યનો ઉત્તર એમાં થઈ જાયછે. જેમ કે, મંત્રાનંદ કહેછે કે " અમે નાના પેટના નથી—તમને ખાઇ જઇએ એવા છીએ. " ત્યારે સ્મરવર્ધક કહેછે કે " અમારા ભીમનું પેટ તમારાથી મોટું છે—તને પણ ભીમ ખાઈ જાય એવો છે. "

( ङा ) પ્રવેશ ૫ મો—ઉપવનનો દેખાવ. વનરાજી—વનની પંક્તિ—વનમાં ઉગેલી વનસ્પતિની હારચો. ઉપવન જેવી—બાગ જેવી.

કંજોતું ઉપહાસ કરતા આ અમલ કમલનો મારે ત્યાગ કરવો જોઇએ. ( સારાં કમળનો ત્યાગ કરી ) અરે, તમે શું મારો ઉપહાસ કરોછો ? પણ જુઓ જુઓઃ—( ૬ા )

## શ્લોક.

વન પંકજ કૂડા, દિન નવ રૂડા, ભાળ્યજ ભુંડા, હાસ્ય તજી;
આનન તારા સમ, ખાઇ કહું સમ, પ્રાણપ્રિયા મમ, સાજ સજી;
રે પ્રમુદિતપંકજ, ભય ધરય આ ગજ, મરદી કરૂં રજ, ક્ષત્રી હજી;
તુજસમમુખનયની, અધિક સુવયની, રઞ્જિતઅયની, રમ્ય ભજી. ૧૪

---

( ૬ા ) અહીં ભીમ કમળ સાથે દ્રૌપદીને સરખાવે છેઃ અરે ઇ૦—( જેમ દ્રૌપદીની શોભા અલૌકિક છે તેમ ). હા ઇ૦—( જેમ દ્રૌપદી વનવાસનું સંકટ વેઠતાં છતાં પોતાના સૌંદર્યનો ત્યાગ કરતી નથી તેમ ). અધુના—હમણા. આવાજ—કરમાઈ ગયેલા. અબ્જનો—કમળનો. કંજોતું—કમળોતું. અમલ—નિર્મળ. આ પ્રવેશમાં ભીમ તથા દ્રૌપદીનો શૃંગાર વર્ણવવાનો આ ઉપક્રમ છે. વન, કમળ, એ શૃંગારના ઉદ્દીપન વિભાવ છે. આ વાક્યમાં પ્રસિદ્ધ અર્થ કમળને લાગુ પડનારો છતાં બીજો અપ્રસિદ્ધ અર્થ દ્રૌપદીને લાગુ પડેછે માટે **શોભા** નામે નાટયલક્ષણ વર્ણાયું છે.

૧૪ પાછળ કહેલા અર્થને સ્પષ્ટ કરે છેઃ શ્લોક—ત્રિભંગી છંદ. વન પંકજ ઇ૦—હે કૂડા વનપંકજ ( વનકમળ ) તારા દિન રૂડા નથી પણ ભુંડા છે એમ તું હાસ્ય તજીને ભાળ્ય. ( વનકમળ પોતાની પ્રિયા દ્રૌપદીના મુખ જેવી શોભા ધારે છે તેથી ઈર્ષ્યા લાવીને ભીમ તેના પર ગુસ્સે થયો છે, એમ વર્ણવ્યું છે ). આનન ઇ૦—હું સમ ખાઇને કહુંછું કે મારી પ્રાણપ્રિયા તારા સમ આનન( મુખ )નો સાજ સજી ( રહેલી છે ). **ઉપમા.** પ્રમુદિત—હર્ષિત. ભય ધરય ઇ૦—હું હજી ક્ષત્રિયરૂપી ગજ ( હાથી ) છું માટે તને મરદી ( ચોળી નાખીને ) તારી રજ ( ભૂકો ) કરૂં છું, માટે તું ભય ધરય. રૂપક અને પરિણામાલંકાર. તું એમ કહેશે કે મારો નાશ

અપિચ—

## શ્લોક.

મ્લાન કમળ આનંદદાયી તું, આ અવસર અમને વા'લા;
માનવતી મહિલા મુખ તુજ સમ, કરમાયું છે હા કાલા !
ભાન ભૂલ્યો ભામિની ભલી થાશે, આ કરમાશે નિર્માલા;
વાનવપુ વળશે સુખ મળશે, મ્લાન કમળને ક્યાં બાલા ! ૧૫

( વસંતિકા પ્રવેશ કરીને )

**વસંતિકા**—( નમન કરી ) મહારાજાધિરાજ ! મારી વયસ્યા કૃષ્ણાએ કહાવ્યું છે કે ભોજન કરી રહેલા ભૂદેવો ગયાછે અને હવે થોડુંક કામ બાકી છે તે પરવારી લઇ હું સત્વર આવુંછું. વળી તેણે

---

કરીને તમે શું કરશો ? તો; તુજ ઇ૦—તેનું ( મારી પ્રિયાનું ) તારા સમાન મુખ અને નયન છે અને અધિકમાં, તે રાજિત ( શોભિત ) અયન ( ગમન )વાળી, સુંદર વયવાળી છે અને રમ્ય છે, તેને મેં ભજી છે. અર્થાત્ તારૂં મારે કાંઈ કામ નથી. દ્રૌપદીના સૌંદર્ય ગુણનું કીર્તન કર્યું છે માટે **ગુણકીર્તન** નામે નાટ્યલક્ષણ વર્ણાયું છે.

૧૪ અપિચ—વળી. શ્લોક—રૂચિરાછંદ. હવે કરમાયલા કમળની સાથે દ્રૌપદીને સરખાવી પછી તેનાથી દ્રૌપદીની અધિકતા વર્ણુછેઃ મ્લાન ઇ૦. મ્લાન—કરમાયલું. માનવતી મહિલા—( દ્રૌપદી ). હા કાલા ! —( કમળનું સંબોધન ) કરમાયલા કમળ સાથે સરખાવો કરીને હવે તેથી અધિકતા વર્ણુછેઃ ભાન ઇ૦—અરે, હું આ વર્ણન કરતાં ભાન ભૂલ્યોછું; કેમકે કાલાંતરે મારી ભામિની તો પાછી ભલી ( સુંદર—ખીલેલા કમળ જેવી ) થશે, પણ આ નિર્માલા ( તુચ્છ ) કમળ તો કરમાયલુંજ રહેવાનું. મ્લાન કમળ ઇ૦—ક્યાં કરમાયલું કમળ અને ક્યાં બાળા ( દ્રૌપદી ) ? અર્થાત્ કરમાયલા કમળ સાથે એની સરખામણી ઘટતીજ નથી !!

કા'વ્યું છે કે મારે કાજે આર્યપુત્રને ખોટી થવું પડ્યું તેની ક્ષમા કરશો. ( ક્રિ )

**ભીમ—**શાલિ ! તારી નમ્રતા તો ભારપરત્વેજ હોય છે, કિન્તુ પ્રિયાની નમ્રતા તો સર્વ કાલ સરખીજ જોવામાં આવે છે. વસંતિકા ! વારૂ મેં તેમ કર્યુંજ છે, કિન્તુ કહે જોઇએ કે તું આવા વનમાં વસનારી સતે રાજરીતિ જાણનારી કેમ જણાય છે ? ( નિઃશ્વાસ નાખી ) અમારી માલતીનું તને જોઇને મને સ્મરણ થાય છે ! ( ખિ )

**વસંતિકા—**( નમન કરી ) મહારાજ હું સૂતસુતા છું. મારા પિતા રાજસેવાથી વિરામ પામી આ તપોવનમાં તપ કરવા આવ્યા ત્યારે હું તેમની સેવા કરવા અહીં આવી રહેલી છું. ( ગિ )

**ભીમ—**અસ્તુ. પણ વસંતિકા ! જો આ વેલી મારી અવગણના કરેછે તેને તું વારચ, નીકર સહકાર સુધ્ધાં હું એનો નાશ કરીશ. અરે જો જો—( ઘિ )

---

( ક્રિ ) વસંતિકા—દ્રૌપદીની દાસી. વયસ્યા—સખી. કૃષ્ણા—દ્રૌપદી. ભૂદેવો—બ્રાહ્મણો. આર્યપુત્રને —ભીમને.

( ખિ ) શાલિ !—હે ડાંગરના છોડ ! ભારપરત્વે ૪૦—જ્યારે તારા પર દાણાનો ભાર થાય ત્યારે તું નમેછે. કિન્તુ—પણ. તેમ કર્યુંજ છે—ક્ષમા કરીજ છે. સતે—છતાં. રાજરીતિ જાણનારી—રાજકુળને યોગ્ય વિનય બતાવનારા શબ્દો બોલનારી. વસંતિકાના વાક્યમાં મહારાજાધિરાજ, વયસ્યા, આર્યપુત્ર, ક્ષમા કરશો, ઇત્યાદિ શબ્દો તેના રાજરીતિજ્ઞપણાના ઉપલક્ષક છે. વનમાં આવી દાસી દુર્લભ છતાં ક્યાંથી મળી ? એવો વાંચનારનો સંશય દૂર કરવા માટે આ વાક્ય મૂક્યું છે ! માલતી—પૂર્વાવસ્થામાં દ્રૌપદીની સખી. ( ગિ ) સૂતસુતા—સૂત જાતિના મનુષ્યની પુત્રી.

( ઘિ ) અસ્તુ—તેમ. હો-ભલે, ઠીક. આંબાને વીંટાયલી વેલીને જોઈ

## શ્લોક.

શું નવ દેખે એ, નવ લેખે એ, દુખિયારો આ ભીમ?
રે ઉવેખે શું, દીન પેખે શું, વીસરી મારો નીમ?
પતિ ભાળે પ્રેમે, વલ્લી એમે, જાણે નવ કંઇ સીમ!
તવ એ શે ક્ષેમે, રે' સુખ વે'મે, તોડે આ ભડ ભીમ. ૧૬

( એટલું કહી વલ્લીને તોડી નાખે છે અને પવન આવવાથી સહકારના નમેલા ડાળ પર કોપ કરે છે. ) ( ફ )

## શ્લોક.

સહકાર! સકળ દ્રુમમાં દૃઢ છે, શું તું એમ મને ધારે!
આલે આ કારથી હું તોડું, ડાળ અરે નવ વિચારે!

---

ભીમ કહે છેઃ જો આ વેલી ઇ૦. અવગણના—તિરસ્કાર. અર્થાત્ હું દ્રૌપદીવિયોગી છતાં એ પોતાના પતિ સહકાર સાથે કેમ વીંટાઈ છે? સહકાર—આંબો.

૧૬ શ્લોક—મરહટ્ટા. લેખે—ગણે. દીન ઇ૦—શું મને એ દીન (ગરીબ) પેખે છે? અથવા શું મારો નીમ (ક્રોધ ઉપજે ત્યારે ભલુંભુંડું કાંઇ ન જોતાં હું ગમે તેનો નાશ કરૂં, એવો મારો નિયમ) એ વેલી વીસરી ગઈ છે? તે વલ્લી પોતાના પતિને પ્રેમથી ભાળે છે, પણ એમે એ કાંઇ સીમ (મર્યાદા) જાણતાં નથી! તવ એ (વેલી) શે (શામાટે) ક્ષેમે (કુશળતામાં) રહે? ત્યારે શામાં રહે? સુખવે'મે રહે—સુખના વેહેમમાં રહે. અર્થાત્ એને સુખ મળે નહિ. કેમ ન મળે? તોડે ઇ૦—આ ભીમભડ એ વેલીને તોડે છે.

( ફ ) કોપ કરેછે—આંબાનું ડાળ પવનથી નીચું નમેછે તે, ભીમે તોડી પાડેલી વેલીને ઉંચકી લેવાના હેતુથી નમેછે, એમ માનીને ભીમ તેના પર કોપ કરે છે.

દુખિયાનું દુખ જોઇ ધરે દુખ, તે મોટા નિશ્ચે કા'વે;
વસંતિકા શે વાર થાય છે, પ્રાણપ્રિયા નવ કયમ આવે? ૧૭

(આઘેથી દ્રૌપદીને આવતી જોઇ.)

**વસંતિકા**—મહારાજ! જુઓ જુઓ પેલાં દેવી આવે. એમ-મના આવવાની ત્વરા એવી જણાય છે કે જાણે જળે ભરેલી વાદળી વાસવને મળવા વેહેલી વેહેલી ન દોડતી હોય. (ચિ)

**ભીમ**—(પાંચાલી ભણી જોઈ) અહો પ્રિયા! તને તો કાયપર-ત્વે વાર લાગો કિન્તુ મારે તો મારો એટલો કાળ આ પ્રમાણે ગત કરવો પડ્યો. જો શ્રવણ કરચ:—

## શ્લોક.

મને દુઃખી દેખી દ્રુમો આ સતિ! જો કરે હાસ્ય ને સુખ પ્રાકાશ્યને!
મને થાય મારે હણું સુખ સૌનું સદા વા'લી! અર્પું હું નિરાશને;
તને પૂછવાકાજ ર.ખી રહ્યો છું હવે તો કરી જો પ્રિયા ક્યાસને,
તને તાપકારી જુઓ વહ્નિ ભારી મેં સંહારી એની સહુ આશને. ૧૮

---

૧૭ શ્લોક—રૂચિરા. મને—મનમાં. તોહું—ડાળ (કર્મ). અરે ઇ૦—અરે તું શું વિચારતો નથી!! શો વિચાર કરવો તે કહેછે: દુખિયાનું ઇ૦. ભીમની ઉત્કંઠા વર્ણેછે: વસંતિકા ઇ૦. આ વર્ણન કરીને ભીમનો ઉદ્ધત સ્વભાવ કવિએ વર્ણ્યો છે: દ્રૌપદી વિષે તેની રતિ વર્ણિને આગળ જે કાર્ય દ્રૌપદી ભીમ પાસે કરાવવાની છે તે વિશેષ સંભવિત કર્યું છે. (ચિ) વાસવને—ઇંદ્રને—મેઘને. (મેઘને વાદળીનો સ્વામી કલ્પ્યો છે).

૧૮ શ્લોક—વર્ણવાગ્રેશ્વરી છંદ. મને ઇ૦—હે સતિ! મને દુઃખી દેખી-ને આ દ્રુમો હાસ્ય કરે છે અને પોતાના સુખનું પ્રાકાશ્ય (પ્રકાશિતપણું) કરે છે—મને પોતાનું સુખ બતાવેછે! તેથી મારા મનમાં એમ થાય છે કે

**પાંચાલી**—( આલિંગન કરી ) દુખિયાંએ સુખિયાંનું સુખ જોઇ શા કાજે સંતાપ કરવો ? જેને દૈવ અનુકૂળ હોય તે સુખભોગ ભોગવે, અને જેને પ્રતિકૂળ હોય તે દુઃખદિનનો અનુભવ લે, તેમાં સુખદુઃખ ભોગવનારને દુઃખસુખ દેવા પ્રવૃત્ત થવું એ તો " પખાલી-ને વાંકે પાડાને ડામવા જેવું છે." ( છ )

**ભીમ**—( નિઃશ્વાસ નાખી ) પ્રિયા ! તારૂં કેવું સત્ય છે. ( એવે ચક્રવાકની બૂમો સાંભળી ) હાં ઠીક; જો જો પ્રિયા ! શ્રવણ કરચઃ-

### શ્લોક.

વિરહ વપુ વિશેષે, વ્યાપિયો વા'લી જો જો !
ચપળ ચતુર ભૂલ્યો, એ ચતુરાઇ જો જો !
પ્રિય પ્રિય પ્રિય પ્રિયા, એ રટે પ્રેમી જો જો !
ઝટપટ તજ સં'શે, એ દશા મારી જો જો ! ૧૯

---

હું તે સૌનું સુખ હણું અને હે સદાકાળ વાહાલી દ્રૌપદી ! તેમને હું ( સુખની ) નિરાશા અર્પું. તને તાપકારી—તને ( શરીરને ) તાપ કરનારી. શ્લોકના આદિમાં ' ગને, ગને, તને, તને,' એવા યમક આવ્યા છે માટે **આદિયમકશબ્દચિત્ર.** શ્લોકની ચોથી લીટીનો તેરમો અક્ષર અસલ લખેલી પ્રતમાં છેકાઇ ગયેલો છે તેથી બરોબર બેસતો નથી. પણ 'મે" જેવું કાંઇક માલમ પડવાથી અને એ અક્ષરથી અર્થ ભંગ ન થવાથી તે અક્ષર અહીં કાયમ રાખ્યો છે; પણ ત્યાં આગળ કોઇ લઘુ અક્ષર હોવો જોઇએ.

( છ ) તેમાં ઇ૦—સુખ ભોગવનારને દુઃખ અને દુઃખ ભોગવનારને સુખ દેવા પ્રવૃત્ત થવું.

૧૯ શ્લોક— માલિની. અત્યાર સુધી ભીમની મદ નામે કામદશા વર્ણાઇ છે, તે તેના મુખથી કહેવરાવેછેઃ વિરહ ઇ૦—હે વા'લી ! જો જો,

**પાંચાલી—** ( આલિંગન કરી ) આર્યપુત્ર! હું સારી રીતે જાણુંછું કે વિરહવ્યાધિની પીડાથી સકલ પ્રાણધર પ્રાણી જ્ઞાનશૂન્ય થાયછેજ. પણ પ્રિયતમ! એક પરમાર્થનું કામ ન કરો! ( જિ )

**ભીમ—** પ્રિયા! આ જો આપણું ઉપહાસ્ય કરેછે. ( ઝિ )

**શ્લોક.**

મધુમાલતી સહકારે, ઊંચી નીચી થઇ પ્રિયા! ભેટે;
હાસ્ય કરે શા કાજે? તું કે'તો એહ તોડી કરૂં છેટે! ૨૦

**પાંચાલી—** ભલે પ્રાણનાથ! એ પણ એના પતિને મળી સુખભોગ ભોગવે. જો તમારી આજ્ઞા હોય તો હું જઇ એની અને સહકારની વચમાં વાયુએ કોક કોક જગોએ અંતર પાડેલું છે તે ફીટાડી આવું. પણ પ્રાણનાથ! પેલું પરમાર્થનું કામ તો તમારે કરવું પડશે હો!

---

તારો વિરહ મારા વપુ( શરીર )માં વિશેષે કરીને વ્યાપ્યો, તેથી હું ચપળ થઇને ચતુર છતાં પણ ચતુરાઇ ભૂલ્યો. કોની પેઠે તે બતાવેછેઃ પ્રિય ઇ૦— એ પ્રેમી ( ચક્રવાક ) પ્રિય પ્રિય પ્રિય એમ રટેછે; હે પ્રિયા! તે તું જો, જો. એ દશા—ચક્રવાકના જેવી વિરહોન્મત્ત દશા.

( જિ ) પ્રાણધર—પ્રાણને ધારણ કરનારા. પરમાર્થનું—પરોપકારનું. ( ઝિ ) ભીમ દ્રૌપદીના વાક્ય તરફ લક્ષ્ય ન આપતાં પોતાના વિરહમદની દશામાંજ બોલે છેઃ પ્રિયા ઈ૦.

૨૦ શ્લોક—ગીતિ. મધુમાલતી—એ નામની વેલી. હાસ્ય કરે ઇ૦—એ શા માટે મારૂં હાસ્ય કરે છે? પવનથી હાલતી વેલી વિષે ભીમનું હાસ્ય કરવાની સંભાવના કરી છે માટે **ઉત્પ્રેક્ષા.** તું તો વિયોગી છે અને મારા સ્વામીને હું તો આવું સુખ આપુંછું. 'તું મને એવું સુખ આપ' એ ભીમનો **વ્યંગ્યાર્થ** છે. દ્રૌપદીની બુદ્ધિ પરમાર્થમય થઈ છે તે સૂચવે છેઃ જો તમારી ઇ૦.

**ભીમ**—( સસ્મિત ) જા જા પ્રિયા ! એ છૂટી પડી ગયેલી વલ્લીઓને સહકાર સાથે જોડી દે જોઇએ.

**પાંચાલી**—( આગતેમ જોઈ ) અરે, વસંતિકા કેમ જણાતી નથી ? એ કહ્યા વગરજ જતી રહી કે શું ? લાવ્ય ત્યારે હુંજ બીજાં સર્વ સુખ તજ્યાં છે તેમ પતિમિલનસુખ પળવાર વીસરી પરમાર્થ કરી લઉં. ( મધુમાલતીકને જઇ તેના એક બે છૂટા વેલાને આંબા સાથે વળગાડે છે. ) ( ઞિ )

**ભીમ**—પ્રિયા ! હવે એટલું; ચાલ્ય ચાલ્ય, વેહેલી ચાલ્ય. ( ટિ )

**પાંચાલી**—( માનપૂર્વક ) આવીએ છીએ; શું ખાટું મોળું ઇઇ જાય છે તે ! અમારૂં કે'વું તો કાનેય કોણ ધરેછે ? ( ઠિ )

**ભીમ**—( કને આવી હાથ ઝાલી લઈ જાય છે ) પ્રિયા ! કહે તારૂં શું કાર્ય કાને ન ધર્યું ? કહે તો ખરી. ( અંગુલીથી અધર હલાવી ) કે' કે' બોલ્ય બોલ્ય; કેમ નથી બોલતી ? ( ડિ )

**પાંચાલી**—( સલજ્જ ) મારે મારૂં કંઇએ કામ તમારી કને કરાવવું નથી.

**ભીમ**—અરે તારૂં હોય કે પારકું, પણ કહે તો ખરી; જા ગમે તેવું હશે તોપણ તે કરીશું.

---

( ઞિ ) વસંતિકાનું ગમન વર્ણીને એકાંતરૂપ શૃંગારનો ઉદીપન વિભાવ વર્ણ્યો છે.

( ટિ ) ભીમની ઉત્કંઠા વર્ણેછેઃ પ્રિયા ઇ૦. ( ઠિ ) સંભોગશૃંગારનું પ્રણયમાન વર્ણે છેઃ આવીએ છીએ ઇ૦. ( ડિ ) શૃંગારના અભિનય વર્ણેછેઃ કને ઇ૦.

**પાંચાલી**—( આલિંગન દઇ ) આર્યપુત્ર ! એક પરમાર્થ કરવાનો છે !

**ભીમ**—( સસ્મિત ) પ્રથમ સ્વાર્થ કે પરમાર્થ? નાના પરમાર્થજ; પરંતુ તમે અમારો પરમાર્થ કરો તો અમે તમારો ધારેલો પરમાર્થ કરીએ ( હનુએ અંગુલિ મારી ) કેમ પ્રિયા ! ખરૂં છેકની ! ( ઢ )

**પાંચાલી**—( સકોપ ) સ્વાર્થ થવાનાં તો છેટાંસ્તો ! ( નીચું જોઇ ) તમારોજ ન્યાયે ન્યાય કે "પેહેલું મારૂં ને પછી તારૂં."

**ભીમ**—( આલિંગન દેઇ ) પ્રિયા ! કહી નાખ્ય કહી નાખ્ય. પ્રથમ પરમાર્થ કરવો એવી શાસ્ત્રાજ્ઞા પણ છે, માટે કે' કે'.

**પાંચાલી**—આર્યપુત્ર ! ( એટલું બોલી અટકી જઇ નીચું જુએ-છે ).

**ભીમ**—( તેનું મોં ઉંચું કરી પોતાના ભણી ફેરવી ) પ્રિયા કે' કે'; જા ગમે તેવું કાર્ય હશે તોપણ હું અવશ્ય કરીશ.

**પાંચાલી**—( સલજ્જ ) જો કરવાનુંજ કહોછો તો લ્યો કરે કે તમારા સ્મરવર્ધકનું તમામ કામ મારો મંત્રાનંદ કરે, અને તેના પર મહારાજા પ્રેમની નજરથી જુએ, એટલુંજ કરી આપો. એ બિચારો કેવો કહ્યાગરો અને ગરીબ છે ! ! ( ણ )

---

( ઢ ) અમારો પરમાર્થ—અમારો ઇચ્છેલો મુખ્ય અર્થ. તમારો ધારેલો પરમાર્થ—પરોપકાર. હનુ—હડપચી. ભીમે મનનો અભિપ્રાય અભિનયથી કહી બતાવ્યો છે માટે **મનોરથ** નામે નાટચલક્ષણ વર્ણાયું છે.

( ણ ) અહીં સ્નેહભરેલાં વાક્યથી દ્રૌપદી અર્થ સિદ્ધ કરેછે, માટે **અનુનય** નામે નાટચલક્ષણ વર્ણાયું છે.

**ભીમ**—( સસ્મિત ) અહો એજ તારો પરમાર્થ કે ? પણ પેલા સ્મરવર્ધકનું અહિત થાય તો પછે તે પરમાર્થ થયો શી રીતે કહેવાય ?

### શ્લોક.

કોઇનો અર્થ ના ફીટે, ભલું થાયજ સર્વનું;
પરમાર્થ પ્રિયા એ તો, માનું અન્ય અપર્વનું. ૨૧

**પાંચાલી**—( સકોપ ) હાં, એ તો હું જાણુંછું કે "કાર્યને કારણ સાથેનાં સાથેજ હોય છે." વારૂ હવે પછી કંઇ કે'વાનું છે? ( તિ )

**ભીમ**—( આલિંગન દેછે અને દ્રૌપદી બળાત્કારે છૂટી જવાનું કરે છે ) પ્રિયા! સ્મરવર્ધકનું કાર્ય ન લઇ લેતાં મંત્રાનંદને પણ એના જેટલું-જ કાર્ય સોંપવામાં આવે તો તારે કંઇ વાંધો છે ?

**પાંચાલી**—( વિચાર કરી ) ના મારે કંઇ વાંધો કે વચકો નથી; જ્યાં ત્યાં એ બિચારાનું કાર્ય થાય એટલુંજ મારે તો કે'વાનું છે.

**ભીમ**—વિશ્વાસ ન આવતો હોય તો લે આ વચન. જા, મહા-રાજાને ગમે તેમ કહી એનું એટલું કાર્ય હું અવશ્ય કરીશ.

**પાંચાલી**—આર્યપુત્ર ! વિશ્વાસે તો વેરાન વનમાં સાથે આવ્યાં છીએ, અને તમારોજ વિશ્વાસ ન રાખીએ તો કેમ પરવડે ?

---

૨૧ શ્લોક—અનુષ્ટુપ્. ફીટે—બગડે. અપર્વનું—નહિ આનંદ આ-પનાર—શ્રેષ્ઠ નહિ એવું.

( તિ ) કાર્ય છ૦—કોઇ પણ કાર્ય થાય તે પૂર્વે તેનું કારણ હોવુંજ જોઈએ, એવો પદાર્થવિદ્યાનો ન્યાય છે. અહીં દ્રૌપદી કહેછે કે, મારો કહેલો પરમાર્થ ન કરવામાં સ્મરવર્ધકનું અહિત એ કારણ તમે આગળ ધરોછો, તે કેવળ મારૂં કાર્ય ન કરવાનું એક બાહાનું છે. વારૂ છ૦—

**ભીમ**—જો વિશ્વાસ આવ્યોજ હોય તો પ્રિયા તારો ધારેલો પરમાર્થ કરવા મેં કબૂલ કર્યું તેમજ તું પણ મારો સ્વાર્થ સિદ્ધ કરવા તત્પર થા. ( એવે સમરવર્ધક પ્રવેશ કરેછે. ) ( ખ )

**સમરવર્ધક**—આર્યપુત્રનો જય થાવ. મહારાજે નકુલ સહદેવને યજ્ઞઆદિત્ય લેવા મોકલ્યા છે અને તમને તથા વત્સ ઘટોત્કચને મૃગયાએ જવા આજ્ઞા કરી છે. વત્સ ઘટોત્કચ સજ્જ થઇ મહારાજ કને આવ્યો છે અને ત્યાં તમને સત્વર બોલાવે છે.

**પાંચાલી**—( સક્રોધ ) અલ્યા સમરવર્ધક! તુંજ બોલાવા આવ્યો છું કે? ( ભીમ ભણી જોઇ ) આર્યપુત્ર! આ જોયુંકની? ( ગ )

**સમરવર્ધક**—હા, અમે તો હવે જોવાજોગજ થયા છીએ; પણ દેવિ! એ આવી રીતે સમજે છે કે અમે તો "ચીઠ્ઠીના ચાકર છીએ." ( ઘ )

---

( દ્રૌપદીનું બીજું વચન. ) અર્થાત્ 'તમે મારાથી સુખ ન લેઇ શકો' એ કાર્યનું કારણ પણ 'મારો કહેલો પરમાર્થ તમે સિદ્ધ ન કર્યો' એ જણાવ્યું.

( ખ ) સમરવર્ધકના અંતરાયથી શૃંગારનો ઉપસંહાર કર્યો છે.
( ગ ) આ વાક્યથી દ્રૌપદી ભીમને એમ જણાવે છે કે, તમે સમરવર્ધકનો પક્ષ કરોછો, પણ એ તો આવાં ને આવાં ( દંપતીના એકાંતમાં એકાએક વગર વિચાર્યે આવીને ઊભા રહેવા જેવાં ) અપ્રિય કામનો કરનારો છે!

( ઘ ) જોવાજોગજ થયા છિયે—( અમારો હર્ષક મંગલાનંદ તમારી પ્રસન્નતા પામ્યો છે માટે ). પણ છ૦—પણ હે દેવિ! એ ( ભીમ ) આદિ વીર સમજેછે કે અમે તો ચીઠ્ઠીના ચાકર છીએ. અર્થાત્ તમારી પાસે મારે ન આવવું અને મંગલાનંદે આવવું, એમ તમે માનતાં હો, તોપણ મહારાજની આજ્ઞા થાય ત્યારે મારે આવવું પડે.

**ભીમ**—પ્રિયા ! એનો એમાં શો દોષ છે ? અહો અહીં આવ્યે સમય પણ ઘણો વીતી ગયો, માટે ચાલો હવે મહારાજ પાસે જઈએ. ( સર્વ જાય છે ).

( કમંડલુ તથા તુંબીપાત્ર ઝાલેલા મુનિશિષ્યો પ્રવેશ કરે છે ).

**કૃશભટ**—ભ્રાતા પુષ્ટભટ ! જો પાંડુનંદન આ પથથી ચાલ્યા ગયા હશે અને કોઇ આશ્રમના મૃગનો વા વૃક્ષાદિક ઉપાડતાં શાખામૃગ આદિકનો નાશ થયો હશે તો અવશ્ય શાપપાત્ર થવું પડશે. ( નિ )

**પુષ્પભટ**—અલ્યા કૃશભટ ! તું એટલોય વિચાર નથી કરતો કે આપણે શી રીતે શાપપાત્ર થઇએ ? ગુરૂએ આપણને આજ્ઞા કરી, કે માધુકરીનો સમય જવા દઇ સત્વર અહીં આવી ઊભા. જો ત્યારપેહેલાં એ અહીંથી ગયા હોય અને કંઇ નાશ કર્યો હોય તો તેમાં આપણે શેના દોષિત ગણાઇએ ? ( પિ )

**ભયભટ**—ભાઇઓ વિચાર તો કરો કે આ વૃક્ષો હતાં તેવાંજ જણાયછે અને કોઇ પણ પ્રાણીનાં પગલાં પડેલાં સુદ્ધાંય દૃષ્ટિગોચર થતાં નથી, તો પછે તે કયહાં રહીને ગયા હશે ! મિત્રો તમને વેદિયાઢોર કહેનારનો દોષ કેમ કરી કઢાય ?

---

( નિ ) પ્રવેશ ૬ ઠ્ઠો. પાંડુનંદન—ભીમ. પથથી—માર્ગથી. આશ્રમ—આશ્રમ પાસેના વનનું દૃશ્ય. મૃગનો—આશ્રમમાં રહેનારા હરણનો. વા ઇ૰—અથવા ભીમ વૃક્ષ આદિકને ઉપાડી નાખે અને તેથી તે ઉપર રહેલા શાખામૃગ ( વાનર ) આદિક પડી જઈ મરણ પામશે તો. શાપપાત્ર થવું પડશે—આપણે જલદીથી ભીમને ગુરૂનો સંદેશો ન પોહોચાડયો માટે ગુરૂ આપણને શાપ દેશે.

( પિ ) માધુકરીનો ઇ૰—આપણે ગુરૂની આજ્ઞા સાંભળીને માધુકરી ( ભીક્ષા ) લેવા પણ ન રહ્યા અને તરતજ અહીં આવ્યા.

**નયનનાથ**—વાહ રે ભાઇ વાહ! ભચભટ તો મોટા મહાશય થઇ બેઠાને શું !! પણ મહારાજ! કહો તો ખરા કે કોઇ બીજે માર્ગે થઇને ગયા હશે તો કેમ કરશો? દુર્વાસા જેવા પ્રતાપી ગુરૂ પ્રથમ તો શાપાગ્નિથી દગ્ધજ કરશે અને પછે જો ધ્યાનમાં આવ્યું તો આમ કેમ થયું તેનો વિચાર કરી જોશે! (ફિ)

**વિશ્રામનાથ**—અરે નયનનાથ! મને તો આપણા કરતાંય એ ઉભય રાજપુત્રોની ચિંતા પ્રબળ પ્રગટી રહી છે. જો મહારાજા ભીમે માર્ગે જતાં વાત કરી હશે તો અવશ્ય આશ્રમના એક બે મૃગ પ્રાણ તજી પડ્યા હશે અને રાક્ષસ ઘટોત્કચે તો આ મૃગ મારવા જોગ છે કે નહિ, એ વિચારે ક્યાંથી કર્યો હશે? (ત્રિ)

**સામ્યનાથ**—ભ્રાતા વિશ્રામનાથ! તું જાણતો હોય તો કહે-જોઇએ કે દીપનો પુત્ર પ્રકાશ થતાં કયું અંતર નડ્યું કે કાજળ થઇ ગ-યો? શિવ શિવ! ક્યાં ભીમ અને ક્યાં તેનો સુત ઘટોત્કચ!! મે જ્યારે એને પ્રથમ જોયો ત્યારે મારી તો આંખો મીંચાઇ ગઇઓ, અને શુદ્ધિ પણ સર્વ અંગમાંથી સટકી ગઇ હતી! (મિ)

---

(ફિ) મહાશય—ઉદાર દિલના—મોટા સમર્થ. દુર્વાસા જેવા—અર્થાત્ મહાક્રોધી.

(ત્રિ) પ્રબળ—અતિ બળવાન—અર્થાત્ ઘણી. એ વિચાર ૯૦—એવો વિચાર તે કરેજ શાનો? કેમકે તે તો રાક્ષસ હોવાથી પાપપુણ્ય જાણેજ નહિ!

(મિ) દીપનો ૯૦—જેમ દીવાથી પ્રકાશની ઉત્પત્તિ થાય; પણ તે પ્રકાશની જ્યોતિના વચમાં કાંઇ પદાર્થ ધરવામાં આવે તો તેને પ્રકાશ નહિ, પણ કાજળ વળગી આવે. માટે દીવાનો પુત્ર પ્રકાશ થાય, પણ અંતર નડવાથી કાજળની ઉત્પત્તિ માની છે. તેમજ ભીમનો પુત્ર ભીમ

**કામ્યનાથ**—અલ્યા સામ્યનાથ! એ વાતની એને ખબર નથી. લેને હુંજ તને સર્વ વૃત્તાંત કહી સંભળાવું છું. હિડિંબા રાક્ષસી-નો અનુરાગ વૃકોદર ઉપર વધી પડ્યો અને એ રત્નની નીપજ થઈ! અરે પ્રભુ! જો આજજ એને જોઇ તાવ નહિ આવે તો અવશ્ય પંચરૂદ્રીનો સંકલ્પ સમર્પણ કરીશ. ( એવે પગના ધબકારાથી પૃથ્વી કંપતી જણાયછે અને ઘનગર્જનાવત્ બે જણ બોલતા સંભળાય છે. ) ( ત્રિ )

( જવનિકાંતર્ગત )

**ભીમ**—હાં હાં ઘટોત્કચ એ આશ્રમના મૃગ જેવો જણાય છે; એનું નીડરપણું તને ડર નથી ઉપજાવતું! ( ચિ )

**સર્વ શિષ્યો**—( સભય ) હાય! એ તો આવ્યા એમની સાથે કોણ વાત કરશે કોણ?

( એવે ધનુષ્યબાણ સજ કરેલા ભીમ, ઘટોત્કચ પ્રવેશ કરે છે અને આંખો મીચી દઇ કંપતા મુનિકુમારોને જુએ છે. )

**ભીમ**—( નમન કરી.) ભૂદેવો! અમારા પ્રણામ અંગીકાર

---

જેનો થવો જોઈએ તે ન થતાં કયો અંતર નડવાથી રાક્ષસ થયો? આંખો મીચાઇ ગઇ—ભયાનકરૂપ ન જોઇ શકાયાથી.

( ત્રિ ) અનુરાગ—પ્રીતિ. વૃકોદર—ભીમ. એ રત્નની—ઘટોત્કચરૂપી પુત્રરત્નની.

( ચિ ) જવનિકાંતર્ગત—પડદામાં. એનું ઇ૦—મૃગ આપણને જોયા છતાં પણ નીડર છે. એથી શું તને એમ નથી સમજાતું કે એ આ આશ્રમમાં રહેનારા મહામુનિના આશ્રય નીચે છે. અને જો એનો ઘાત કરવામાં આવે તો મુનિ આપણને શાપથી બાળીને ભસ્મ કરી નાખે!

કરો. ધન્ય ભાગ્ય અમારાં કે આજ અમે સપ્તર્ષિ જેવા સપ્ત મુનિકુમારનાં દર્શન કરીએ છીએ. ( रि )

**કૃશભટ**—भद्रं ( સર્વે ) भवतु. ( लि ).

**ભીમ, ઘટોત્કચ**—( નમન કરી ) ભૂસુર ! અમારા જેવું કંઇ કાર્ય અમને કે'શો તો અમારા પર મોટી કૃપા કરી એમ સમજીશું. ( वि )

**પુષ્ટભટ**—( ઉંચો હાથ કરી ) મહારાજનો જય થાવ. કુરૂકુલમણિમાં નમ્રતાનો નિવાસ ન જોનારનાં નયન નહિ કિંતુ મયૂરપીછના ચાંદલાજ માનવા ઉચિત છે ! ચંદ્રમણિ ! અમારા આચાર્યે આનંદાશ્રમે ( તુંબીપાત્ર બતાવી ) આ અભિમંત્રણોદક મોકલી તમારી કુશળતા વાંચ્છી છે. ( शि )

**ભીમ, ઘટોત્કચ**—( નમન કરી તુંબીપાત્રમાંનું જળ લઇ આંખે તથા શરીરે ચોપડી ) આચાર્યે અમારાપર મોટી કૃપા કરી.

---

( रि ) સપ્તર્ષિ—કશ્યપ, અત્રિ, વશિષ્ટ, જમદગ્નિ, ભરદ્વાજ, ગૌતમ; વિશ્વામિત્ર.

( लि ) भद्रंभवतु—કલ્યાણ થાઓ. કૃશભટ भद्रं એટલું બોલીને અટકી જાય છે અને બીજા બધા भवतु કહીને આશિર્વચન પૂરૂં કરેછે. ( वि ) ભુસુર !—હે બ્રાહ્મણો !

( शि ) કુરૂકુળમણિમાં—કુરૂકુળમાં મણિ જેવા. ચંદ્રમણિ—ચંદ્રવંશમાં ઉત્પન્ન થયેલા મણિ જેવા. ચંદ્રકાંત મણિ જે અતિ શીતળ હોય છે તેને પણ ચંદ્રમણિ કહેછે. ભીમને ચંદ્રમણિ કહેવામાં મુનિકુમારનો એવો આશય સમજાય્યો છે કે તમે અમારા ઉપર કૃપાદૃષ્ટિથી જોનારા છો. અભિમંત્રણોદક—મંત્રેલું પાણી.

**ભયભટ**—( સકંપ ) મહારાજાધિરાજ ! અમારા ગુરૂવર્યે આપ સર્વનું કુશળ વાંચ્છી આમ કહેવડાવ્યું છે.—( એટલું બોલી અટકી જવાથી અને આંખો મીચાઈ જવાથી સર્વે શિષ્યો ઉંચા હાથ કરી બોલી ઉઠે છે ).

## શ્લોક.

હે ભયભંજન હે જનરંજન, હે અરિગંજન મંજન મોટા,
આશ્રમમાં શ્રમ ના મૃગમારણ, લે સુખ કારણ કંચનલોટા;
આ મૃગયા સુગયાવ્રતશી ધરી, માનસ માણસમાં નવ જોટા,
ધન્યધની કુરૂકુળમણિ નર, ભૂસુરગોપ્રતિપાલ ન ખોટા. ૨૨

**ભીમ, ઘટોત્કચ**—( નમન કરી ) દ્વિજદેવો ! ગુરૂવર્યને કહો કે અમારે હાથે એવું અનુચિત કર્મ કદાપિ થનાર નથી.

---

૨૨ શ્લોક—ઈંદ્રવિજય. અરિગંજન—શત્રુઓને હરાવનાર. મંજન—પવિત્ર કરનારા. આશ્રમમાં ઈ૦—જે કંચનલોટા ( સુવર્ણપાત્ર જેવા નિર્મળ હોય તે પોતાના સુખને કારણે આશ્રમમાં મૃગમારણ શ્રમ ના લે—આશ્રમના મૃગને મારે નહિ. અર્થાત્ તમે એવા છો માટે તમે પણ મારશો નહિ. ત્યારે શું ક્ષત્રિકુલોચિત મૃગયાને તમે નિંદોછો ? તે વિષે કહે છે: આ ઈ૦—માણસમાં જેના જોટા નથી એવા હે ભીમ ! તમે માનસ ( મનમાં ) જે આ મૃગયા ( શિકાર ) ધરી છે તે સુગયાવ્રતશી ( ઉત્તમ એવા ગયાતીર્થમાં શ્રાદ્ધ કરવા જેવી ફળદાતા ) છે. આટલું કહેવાથી રખેને ભીમ કોપીને બ્રાહ્મણને મારે, તેમ ન થવા માટે કહે છે: ધન્ય ઈ૦—હે ધની ( ધનવાન—ધણી ) ! હે કુરૂકુળમાં મણિરૂપ નર ! તમને ધન્ય છે. તમે ભૂસુરગોપ્રતિપાળ—બ્રાહ્મણ અને ગાયનું પાલન કરનાર છો તે ખોટા નથી; અર્થાત્ અમારૂં તમે રક્ષણ કરો છો માટે તમે ગોબ્રાહ્મણપ્રતિપાળ છો ! એ વાત યથાર્થ છે. 'ભૂસુરગોપ્રતિપાળ' સંબોધન સાભિપ્રાય છે માટે પરિકરાંકુર અલંકાર. અથવા ધન્યધની—ધન્યતારૂપી ધનવાળા !

**સર્વ શિષ્યો**—( તુંબીપાત્રમાંથી જળ લઇ છાંટી ) शुभं भवतु कल्याणमस्तु. ( એમ આશિર્વાદ દઇ ઘટોત્કચ ભણી જોતા જોતા સર્વે જણ ચાલ્યા જાયછે )।

**ભીમ**—( માર્ગે ચાલતાં ચાલતાં ) વત્સ ઘટોત્કચ, આ સ્થળ કેવું રમણિક લાગેછે.

## શ્લોક.

જાણે કે સુખભોગ યોગ સમ ના, સંયોગ આવો મળે;
કો છે કામની કામની તપશ્રીથી, હા શાંતિ કેવી વળે ! !
ધિક્કારો ધન જો અપાર રળિયા, શું મિત્ર શત્રુ બળે.
આ સંસાર અસાર મધ્ય મુનિઓ, હા વત્સ ! સાચું રળે ! ૨૩

( એમ બોલતા બોલતા બન્ને જણ ચાલ્યા જાયછે ).

## પ્રથમાંક સમાપ્ત.

---

૨૩ શ્લોક—શાર્દૂલવિક્રીડિત. જાણે કે ઇ૦—જાણેકે સુખભોગમાં પણ આવો યોગ ( સમાધિ ) સમાન સંયોગ મળતો નથી—સંસારના સુખભોગમાં તપસ્વીઓના યોગ જેવું નિવૃત્તિ સુખ નથી । તપશ્રીથી ( તપરૂપી લક્ષ્મી કરતાં ) કો ( કયી ) કામની ( સ્ત્રી ) કામની ( ઉપયોગી ) છે? —તપરૂપી સ્ત્રીના સુખ આગળ માનુષી સ્ત્રીનું સુખ શું વધારેછે । હા ! ( હાશ ! ) અહીંઆં આપણને કેવી શાંતિ વળે છે ! ! ધિક્કારો ઇ૦—જો આપણે અપાર ધન રળ્યા હોઇએ તો તેને પણ આ તપરૂપી ધન આગળ ધિક્કારો—તુચ્છ ગણો. વળી તપરૂપી બળ આગળ મિત્રનું બળ ( સાહાય ) અથવા શત્રુનું બળ ( સેના વગેરેનું ) પણ શું ( શી વીસાતમાં )છે ? અર્થાત્ તપોબળવાળાને મિત્રબળની અગત્ય નથી કે શત્રુબળની પરવા નથી. રળે—કમાય ( મોક્ષરૂપી ધન ).

## અંક ૨ જો.

( ચિંતાતુર પાંચાલી પ્રવેશ કરેછે. )

**પાંચાલી**—અરે દૈવ! આ પર્ણકુટીમાં પડયાં રહ્યાં છીએ, વનચર જેવાં થયાં છીએ, અને પ્રેમીજનના વિયોગવાળાં છીએ, ઇત્યાદિ દુઃખ તને અલ્પજ ભાસેછે કે કેમ? નીકર આ મારી ડાબી આંખનું ફરકવું, ચિત્તનું ચેડકે બળવું, અંગોઅંગનું શિથિલ થવું, દિવસનું ધુંધળાપણું અને ચારે દિશાએથી અપવિત્ર પ્રાણીઓના શબ્દનું શ્રવણ થવું, એ આદિક અપશુકન થતા શી રીતે જણાય? (નિઃશ્વાસ નાખી ) કૂડા દૈવ! તું એટલુંય નથી જાણતો કે "બહુ રણિયાને રણ નહિ,"— ( એવે ગભરાયલી વસંતિકા પ્રવેશ કરેછે. ) ( અ )

**વસંતિકા**—વયસ્યા! વયસ્યા! સાવધ રે' સાવધ રે'. ચાલ્ય ચાલ્ય, વહેલી ચાલ્ય; ભય છે, ભય છે; ચાલ્ય, યજ્ઞશાળામાં જઇ નિર્ભય થઇએ. હાય! હાય!! ગયાં ગયાં!! મહારાજા વૃકોદર! વત્સ ઘટોત્કચ! ધાઓ! ધાઓ!!! ( આ )

**પાંચાલી**—( સકંપ ઉભી થઈ ) અરે સખી! શું છે? શું છે?

---

( અ ) પ્રવેશ ૧ લો. પાંચાલીની પર્ણકુટી. પર્ણકુટી—ઝુંપડી. રાક્ષસ હરણ કરી જવાનો છે તેની સૂચના કરવાને અપશુકન વર્ણ્યું છેઃ નીકર ઇ૦. બહુ ઇ૦—"બહુ રણિયાને રણ નહિ અને બહુ દુખિયાને દુઃખ નહિ," એ કેહેવત અર્ધી બોલતામાં વસંતિકા પ્રવેશ કરેછે.

( આ ) પાંડવોનાં શસ્ત્રાસ્ત્ર કોઇ લેઇ ગયું. એટલી વાત જાણીને આગળ આવવાના ભયનું અનુમાન કરી ગભરાયલી વસંતિકા દ્રૌપદીને કહેછેઃ વયસ્યા ઇ૦. વયસ્યા—સખી. ગયાં ગયાં!!—( શસ્ત્રાસ્ત્ર ). અહીં આગળથી કવિએ ભય અને ગભરાટ વગેરે બતાવનારી **આરભટીવૃત્તિ** વર્ણી છે.

ગભરાટ તજી કહે તો ખરી કે ગયાં એટલે કોણ ગયાં, કયાં ગયાં, અને કેમ ગયાં ? સખિ ! મહર્ષિ લોમશ અને ધૌમ્યાચાર્ય નિકટ સતાં કષ્ટ કેવું ? ( નિઃશ્વાસ નાખી ) હા દૈવ ! તને આવું ક્રીડાગાર કોઇ પણ ઠેકાણે મળનાર નથી ! વસંતિકા ! સત્વર કે' સત્વર. ( ૬ )

**વસંતિકા**—( નિઃશ્વાસ નાખી ) હા ! વયસ્યા ! ગયાં ! હરાયાં ! એનિ ! કૂડા દૈવે ગભરાટનું રૂપ ધારણ કરી આ મારો કંઠ રોધી નાખ્યો છે. રે નિર્દય ! અમ જેવી અબળાઓ પર કેર કરવાથી કિયા ભવનું વેર વળવાનું હતું ? ( એટલું બોલી પૃથ્વીપર પડી જાયછે અને ઉતાવળે દોડતો સહદેવ પ્રવેશ કરેછે ). ( ઈ )

**પાંચાલી**—( સહદેવને આલિંગન કરી ) પ્રાણનાથ ! શું છે, શું છે ? આ વસંતિકા ગભરાઇ છે કેમ, અને ગયાં ગયાં શું બોલ્યા કરેછે ? આર્યપુત્ર ! કહો કહો, મને ઉતાવળા કહો.

**સહદેવ**—( આશ્વાસનપૂર્વક ) પ્રિયા ! ભય ભાળવામાં આવ્યો નથી સતાં અનિવાર્ય ભય આવશે એમ લાગે છે ! ! ( ઉ )

**પાંચાલી**—પણ પ્રાણપ્રિય ! મને કહો તો ખરા કે એવો ભય શાથી આવશે અને ગયાં એટલે શું ?

---

( ૬ ) સકંપ—ધ્રુજતી ધ્રુજતી. ( **ભયનો અનુભાવ** ). સતાં—છતાં. ક્રીડાગાર—રમતનું ઠેકાણું. અર્થાત્ અમને અત્યંત શંકા પડેછે, અને તે દૈવને મન જાણે રમત હોય તેમ તે તેનું પુનરાવર્ત્તન કર્યા કરેછે!

( ઈ ) કેમ બોલાતું નથી તેનું કારણ કહેછેઃ કૂડા દૈવે ઇ૦. રે નિર્દય ! —( દૈવનું સંબોધન ).

( ઉ ) આશ્વાસનપૂર્વક—દ્રૌપદીને ધીરજ આપીને. અનિવાર્ય—ખાળી ન શકાય એવો.

**સહદેવ**—મિયા! અમારાં શસ્ત્રાસ્ત્ર હરાયાં! ગયાં ગયાં તે એજ ગયાં. વસંતિકા! સાવધ થા સાવધ થા. દેવી તમે એની સાથે યજ્ઞશાળામાં જાવ. ( વસંતિકા બળાત્કારે ઊઠી ઉભી થાય છે અને દ્રૌપદીને શોધતા યુધિષ્ઠિર, નકુલ પ્રવેશ કરે છે. ) (ऊ)

**નકુલ**—( નિઃશ્વાસ નાખી ) હા દૈવ! પૂછવાના સ્થાનને પણ અસ્થાન કરતાં તું ચૂક્યો નથી. ભ્રાતા! આજ ઉભય મહર્ષિ ક્યાં સિધાર્યા છે? કોઇ દિવસ નહિ અને તેમને આજજ જોડે જવાનો જોગ આવ્યો!! દૈવની ગહન ગતિ છે! (ऋ)

**યુધિષ્ઠિર**—( દીન સ્વરે ) તાત નકુલ! પાર્થની પૃચ્છા કરવા મેં તેમને મોકલ્યા છે. ચિત્રસેન ગંધર્વ વિહાર કરવા આવ્યાનું સાંભળી મે. તેમને જવા કહ્યું. આ સમય જાણી મેં સ્મરવર્ધકને તેડવા મોકલ્યો છે. તેમના આવતા પેહેલાં આપણે યાજ્ઞસેનીને યજ્ઞાગારમાં બેસાડી નિર્ભય થવું વધારે ઉચિત છે. (ॠ)

**નકુલ**—વારૂ તેમ કરો; કિંતુ અધુના પાંચાલી ક્યાં છે? (ऌ)

---

(ऊ) ગયાં ગયાં ઇ૦—વસંતિકા જે ગયાં ગયાં બોલેછે તે એજ કે શસ્ત્રાસ્ત્ર ગયાં. (ऋ) ઉભય મહર્ષિ—ધૌમ્ય અને લોમશ. બન્ને મોટા ઋષિઓ.

(ॠ) તાત—હે બાપ! હે ભાઇ!—જેને વિષે વાત્સલ્યભાવ હોય તેને બોલાવતાં આ સંબોધન વપરાય છે. પાર્થની—અર્જુનની. પૃચ્છા કરવા—ખબર પૂછવા. અર્જુન સ્વર્ગમાં ગયો હતો, તેના સમાચાર પૂછવા. વિહાર કરવા—( પાસેના જલાશયમાં ) ક્રીડા કરવા. યાજ્ઞસેનીને—દ્રૌપદીને. યજ્ઞાગારમાં—યજ્ઞશાળામાં. ( પવિત્ર યજ્ઞશાળામાં ભૂત, પ્રેત, પિશાચ, રાક્ષસ, વગેરે મલિન પ્રાણીઓ પ્રવેશ કરી શકે નહિ, એવા વિચારથી ).
(ऌ) અધુના—હમણા.

**યુધિષ્ઠિર—**મેં તેને યજ્ઞશાળામાં લઇ જવા વસંતિકા અને સહદેવને મોકલ્યાં છે. ( દ્રૌપદી ભણી નજર જવાથી ) ભ્રાતા ! જો આ રહ્યાં. અરે દૈવ ! દેવીની આ દશા જોઇનેય તને દયા નથી આવતી !! ( લ )

**શ્લોક.**

અરર અઘ શિકારી, આ મૃગો મારચ ધારી !
મૃગલી દીન બિચારી, શે હણે જો વિચારી !
હણ હણ ઇકવારી, શે દૂભે નારી સારી ?
વિનતિ કરૂં અપારી, શે કરે ઘા તું કારી ? ૧

( યુધિષ્ઠિરનકુલને જોઈ દ્રૌપદી તેમની કને દોડી આવેછે. ) ( એ )

**પાંચાલી—**( નમન કરી ) આર્યપુત્રના અશુભનો નાશ થાવ. ( સખેદ ) મહારાજ ! શું સર્વ શસ્ત્રાસ્ત્ર ગયાં ? મહર્ષિ લોમશ અને ધૌમ્ય ગુરૂને પૂછતાં તે પણ કંઇ કહી શકતા નથી ? ( સાંભરી આવ્યા જેવો અભિનય કરી ) હાં હાં, આર્યપુત્ર ! પેલા મંત્રાનંદને પૂછી જુઓ પૂછી જુઓ. એની વિદ્યાના ચમત્કાર આપણે ઘણી વાર જોયા છે !! ( ઐ )

---

( લ ) યુધિષ્ઠિર દ્રૌપદીની દશા જોઇ ખેદ કરેછેઃ અરે ઇ૦. ૧ શ્લોક— માલિની છંદ. અઘશિકારી — અઘ ( સંકટ ) રૂપી શિકારી આ મૃગોને ( અમો પાંડવરૂપી નરહરણોને ) તું ધારીધારીને મારચ ( ભલે માર ). પણ તું વિચારી જો, અને બિચારી દીન મૃગલી ( દ્રૌપદીરૂપી )ને શે હણેછે ?. એમ છતાં પણ તેને હણવીજ એવી તારી બુદ્ધિ હોય તો તેને એકેજ ફેરે હણી નાખ્ય; પણ તે સારી નારીને શું કરવા દૂભે છે — ઘડી ઘડી શા માટે દુઃખ દેછે ?

( એ ) યુધિષ્ઠિરનકુળને—( દ્વંદ્વ ) યુધિષ્ઠિરને અને નકુળને. ( ઐ ) મંત્રાનંદને—બ્રાહ્મણવેષધારી રાક્ષસને. શસ્ત્રાસ્ત્ર એજ હરી ગયો હતો, એમ આગળ કહેવામાં આવશે.

**નકુલ—** ( સકોપ ) પ્રિયા તમારા આગ્રહથી તેને વિશ્વાસપાત્ર ગણ્યો અને તેજ આજ શંકાનું સ્થાન થઇ પડયોછે ! !

**પાંચાલી—** ( વસંતિકા ભણી જોઇ ) શું તે અહીં નથી ?

**વસંતિકા—** શસ્ત્રાસ્ત્ર ગયાં ત્યારનોજ તેનો પત્તો નથી.

**પાંચાલી—** ( સખેદ ) અરે મંત્રાનંદ ! તું પણ—( એવે અર્પું આનંદ એવા દીર્ઘધ્વનિ સાથે મંત્રાનંદ એકાએક ત્યાં પ્રવેશ કરે છે ). (ઓ)

**મંત્રાનંદ—** અર્પું આનંદ; આ ચારે કરૂં મંદ. ( યુધિષ્ઠિર ભણી જોઈ ) અરે મૂઢ ! સ્વછંદપણે મનેજ શંકાસ્પદ ગણ્યો ! ! (ઔ)

**યુધિષ્ઠિર—** ( નમન કરી ) ભૂસુર ! પ્રસંગવશાત્ પિતા પુત્રને પણ ચોર ગણે છે. શસ્ત્રાસ્ત્ર ગયા પછી તમારાં દર્શન અધુનાજ થયાં, માટે શંકા કરવાનું કારણ ઉપસ્થિત થયું. દ્વિજદેવ ક્ષમા કરશો ! ! (क)

**પાંચાલી—** ( નકુલ ભણી જોઈ ) સ્વામીનાથ ! મંત્રાનંદ તે આ-જકનો ? ઠીક થયું કે તે યોગ્ય સમયે આવ્યો ! (ख)

---

( ઓ ) પાંચાલી, 'અરે મંત્રાનંદ ! તું પણ'—એટલું અર્ધું વાક્ય બોલેછે, એટલામાં મંત્રાનંદ પ્રવેશ કરીને 'અર્પું આનંદ આ ચારે કરૂં મંદ.' એ એમ ગર્ભિત વચન બોલતો પ્રવેશ કરેછે. તેની મતલબ એછે કે, હું અહીં આવીને તને અથવા મારા મનને આનંદ આપું છું, અને આ ચાર (પાંડવો)ને મંદ કરૂં છું—મારા પર શકની નજરથી જુએ છે તેમને ઝાંખા પાડું છું, અથવા હવે તેમનો પરાજય કરૂં છું.

( ઔ ) અરે મૂઢ ઇ૦—આ વાક્યથી યુધિષ્ઠિરનો તિરસ્કાર બતાવી એમ વર્ણ્યું છે કે મંત્રાનંદને હવે પોતાનું રૂપ પ્રકાશ કરવાનો વખત પાસે આવ્યો છે. ( क ) યુધિષ્ઠિર હજી તેને બ્રાહ્મણ જાણેછે, એમ વર્ણ્યું છે.

( ख ) આજકનો ?— અર્થાત્ તમે મારી બાલાપણથી રાખેલા મંત્રા-

**મંત્રાનંદ**—( સ્વગત ) અયોગ્ય સમય વિચારે તો મંત્રાનંદ કહે કોણ ? હવે પુનરપિ આવો અવકાશ મળનાર નથી. ( પ્રકાશ ) પાંચાલી પ્રસન્ન થા પ્રસન્ન થા ! જો હુંજ એમનાં શસ્ત્રાસ્ત્ર આણી આપુંછું ( એટલું બોલી અલોપ થઇ જાયછે અને મૂળનું મહાભયંકર રૂપ ધારણ કરી નકુલ, સહદેવ, યુધિષ્ઠિર અને દ્રૌપદીને ઉંચકી ચાલ્યો જાય છે. ) ( ग )

( ભયથી કંપતી, છાતી કૂટતી અને માથાના વાળ તોડતી વસંતિકા આમથી તેમ નાસાનાસ કરેછે. )

**વસંતિકા**—હા ! આર્યપુત્ર ! હા ! વયસ્યા ! ગયાં ગયાં ! કોઇ ધાઓ, ધાઓ ! ! હે મહાવીર્ય વૃકોદર ! હા વત્સ ઘટોત્કચ ! આવો આવો, વહેલા આવો, વેહેલા આવો; હજુ તમારા પ્રાણસમાન વહાલાંઓને લઇ દુષ્ટ દાનવ આઘો ગયો નથી ત્યારસોરા જાવ, જઇ પકડી પાડો પકડી પાડો. અરે મહર્ષિ લોમશ ! હે ધૌમ્યગુરૂ ! ધાઓ ધાઓ. અલ્યા સ્મરવર્ધક ! તુંય કંઇ સંતાઇ ગયો કે શું ? (દીર્ઘનિઃશ્વાસ નાખી ) હાય હાય ! મારી બૂમ કે વાર કોઇએ સાંભળતું નથી ! ! અરે આશ્રમવાસીઓ આવો આવો. હાય હાય ! શું

---

નંદ ઉપર શકની નજરથી જોઈ, તેનાથી થયેલા અનર્થના કારણમાં મને પણ ગણો છો તે ખોટું છે.

( ग ) અયોગ્ય સમય—( પાંચાલી વગેરેનું હરણ કરી જવાનો ). અર્થાત્ અર્જુન સ્વર્ગમાં ગયેલો છે, ભીમ ઘટોત્કચ શિકારે ગયા છે, અને મુનિઓ ગંધર્વ પાસે ગયા છે, એવો સમય જોઇ મેં પ્રથમ શસ્ત્રાસ્ત્ર હરણ કર્યાં; અને હવે તમને હરી જવાનો યોગ્ય સમય આવ્યો છે ત્યારે તે પણ કરૂંછું. પુનરપિ—ફરીને. આવો—( યોગ્ય ). પ્રસન્ન થા—( મારા ઉપર સ્વામીદષ્ટિથી ). જો હુંજ ઇ૦—( વક્રોક્તિ ).

કોઇએ આવતું નથી ? તો હવે મારે જીવ્યામાં શો માલ છે. ( એટલું બોલી માથું ને છાતી કૂટતી ભૂમિપર પડી સ્તબ્ધ થઈ જાયછે. ) ( ઘ )

( ઉતાવળે દોડતા લોમશ ધૌમ્ય અને સ્મરવર્ધક પ્રવેશ કરે છે ).

**સ્મરવર્ધક**—મહારાજ ! વસંતિકાનો આર્તસ્વર મેં આ દિશાએથી સાંભળ્યો. આપણે પાંડવોને કે પાંચાલીને પર્ણકુટીમાં દીઠાં નહિ, તેમ કોઇ બીજે સ્થળે પણ જોવામાં આવ્યાં નહિ, અને મેં વસંતિકા જેવો મહાભય પીડિત સ્વર આ દિશા ભણીથી આવતો શ્રવણ કર્યો, માટે અવશ્ય સર્વ મહાભયમાં આવી પડ્યાં લાગે છે. ( ङ )

**લોમશ**—હા, મેં પણ વસંતિકા જેવોજ મહાભયપીડિત શબ્દ શ્રવણ કર્યો છે. ( ધૌમ્યના ભણી જોઇ ) હવે વિલંબ કરવાનો અવસર નથી માટે તમે ધ્યાન ધરી જુઓ કે સર્વ ક્યાં ગયાં છે. અલ્યા ! સ્મરવર્ધક ! જા તું જઇ હોમશાળામાં જોઇ આવ્ય અને હું પેલા સંન્યાસીનામઠમાં તપાસ કરી આવું છું. ( એમ કહી બન્ને જણ જાય છે ).

**ધૌમ્ય**—( આચમન કરી ધ્યાન ધરેછે. )

**સ્મરવર્ધક**—(માર્ગે જતાં વસંતિકાને પડેલી જોઇ) ઋષીશ્વરો આવો આવો. જુઓ જુઓ. આ વસંતિકાને દુષ્ટ દાનવે નાશ કરી છે અને તે બેશુદ્ધથઇ પૃથ્વી પર પડેલી છે. ( તે શબ્દ સાંભળી લોમશ ઉતાવળે પાછા વળી આવેછે તથા ધૌમ્ય ધ્યાન તજી કને આવી પહોચેછે ).

**લોમશ**—ક્યાં છે ક્યાં છે? શું વસંતિકાને દુષ્ટ દાનવે મારી નાખી છે ?

---

( ઘ ) વસંતિકાનો શોકથી કરેલો પ્રલાપ વર્ણો છે માટે **આક્રંદ** નામે નાટ્યાલંકાર. ( ङ ) આર્તસ્વર—દુઃખથી પીડાયલાનો અવાજ.

**સ્મરવર્ધક**—( પડેલી વસંતિકાને બતાવી ) મહારાજ ! આ રહી જુઓ જુઓ.

**ધૌમ્ય**—( વસંતિકા પાસે જઈ ) મહર્ષિ એની મુખચર્યા પરથી એ મરી ગઇ હોય એમ લાગતું નથી. ( એવે વસંતિકાનો હાથ હાલેછે. ) ( च )

**લોમશ**—( તે હાલતો હાથ જોઇ ) ધૌમ્યાચાર્ય ! તમે એનાપર ઠંડુ જલ સિંચન કરો કે જેથી એની મૂર્છિતાવસ્થા નાશ પામશે. ( छ )

( ધૌમ્ય કમંડળમાંથી જળ લઇ વસંતિકા પર છાંટે છે અને તે શુદ્ધિમાં આવી બૂમો પાડવા માંડેછે ).

**વસંતિકા**—અરે કોઇ ધાઓ ધાઓ ! દાનવ દેવ દેવીનું અને મહારાજા નકુલનું હરણ કરી હજી આઘો ગયો નથી ! ! હાય હાય ! શું કોઇ નથી બોલતું કે આર્યપુત્રની પાછળ કોઇ નથીજ જતું ! ! અરે દૈવ ! આ તે કેવી દુર્દશા ! ! ! ( ज )

**સ્મરવર્ધક**—( તેનો હાથ ઝાલી ) વસંતિકા ! વસંતિકા ! તું સાવધ થઇ સર્વ બીના આ મહર્ષિઓને કહી સંભળાવ્ય એટલે એ ઉભય મહામુનિઓ અવશ્ય એ દુષ્ટનો નાશ કરશે.

**વસંતિકા**—( વળી પાછી સ્તબ્ધ થઈ જાય છે અને શુદ્ધિમાં આવે છે ત્યારે આટલું બોલે છે કે ) ધાઓ ધાઓ ! !

---

( च ) મુખચર્યા—મુખની કાંતિ. ( छ ) સિંચન કરો—છાંટો. ( ज ) વસંતિકા મૂર્છામાંથી જાગ્રત થાય છે પણ તેના મનપર થયેલા ભયની અસર હજી ગઈ નથી, તેથી તે પાસે ઉભેલા માણસને દેખતી નથી.

**ધૌમ્ય, લોમશ**—( તેને શાંત કરે છે ) અરે વસંતિકા ! તું અમને યથાર્થ સમાચાર કહી સંભળાવ્ય. હવે અમારા આવ્યાથી તારે કોઇ પણ પ્રકારનો ભય છે એમ સમજવું નહિ. સત્વર કે' કે' કે અમારા પશ્ચાત્ શું શું થયું ? ( એમ સાંત્વના કર્યા છતાં તે સાવધ થઇ બોલતી નથી તેથી કોપાવિષ્ટ થઈ) અરે મૂઢમતિ ! અમારો અનાદર કરે છે? શું જાણતી નથી કે અમે શાપાગ્નિથી બાળી તને દગ્ધ કરીશું ! ! ( झ )

**સ્મરવર્દ્ધક**—( નિઃશ્વાસ નાખી ) હા પ્રભુ ! " दैवो दुर्बलघातकः મહર્ષિ ! એ મરેલીને માર્યા કરતાં દુષ્ટ દાનવનેજ નાશ કરો તો કેમ ! ( ञ )

**ધૌમ્ય, લોમશ**—( સકોપ ) કિન્તુ મૂઢ ! જાણ્યા વિના કોને નાશ કરીએ ? ( ट )

**સ્મરવર્દ્ધક**—( નમન કરી ) વસંતિકા જોવામાં ન આવી હોત તો શી રીતે તમે જાણત ? એના વિના જે જાણવાના હતા તે જાણી લઇ સત્વર તે દુષ્ટનો નાશ કરો અને ધર્માત્માઓને ઉગારી લ્યો. ( એવે નેપથ્ય ભૂમિ પરથી શબ્દ થાય છે કે કોણ ? હરી જનાર કોણ ? ચાલ્ય ચાલ્ય સત્વર થા ). ( ठ )

---

( झ ) પશ્ચાત—પાછળ—ગયા પછી. સાંત્વના કર્યા છતાં—ધીરજ આપી શાંત કર્યા છતાં. કોપાવિષ્ટ થઇ—ગુસ્સે થઇ. મૂઢમતિ—મૂઢ મતિવાળી ! ભયથી ગભરાયલી વસંતિકા બોલતી નથી, તેને મુનિ પોતાનો અનાદર કરે છે એમ માની તેનેજ શાપની ધમકી આપે છે, એમ વર્ણીને કવિએ વનવાસી બ્રાહ્મણોનો સ્વભાવ વર્ણ્યો છે.

( ञ ) दैवो ઇ૦—દૈવ પણ ગરીબનેજ મારનારો છે. મહર્ષિનો કોપ અસ્થાને છે, એમ સ્પષ્ટ કર્યું છે. ( ट ) મૂઢ—સ્મરવર્દ્ધકનું સંબોધન.

( ठ ) એના વિના ઇ૦—વસંતિકા ન મળી હોત તો તમે ધ્યાન

**ધૌમ્ય, લોમશ**—( તે શબ્દ સાંભળી થરથર ધ્રુજેછે અને ખૂણે-ખોચરે સંતાઇ જઈ બકધ્યાની બનેછે. ) ( ઙ )

**સ્મરવર્ધક**—( સકંપ ) મહર્ષિઓ ! ઠીક શાપાગ્નિથી બાળવા ધ્યાનસ્થ થયા છો ! અરે પ્રભુ ! હવે પ્રાણ જાય કે રહે તથાપિ જો થતાં હોય તો સ્વામીનાં દર્શન તો અવશ્ય કરવાંજ જોઇએ. (-એવે સહદેવ અને ભીમ પ્રવેશ કરેછે ). ( ટ )

**સહદેવ**—વડભ્રાતા ! પછે તેણે સિંચાણા જેવી ઝડપમારી અમો ચારે જણને ઝાલી લીધાં પરંતુ હું તેની ઝડપમાંથી બચી તમને બોલાવવા આવ્યો. આહા ! જો ભ્રાતા ! ઘટોત્કચ મળી ગયો હોત તો તે અલ્પ કાળમાં અવશ્ય એ દુષ્ટનો નાશ કરી આપણને સુખપ્રાપ્તિ કરાવત ! કિંતુ દુર્યોધનથી દૈવ ક્યાં કમી છે ? ( ણ )

**સ્મરવર્ધક**—( ભીમસહદેવને ઓળખી ) અહો ! મહારાજા

---

કરીને બધી વાત જાણવાના હતા, માટે હવે પણ તેવીજ રીતે જાણી લેઈને તે દુષ્ટનો નાશ કરો. નેપથ્યભૂમિપરથી—પડદા પાછળથી.

( ઙ ) બકધ્યાની—બગલાની પેઠે દેખાડવા માત્ર ધ્યાન કરનારા. ( રાક્ષસ આવ્યો એમ જાણીને ).

( ટ ) તેમને ધ્યાનસ્થ જોઇને સ્મરવર્ધક તેમની મશ્કરી કરેછે: મહર્ષિઓ ૦૦. સ્મરવર્ધકનો કંપ વર્ણ્યો છે તે સુઘટિત કરી બતાવેછે: અરે પ્રભુ ૦૦.

( ણ ) દ્રૌપદી વગેરેને રાક્ષસ શી રીતે લેઈ ગયો તે, તેની પાસેથી છૂટી આવેલા સહદેવના કથનદ્વારા સૂચવેછે; વડભ્રાતા ૦૦. કિંતુ ૦૦—દુર્યોધન જેવું દુઃખ દેછે તેવુંજ દુઃખ દૈવ પણ દેછે. યુધિષ્ઠિર આદિનું બંધન વર્ણાયું છે માટે અવમર્શસંધિનું વિદ્રવ નામે અંગ વર્ણાયું છે.

ભીમ કે ? જાવ સત્વર જાવ. હજી દાનવ દૂર જઈ શકે એટલો કાલ ગત થયો નથી. ( સ્મરવર્ધકને વાતો કરતો સાંભળી તથા બે પાંડવોને ઓળખી બંને મુનિઓ કને આવેછે ).

**ધૌમ્ય, લોમશ**—( ઉંચા હાથ કરી ) વત્સ પાંડવો ! તમારૂં કલ્યાણ થાવ. વત્સ સહદેવ ! અમે અહીં નહોતા માટે તું કહી સંભળાવ્ય કે દુષ્ટ દાનવે આ કર્મ કેવી રીતે કર્યું ?

**સહદેવ**—( નમન કરી ) મહારાજ ! પેહેલાં તે શસ્ત્રાસ્ત્ર હરી ગયો અને પછે અમને પકડ્યા. તેમાંથી હું નાશી ભીમ ભ્રાતાને બોલાવી લાવ્યો. મહર્ષિ ! હવે અમારે કેમ કરવું તે જણાવશો.

**ધૌમ્ય**—વત્સ ભીમ ! અમારા આર્શીવાદથી તને આજ આટલાં વાનાં પ્રાપ્ત થાવ.

### શ્લોક.

અરિગણ નમશે કૃપા અમારી,
કરિવર થાય તદા તું સિંહ ભારી;
વિજય જય વિચારી જા તું ધારી,
અસુર અનેક વિદારી આવ્ય મારી. २

---

२ શ્લોક—પુષ્પિતાગ્રા છંદ. અરિગણ ઈ૦—અમારી તારાપર કૃપા છે માટે શત્રુઓના ગણ ( સમૂહ ) તને નમશે. ( તારાથી પરાજય પામીને તને માથું નમાવશે ). કરિવર ઇ૦—જો તેઓ કરિવર ( ઉત્તમ હાથી ) જેવા બળવાન થાય ( હોય ) તો તું ભારી ( મોટા ) સિંહ જેવો થઈશ. અર્થાત્ તે ગમે તેટલા બળવાન્ હશે તોપણ તું તેમનો પરાજય કરીશ. વિજય ઈ૦—તારો વિજયજય—વિજય ( અભ્યુદય )ને વધારનારો જય ( મધ્યમ પદ લોપી ) વિચારીને અને શત્રુને ધારીને તું જા; તથા ત્યાં અનેક અસુરને વિદારીને ( કાપીને ) તથા મારીને અહીં પાછો આવ્ય.

( આવા આશિર્વાદના શુભ શબ્દો સાંભળી વસંતિકા એકદમ સાવધ થાયછે અને ભીમને જોઈ તેની કને આવી પગે લાગેછે ).

**વસંતિકા—**શું આર્યપુત્રે તે દુષ્ટ દાનવને મારી મારી પ્રિય સખીને આણી ! ! મહારાજ ! તે ક્યાં છે ? ક્યાં છે ? ( त )

**ધૌમ્ય, લોમશ—**વીર વૃકોદર અને સહદેવ ! અમે એને શાંત કરીશું; કિંતુ અધુના તમે સત્વર જઇ તે દુષ્ટનો નાશ કરો નાશ કરો. ( ભીમ સહદેવ નમન કરી તેમ કરેછે ).

**વસંતિકા—**શું મારી વયસ્યા સાથે મને નહિ મળવા દ્યો ? અરે ! હા દેવ ! ( એમ બોલી છાતી કૂટેછે ).

**ધૌમ્ય, લોમશ—**અલ્યા સ્મરવર્દ્ધક ! આનો હાથ ઝાલી એને હોમશાળામાં લઇ જઇ સૂવાડી દે. જા અમે પણ શત્રુમારણ યજ્ઞનું સાહિત્ય લઇ ત્યાંજ આવીએ છીએ. ( સર્વ જાયછે ). ( थ )

( વિકાળ સ્વરૂપી રાક્ષસ, યુધિષ્ઠિર નકુલ તથા પાંચાલીને બાથમાં ઘાલી ધીમે ધીમે ગતિ કરતો પ્રવેશ કરેછે ).

**યુધિષ્ઠિર—**(વિચાર કરી) અરે દુર્બુદ્ધિ ! કાંક તો વિચાર કરચા કે અમે તને બ્રાહ્મણ સમજી કેવી રીતે પાળ્યોપોષ્યો છે ? તારે તારૂં કૃત્ય આ પ્રકારનું તો કદાપિ પણ નજ કરવું જોઇએ ! જો જો ( द )

---

( त ) બીહીકણ પણ સ્નેહવાળી સ્ત્રીજાતિને યોગ્ય વસંતિકાનો ગભરાટ કવિએ અહીં વર્ણ્યો છે ! ( थ ) શત્રુમારણ—શત્રુઓનો નાશ કરનારા યજ્ઞનું. ( द ) પ્ર. ૨ જો. ગતિ કરતો—ચાલતો. દુર્બુદ્ધિ !—દુષ્ટ બુદ્ધિવાળા !

## શ્લોક.

રાખથી ગુપ્ત વન્હિ રૂપે તું રહ્યો,
સાખથી બ્રહ્મ છું બોલ એવો કહ્યો;
તો તને પાળિયો, દુષ્ટ દાનો લહ્યો !
જો મને ધારી વિચાર સર્વે વહ્યો !! ૩

અપિચ—

## શ્લોક.

હે દુષ્ટાત્મા ! વિચારી, વિચર નરકમાં, પાપ આવાં સ્વીકારી;
સુખી થા બોધ ધારી, ગ્રહી શીખ હૃદયે, કામ લોભાદિ મારી;
દુઃખી થાશો અપારી, અધમ મતિવતી, નામ શે દ્યો નસારી ?
આવી આ પીડ ભારી, કઠિન કરમથી, લાગી કારી કટારી. ૪

---

૩ શ્લોક—સ્ત્રગ્વિણી છંદ. રાખથી ઈ૦—જેમ રાખોડીમાં અગ્નિ ગુપ્ત રહેછે તેમ તું રાક્ષસ છતાં બ્રાહ્મણ વેષમાં ઢંકાઇને રહ્યો, અને તને પૂછ્યું ત્યારે તેં તારી પોતાની સાખથી ( સાક્ષીથી ) 'હું બ્રાહ્મણ છું' એવો બોલ કહ્યો. તેં એમ કહ્યું તો તને અમે પાળ્યો અને તું દુષ્ટ છતાં અમે તને દાનો લહ્યો—જાણ્યો ! એ સર્વે તું મને ( મનમાં ) ધારીને જો, કે અમારો સધળો વિચાર ( તને બ્રાહ્મણ ધારતા હતા તે ) સર્વે વહી ગયોછે !!

૪ અપિચ—વળી. શ્લોક—સ્ત્રગ્ધરા. હે દુષ્ટાત્મા ઈ૦—હે દુષ્ટ બુદ્ધિવાળા ! તું પ્રથમ વિચાર કરી જો, અને વિચારને અંતે તને ઠીક લાગતું હોય તોજ આવાં પાપ સ્વીકારીને નરકમાં વિચર ( જા ). અથવા 'દુષ્ટાત્માવિચારી' એ બન્નેનો સંધિ માનીને 'અવિચારી' પદ છૂટું પાડીએ તો, 'હે અવિચારી ! આવાં પાપ સ્વીકારીને નરકમાં જા.' એવો અર્થ થાય. નસારી—નસાડી. અર્થાત્ તારા નામનો શું કરવા નાશ કરે છે ! —શું કરવા મરે છે ? અથવા, તમે અધમ મતિવતી અપાર દુઃખી થશો,

**નકુલ**—અહો દાનવેશ્વર ! આ ધર્માત્મા સત્ય કહેછે. પ્રાણી માત્ર ધર્મધર હોયછે તો પછે તમે તેનો કેમ ત્યાગ કરોછો !

## શ્લોક.

પશુ પતંગ કિટ આદિ સર્વદા,
ધરમનાં કરમને લહે સદા;
અસુર તો અસુર ના કરે કદા,
સ્વધરમાચરણથી સુખી સદા. ૫

અપિચ—

## શ્લોક.

વિચાર કરો નર ! ધ્યાન ધરો, કરવાનું કરો તરીજાવ તદા,
સુરારિ થશો નરપાલ હશો, શિવપુર વસો નવ જૂઠ કદા;
ખરેખરી આ શીખ છે શુભ આ, હિત છે વર આ તજ તું મમદા;

---

માટે અમને છોડી દેઈને તમારૂં નામ સારી ( સાર્થક કરી ) કાં દેતા નથી ? પોતાની અવસ્થાનો શોક કરે છે: આવી ઇ૦. આ છંદમાં ત્રણ ચરણવડે દૈત્યને નરક તથા દુ:ખનો ભય ઉત્પન્ન કરાયલો વર્ણ્યો છે માટે અવમર્શ-સંધિનું દ્યુતિ નામે અંગ; તથા ચોથા ચરણમાં યુધિષ્ઠિરનો શોક વર્ણાયો છે માટે આક્રંદ નામે નાટ્યાલંકાર.

૫ શ્લોક—પ્રિયંવદાવૃત્ત. પશુ ઇ૦—પશુ, પતંગ ( પતંગિયાં વગેરે પાંખથી ઉડનારાં પ્રાણીમાત્ર ), કીટ, આદિક સર્વ કોઇ પ્રાણી પોતપોતાના ધર્મનાં કર્મ કયાં છે તેને જાણેછે; અને વિશેષેકરીને જે અસુર કહેવાય છે તે સ્વધરમાચરણથી વર્તવામાં અસુર ( મોડું ) કરે નહિ; કેમકે

ગયુંજ ગયું સહુ પુણ્ય ગયું, નવ મૂઢ ! થયું શુભ કાંઇ અદા ! ૬

**પાંચાલી**—( સકંપ ) અહો મંત્રાનંદ ! તું ભલે રાક્ષસ, ભૂત, ભૈરવ, કે ગમે તે માયાવી હો, અને તે મારા પતિઓએ તને ઓળખ્યો હો, તોય પણ મેં તો તારૂં સર્વ પ્રકારે સારૂં થાય એમજ કર્યું છે. હવડાંના તારા રૂપથી તું રાક્ષસ હોય એમ લાગેછે. અરે ભ્રાતા ! જો તું રાક્ષસ છે તો પછે આવો અવગુણી શી રીતે થાયછે. મેં સાંભળ્યુંછે અને જાણ્યું છે કે રાક્ષસોને કિંચિત્ ગુણ કર્યો હોય તો તે સમય આવ્યે અનેક ઘણો માનેછે. વીરા ! રાક્ષસો દેવથી કુલાદિક કશામાં પણ ઉતરતા નથી, તો પછે તું મારો થઇને મારાને કેમ મારવા બેઠો છે ? (ધ)

**રાક્ષસ**—અરે ધર્માત્મા કેવડાતા પાંડુરો ! તમ્મિ નિરપરધ્ધઇ દાનવ હણુઇ છઇ અનઈ અન્નનઈ હત્થમ્મિ દૂષણ કંકણ ઘલઇ. શ્રુત્વાઃ— (ન)

---

૬ શ્લોક—મલ્લિકાવૃત્ત. વિચાર ઇ૦—હે નર (રાક્ષસમાં નરજાતિવાળા) તમે વિચાર કરો, અમારૂં કહેવું ધ્યાનમાં ધરો, કરવાનું (ધર્માચરણ) કરો અને તરી જાઓ. તેથી શું ફળ એમ કહેશો તો, સુરારિ ઇ૦. સુરારિ—ઈંદ્ર. નરપાલ—રાજા. હશો—થશો. ખરેખરી ઈ૦—આ ખરેખરી શીખ છે, આ શુભ ( કલ્યાણકારી વચન ) છે, આ વર ( ઉત્તમ ) હિત છે, માટે તું પ્રમદા ( દ્રૌપદીને ) તજ ( છોડી દે ). જ્યારે તે કાંઇ નથી માનતો ત્યારે તિરસ્કારથી કહેછેઃ ગયુંજ ઇ૦—હે મૂઢ ! તારૂં સહુ પુણ્ય ગયું—પરવાર્યું; કેમકે તારાથી કાંઇ શુભ અદા થયું નહિ—તારાથી તારો સ્વધર્મ બજાવાયો નહિ !

( ધ ) મારાને—મારા સ્વામીઓને. ( ન ) અરે ઇ૦—અરે ધર્માત્મા કહેવડાવતા પાંડવો ! તમે નિરપરાધી દાનવ હણો છો અને બીજાના હાથમાં દૂષણકંકણ ( દૂષણરૂપી કંકણ ) ઘાલો ( છો ). સાંભળોઃ કવિએ અહીં

## શ્લોક.

હિડિંબ બક અવ્વંકે, હણઇ ગણઇ નહિ;
કૂવં બુજ્ઝી પડઇ રે, વિબુધત્વ યદા લહી? ૭

( દ્રૌપદી સામું જોઈ ) હા પ્રિયા! અલસી ફુલ્લ સરિક્વી સામલી ત્વંકિં નિંદાલવી હુઇ છઇ. ન ડરઇ ન ડરઇ ત્વયાં અહિતં ન કુરૂં શુભંકૂત્વા શુભંકૂત્વા. વરં બ્રુહી વરં બ્રુહી. ( ૫ )

**યુધિષ્ઠિર**—ધન્ય છે ધન્ય છે! તને તારા જાતિલાઓનો નાશ વૈરનો અંત કરવા મેરે એ યથાર્થ છે। કિંતુ તે જેમ શૂરવીર થઇ અ-

---

રાક્ષસની ભાષા ખોટા પ્રયોગવાળું સંસ્કૃત અને તેનુંજ પ્રાકૃત ભેળીને બનાવી છે. સંસ્કૃત નાટકોમાં રાક્ષસાદિ અધમ પાત્રોની ભાષા પ્રાકૃતજ વપરાય છે. રોપદર્શિકામાં પ્રેમાનંદે શ્રીદામાની પત્નીની ભાષા તેવીજ વર્ણી છે. પણ અહીં કવિની કલ્પના એવી લાગે છે કે, જેમ કોઇ ગૂજરાતીનો અજાણ હિંદુસ્તાની ગૂજરાતી માણસની જોડે વાત કરતાં ગૂજરાતી ભાષા બોલવાનો યત્ન કરે છે ત્યાં તેનાથી ગૂજરાતીનાં ક્રિયાપદ વગેરેનાં રૂપ અસ્થાને યોજાય છે તથા તે સાથે પોતાની ભાષાનો ઉપયોગ પણ થાય છે, તેમ અહીં રાક્ષસને બન્યું છે. તે વખતમાં યુધિષ્ઠિરાદિ સંસ્કૃતભાષા બોલતા હતા, એમ કવિએ માન્યું જણાય છે. હવે પછી રાક્ષસની ભાષા આવે ત્યાં આમજ જાણવું.

૭ શ્લોક—અનુષ્ટુપ્. હિડિંબ ઇ૦—હિડિંબ ( હિડિંબાસુર ) અને બક ( બકાસુર ) ને અવ્વંકે ( વાંક વિના ) હણઇ ( હણ્યા ), અને ધર્મને ગણઇ ( ગણ્યો ) નહિ. રે! યદા ( જ્યારે ) વિબુધત્વ ( પંડિતપણું ) લહી ( તમે સમજ્યા હતા ) ત્યારે શું તમે બુજ્ઝી ( જાણી જોઇને ) કૂવં ( કૂવામાં ) પડઇ ( પડ્યા )?

( ૫ ) અળસી ઇ૦—અળસીના ફૂલ સરખી સ્યામલી તું કેમ નિંદાકરનારી થઇ છે? ન ડર ન ડર. ત્વયા ( તવ–તારૂં ) અહિત નહિ કરૂં. શુભ કરીશ, શુભ કરીશ. વરદાન માગ, વરદાન માગ.

મારી સાથે યુદ્ધમાં ઉતર્યો તેમજ તારે પણ તેમના જેવા થઇ સ્નેહી-ઓના ઋણથી મુક્ત થવું ઉચિત છે. હિડિંબ બકાદિનાં પરાક્રમ તે પરાક્રમજ હતાં ! જો શ્રવણ કરયઃ—( ફ )

### શ્લોક.

જો જો વિચારી રજ યાતુધાન તું,
વીરત્વ ધારી હણ વૈરી માન તું;
અસ્ત્રો અમારાં અરપી કરી તમે,
શૂરા બનો તાપ તદા બધા શમે ! ૮

અપિચ—

### શ્લોક.

હિડિંબ નાક જો ગયો થયો ખરો તર્યો તદા;
નપુંસકો ન દૈત્ય કોઇ, શૂરવીર તે સદા;
લડો અડો અરિર્થી આવી અસ્ત્ર શસ્ત્ર અર્પીને;
ન માયલા ન બાયલા બનો સહુ સમર્પીને. ૯

---

( ફ ) અહીં યુધિષ્ઠિર પોતાનું અહિત કરનાર અધમ દાનવને તેના સ્વજાતિપ્રેમ માટે વખાણે છે માટે યુધિષ્ઠિરનું ઉત્તમ નાયકપણું વર્ણું છે. ૮ શ્લોક—વંશસ્થવૃત્ત. રજ—જરા. યાતુધાન—રાક્ષસ.

૯ શ્લોક—નારાચછંદ. હિડિંબનું પરાક્રમ વર્ણે છેઃ હિડિંબ ઈ૦. નાક—સ્વર્ગમાં. લડો ઇ૦—તેમ તમે પણ અમારાં શસ્ત્ર અને અસ્ત્ર આપીને લડો. નમાયલા ઈ૦—અમને અમારૂં સહુ ( શસ્ત્ર અસ્ત્ર વગેરે ) સમર્પીને ( આપી દેઇને ) નમાયલા ( રાંક ) અને બાયલા ન બનો. અર્થાત્ પ્રથમ અમારાં શસ્ત્ર વગેરે ચોરી જઇને પછી તું અમને કપટથી મારી નાખવાનું કરેછે તેથી તું શૂરવીર નથી પણ બાયલો છે !

**નકુલ**—(સકોપ) અહો ભ્રાતા ! એ ષંઢતિલને કિયે પ્રકારે શૂર ચઢવાનું છે ? ભલે આપણે આયુધરહિત છીએ અને એ આપણો નાશ કરે તથાપિ શું આ દેહમાં પ્રાણ સતાં એ પાંચાલીને પ્રસન્નતાથી લઇ જઇ શકે ? એમ કદાપિ થનાર નથી ! અધમ મૂળ તો નપુંસક છેજ અને જો રાત્રી પડશે તો ક્યારેય પણ કહેનાર નથી કે હું યુદ્ધ કરવા તૈયાર છું. (રાક્ષસ સામે જોઈ) અરે મૂઢ ! શ્રવણ કરય શ્રવણ કરય— (ઘ)

## શ્લોક.

મૂઢ ! ગૂઢ ઘૂડ રૂપી દુષ્ટ દૈત્ય ! સાથમાં,
ધારતો ન તું શૃગાલ સિંહ જાણ હાથમાં;
ઉચ્ચતાલ શા ! ગ્રહીજ. તેં કુઠાર સાથમાં,
આયુ વાયુ હા ગયો ! ગ્રહે ગ્રહે તું બાથમાં. ૧૦

---

(ઘ) ષંઢતિલને—છેકજ નામર્દાને. અધમ—(રાક્ષસનું વિશેષણ). જો રાત્રી પડશે તો ઇ૦—(કેમકે રાત્રી એ રાક્ષસોને માયા કપટ કરવામાં અનુકૂળ છે, માટે તે વખતે એ લડવા શું કરવા આવે ?)

૧૦ શ્લોક— ચામર છંદ. મૂઢ ઇ૦—હે મૂઢ ! હે ગૂઢ (છાના) ઘૂડ રૂપી દુષ્ટદૈત્ય ! તું તારા સાથમાં શૃગાલ (શિયાળ) છે એમ ન ધારતો; પણ તારા હાથમાં સિંહ છે એમ જાણ. હે ઉંચા તાડ જેવા ! તેં તારા હાથમાં (તનેજ કાપવાની) કુઠાર (કોહોવાડી) ગ્રહી છે. હા ! (અરે !) તારો આયુષ્ય રૂપી વાયુ ગયો એમ જાણીને તેને તું બાથમાં ગ્રહે ગ્રહે (પકડી રાખ્ય પકડી રાખ્ય. અર્થાત્ અમને શું બાથમાં પકડી રાખેછે ? તારા આયુષ્ય રૂપી વાયુનેજ પકડી રાખ્યને ! અથવા, તું અમને હમણા ભલે બાથમાં ઝાલી રાખ્ય, પણ તારો આયુષ્ય નાશ પામ્યો એમ જાણ. અહીં નકુળનું ક્રોધયુક્ત ભાષણ વર્ણાયું છે માટે અવમર્શસંધિનું સંફેટ નામે અંગ જાણવું.

( એટલું બોલી રાક્ષસની બાથમાંથી બળાત્કારે છૂટી હેઠો પડેછે અને જંઘાસ્ફોટન કરી કહેછે કે ) અરે દાનવ ! જો તેં કોઈ દાનવીનું ઉદર સેવ્યું હોય તો આ માનવીથી ભીતિ માનવી જોઇએ નહિ. તારૂં નામાભિધાનાદિ કથન કરી અને મારૂં તે શ્રવણ કરી યુદ્ધ કરવા સજ થા સજ થા. ( મ )

## શ્લોક.

પાંડુસૂનુ કરૂં સર્વ સુનું મતિ હીણ ! અજાણ ન જાણ મને તું,
ભીષણ ભીષ્મ પિતામહ છે મમ, દ્રોણતણો ગણ્ય છાત્ર મને તું;
નામ નકુલ હું અર્જુન ભ્રાત નકુલ કર્યો નકી જાણ તને તું,
માનવ ભીમતણો લઘુ ભ્રાત હું, દાનવ નામ કહેજ અને તું. ૧૧

**રાક્ષસ**—અપ્પુણઇ ઘટવત કિંગજ્જઇ મયા નામાભિધાન જટાસુરઃ જી શ્વાન ભસઇ તિ ન કરડઇ. ( એટલું બોલી શક્તિનો પ્રહાર કરવા જાય છે એવે નેપથ્યમાંથી શબ્દ થાય છે કે, " કોણ અસુર ? પેલો

---

( મ ) જંઘાસ્ફોટન કરી—જાંઘ થાબડીને. નામાભિધાનાદિ—નામ વગેરે.

૧૧ શ્લોક—ઇંદ્રવિજય. પ્રથમ નકુળ પોતાનું નામ કહે છે: પાંડુસૂનુ. ૪૦—હું પાંડુસૂનુ ( પાંડુનો પુત્ર ) છું, તે તારૂં સર્વ સૂનું ( ઉજડ ) કરૂં એવો છું. હે મતિહીણ ! તું મને અજાણ ( યુદ્ધ કરવામાં અથવા રાક્ષસોનો નાશ કરવામાં ) અજાણ ન જાણીશ. પોતાના વડિલ તથા ગુરૂનાં નામ કહી તેને ભય ઉત્પન્ન કરેછે: ભીષણ ૪૦. ભીષણ—ભયાનક. છાત્ર—શિષ્ય. નકુળ કર્યો ૪૦—તને નકુળ ( કુળવગરનો ) કર્યો એમ તું નક્કી જાણ. અર્થાત્ તારો વંશ પણ ન રહેવા દેઉં. દાનવ ૪૦—અને હે દાનવ ! હવે તું તારૂં નામ મને કહે. રાક્ષસનો ધિક્કાર કરી તેને ભય ઉપજાવ્યું છે માટે અવમર્શસંધિનું દ્યુતિનામે અંગ વર્ણાવ્યું છે. ગુરૂ તથા બાપદાદાનું કથન કર્યું છે માટે અવમર્શસંધિનું પ્રસંગ નામે અંગ પણ વર્ણાવ્યું છે.

મંત્રાનંદ ! પાંચાલીને હરી ગયો ! ! ક્યાં છે ? ક્યાં ? હે ગદા ! તદા તને ભક્ષણ મળ્યું જાણ ! ! ( એ શબ્દો શ્રવણ કરી જટાસુર ભીમ આવ્યો જાણી યુધિષ્ઠિરને બાથમાંથી નાખી દઇ દ્રૌપદીને લઇ ચાલતો થાય છે. દ્રૌપદી હા પતિ ! હા પતિ ! એમ વિલપે છે અને યુધિષ્ઠિરનકુલ તે દાનવ પાછળ દોડી જાય છે ). ( म )

( હાથમાં ગદા લેઈ પ્રલયકાળના રુદ્રજેવે રૂપે ભીમ સહદેવને પૂછતો પ્રવેશ કરેછે ).

**ભીમ**—હે અધમાધમ ! તેં એમ પણ ન જાણ્યું કે હું આ જે અપરાધ કરૂંછું તે રાક્ષસકુળના વિનાશીનો અપરાધ છે ! રે મૂઢ મંત્રાનંદ ! શ્રવણ કરય શ્રવણ કરયઃ—( य )

**શ્લોક.**

બક, કિર્મિર આદિ, હિડિંબ, હણ્યા,
નૃપ નૌતમ મા'બલી મેં ન ગણ્યા !
અધમાધમ ! કોઈ ન લા'ણ લણ્યા,
ભુજ આ સુગદાથી બચ્યા ન શણ્યા. ૧૨

---

( म ) આપુણ ઇ૦— અપૂર્ણ ઘડા પેઠે કેમ ગાજે છે? મારૂં નામાભિધાન જટાસુરઃ જે શ્વાન ભસે તે ન કરડે. નેપથ્યમાંથી ઇ૦—પડદામાંથી ભીમ અને સહદેવનો આ પ્રવેશસમય હોવાથી ભીમ બોલે છેઃ તદા ઇ૦—ત્યારે ( જો રાક્ષસ હોય તો ). યુધિષ્ઠિરનકુલ—( દ્વંદ્વ ).

( य ) પ્રવેશ ૩ જો. પ્રલય કાળના ઇ૦—( પ્રલયકાળે સૃષ્ટિનો સંહાર કરવાનો હોવાથી રૂદ્રદેવ બહુ કોપે છે, એમ પુરાણોમાં વર્ણ્યું હોય છે ). અર્થાત્ અત્યંત ક્રોધી. અધમાધમ—( રાક્ષસનું સંબોધન ). રાક્ષસ કુળના વિનાશીનો—( ભીમે ઘણા રાક્ષસ મારેલા હોવાથી ).

૧૨ શ્લોક—તોટક. ભીમે જે દૈત્ય માર્યા તેમાંના મુખ્યનાં નામ ગણાવે છે. બક ઇ૦. મા'બલી—મોટા બળવાન. લણ્યા—પામ્યા. ભુજ ઇ૦—કોઈ

અપિચ—

### શ્લોક.

ન જો હું હણું યાતુ યા તું ભવારિ,
ભલે વજ્ર કે વા તું કાતું કટારી;
ગણું ના કદી સા' તું જા તું મુરારિ,
ગદા માર રે આ તું ખા તું સુરારિ. ૧૩

---

આ ભુજથી અને સારી ગદાથી બચ્યા હોય એમ શણ્યા ( સાંભળ્યા ) નથી. અર્થાત્ કદાચ બીજાં શસ્ત્ર તું લેઇ ગયો છે તેમ આ ગદાને પણ લેઇ ગયો હોત તથાપિ મારા ભુજ તને મારવાને સમર્થ છે, એ વ્યંગ્ય. ભીમે પોતાની શક્તિ કહી બતાવી છે માટે અવમર્શસંધિનું **વ્યવસાય** નામે અંગ વર્ણાયું છે.

૧૩ શ્લોક—ભુજંગી. ન જો ઈ૦—યા ( અગર જો ) તું ભવારિ ( ભવ—શિવનો અરિ ત્રિપુરાસુર, અથવા ભવ—સંસારનો શત્રુ ( વિષ્ણુ ) હોય તોપણ જો તને યાતુને ( રાક્ષસને ) ન હણું ( તો મારૂં નામ ભીમ નહિ,—એ અધ્યાહાર ). અથવા જો હું એ યાતુ ( રાક્ષસ )ને ન હણું તો ભવારિ ( શિવનો શત્રુ ) થઇને યાતું ( યાતના ) ભોગવું, ( ભીમ શિવભક્ત હોવાથી તે શિવના સોગંદ ખાય, એ ઘટિત છે ). અથવા તું જોયા ન કર; કદાચ તું ભવારિ હશે કે રાક્ષસ હશે તોપણ તને હું હણીશ. ભલે ઈ૦—ભલે તું વજ્રરૂપ હોય, કે કાતું હોય કે કટારી રૂપ હોય, તોપણ—હણીશ. ( એમ ઉપરની કડી સાથે અન્વય ). અથવા, તું ભલે તારા હાથમાં વજ્ર, કાતું કે કટારી વા—વહા—વહન કર—ધારણ કર, તોપણ. અથવા, ભલે તું વજ્ર વગેરેને હાથમાં સા'—પકડ, તોપણ તને ગણું નહિ, ( એમ ત્રીજા ચરણ સાથે અન્વય ). ગણું ઈ૦—ભલે તું જા, અને મુરારિને સા'—તેનું શરણ ગ્રહણ કર, તોપણ તને ગણું ના. અથવા. તું મુરારિ પાસે જા, તોપણ ગણું નહિ. ગદા૦—જો તું સુરારિ—દૈત્ય છે તો તું આ ગદાનો માર ખા. ભીમે પોતાની શક્તિની વડાઇ કરી બતાવી છે માટે અવમર્શસંધિનું **વિરોધન** નામે અંગ વર્ણાયું છે.

હા સહદેવ ! એ ક્યાં છે ક્યાં છે ? કેમ એ મારી દષ્ટિગોચર થતો નથી ? કે પાંચાલીનો પોકારે સંભળાતો નથી ? શું મારો ઉપહાસ કરી કોઇ આ ગદાનો સદાસર્વદા ભોગી થયો છે ? કે તે દાનવ દૂર નાશી ગયો છે ? હે ભ્રાતા ! કેમ તું કાંઇ બોલતો નથી ? એ મૂઢને હું એક વાર જોઉં તેમ તું કરય, એટલે તારે તારાં શસ્ત્રાસ્ત્રની કંઇ પણ આવશ્યકતા નથી. (ર)

**સહદેવ**—(પાછળથી આગળ આવી) મહાવીર ! દઢધીર ! તે આપના તાપથી સંતાપ પામી આગળ નાશી ગયો હોય એમ લાગે છે, માટે આવો આ પાસેના ઘોર જંગલમાં એનો તપાસ કરીએ. હવે એ આ જગતનો બે ઘટિકાનો જ પ્રાઘૂર્ણ છે. શાસ્ત્રમાં કહ્યું છે કે— (લ)

## શ્લોક.

આવરદાની દોરી, આવી રે'તા સુધી ન કદી તૂટે;
જીવતર એનું માટે, એને આયો લઈ જઈ છૂટે. ૧૪

---

(ર) દષ્ટિગોચર—દૃષ્ટિને ગોચર. અર્થાત્ નજરથી દેખાય એવો. ઉપહાસકરી—(દ્રૌપદીને લેઇ જવા રૂપ). સદાસર્વદાનો ભોગી—અર્થાત્ મૃત્યુ પામવાનો છે કે કેમ ? આવસ્યકતા—જરૂર.

(લ) દઢધીર—(બ.વ્રી.).તાપથી—પ્ર તાપથી. પ્રાઘૂર્ણ—પરોણો—મહેમાન. અર્થાત્ બે ઘડી પછી તમારી નજરે પડશે એટલે તમે તેને મારશો, ત્યારે જગત્ તજીને જવું પડશે. શાસ્ત્રનું કથન કર્યું છે માટે શાસ્ત્રચક્ષુસ્ત્વ નામે નાયકનું લક્ષણ વર્ણાયું છે.

૧૪ શ્લોક—ગીતિ. આવી રહેતા સુધી—પૂરી થતા સુધી. જીવતર ઇ૦—માટે એનું જીવતર એને આયો લઈ જઇને પછી છૂટે—છૂટશે. રાક્ષસના મરણ રૂપ અર્થ સિદ્ધિને માટે એને આયો લેઇ જવા રૂપ હેતુનો ઉપન્યાસ કર્યો છે માટે ઉપપત્તિ નામે નાટ્યાલંકાર વર્ણાયો છે.

**ભીમ**—( દંત દાબી ) અરે મૂઢમતિ સહદેવ ! તું એમ કેમ બોલેછે? શું એટલુંય નથી જાણતો કે જેનાપર વૃકોદર વક્ર દષ્ટિથી જુએ તેને કાળઆળ કામ આવે નહિ. અને કદાપિ આવે તો કાળ પણ આ વિકાળ વીરથી કિયે પ્રકારે બચે ? અલં. હવે બીજું કાંઇ પણ બોલ્યાચાલ્યા વગર મને તું તે ક્યાં છે એટલુંજ કહે, એટલે એના કાળની દોરી લાંબી હશે તો પણ હું તોડી નાખવા સમર્થ છું. ( એવે નેપથ્યમાંથી શબ્દ થાયછે કે 'ભ્રાત એ અહીં પણ નથી' તે શબ્દ ઓળખ્યા જેવો અભિનય કરી ). ( व )

**સહદેવ**—વીરમણિ વૃકોદર ! આ શબ્દ નકુલના જેવા લાગે છે માટે આણી મગ સત્વર આવો સત્વર. ( એટલું બોલી બંને જણ આગળપાછળ ચાલ્યા જાયછે ).

**નકુલ**—( નિઃશ્વાસ નાખી ) હા ભ્રાતા ! આ વન કેવું ભયંકર લાગે છે ! સર્વત્ર પક્ષી પશુઓનો વાસ આજ ઠેકાણે વિધાતાએ નિર્માણ કર્યો હશે કે શું ! જુઓ જુઓ—( श )

---

( व ) દંત દાબી ( ક્રોધનો અભિનય ). વક્ર દૃષ્ટિથી—ક્રોધના અભિનયથી—અર્થાત્ કોપથી. કાળઆળ—કાળનું નિમિત્ત—'મારો કાળ હજી ખૂટયો નથી માટે હું નહિ મારૂં' એવું બાહાનું. અલં—બસ.

( श ) નકુલ ઇ૦—અહીં '( નકુળ તથા યુધિષ્ઠિર પ્રવેશ કરેછે )' એમ જોઇએ. કેમકે ભીમનો શબ્દ સાંભળીને યુધિષ્ઠિરને છોડીને દ્રૌપદીને લેઈને રાક્ષસ ગયો તથા તેમની પછવાડે નકુલ તથા યુધિષ્ઠિર પણ ગયા, એમ પાછળ તે સર્વેનો નિર્ગમ વર્ણાયા પછી ભીમ અને સહદેવનો પ્રવેશ થયો છે. હવે તેમનો નિર્ગમ થયા પછી નકુળ તથા યુધિષ્ઠિરનો પ્રવેશ વર્ણાય છે એ સ્પષ્ટજ છે.

## શ્લોક.

અરે હા ! જુઓ ગીધ આ હાડ કોચે અને જાય ઊડી;
શૃગાલો કરે શબ્દ, શ્યેનો ધરે ભ્રાત શી દૃષ્ટિ કૂડી ! !
મુઆં પ્રાણી ને પક્ષી ! હા ! શી હવે શોભતી દેહ રૂડી !
ક્રિયા કર્મની પીડ પ્રિયા ! પડી કે ક્રિયા લાગી કૂડી. ૧૫

**યુધિષ્ઠિર**—વત્સ નકુલ ! આવજે રે' આવજે રે'. આ અઘોર વન જોઇ મને કંઇની કંઇ કલ્પનાઓ થઇ આવેછે ! (એવે કોઈ આવતાનો પગલા સાંભળી) નકુલ ! નકુલ ! આવજે ! આવજે ! જો કોઇ મહાવિકાળ રૂપ ધારી આપણી ભણી આવેછે ! રાક્ષસો ઘણા માયાવી હોય છે ! ! (એવે ભીમ તથા સહદેવ પ્રવેશ કરેછે અને યુધિષ્ઠિરને જોઇ નમન કરેછે). (ક)

**ભીમ**—અહો વડભ્રાતા ! કહો કહો કે દાનવ ક્યાં છે ? પાંચાલી કેમ દીસતી નથી ! શું તે ચાંડાળ તમ છતાં એને લઈ નાશી ગયો ! ! શું થયું તે સત્વર કો' સત્વર ! (ખ)

**યુધિષ્ઠિર**— (નિઃશ્વાસ નાખી સક્રન્દ) હા ભ્રાત ! અમો ઉભયનો ઉપમર્દ કરી તે પાંચાલીનું હરણ કરી ગયો કરી ગયો ! ! (ગ)

---

૧૫ શ્લોક—હરિગીત છંદ. શ્યેનો—બાજપક્ષીઓ. શી—કેવી ! શોભતી દ૦—(તેઓ ઉભતાં હશે ત્યારે). પ્રિયા !—હે દ્રૌપદી ! ક્રિયા લાગી ક૦—કે આ રાક્ષસથી હરણ થવા રૂપી ક્રિયા તને લાગુ પડી ! !

(ક) કંઇની કંઇ ક૦—અર્થાત્ અનિષ્ટ કલ્પનાઓ થઈ આવે છે. (ખ) ભીમની પ્રશ્નપરંપરાથી તેનો ક્રોધ વર્ણવ્યો છે. (ગ) ઉપમર્દ—પરાભવ.

**ભીમ—** ( આશ્વાસન કરી ) અજાતશત્રુ ! આવી પડી તે પડી; હવે શોચ કરવાથી શું ? કિંતુ જો કે તે સાક્ષાત્ રૂદ્રને શરણે ગયો હશે તથાપિ આ ભીમે તેનો અલ્પ કાળમાં અંત આણ્યો જાણ ! હવે વિલંબ કરવાનો અવસર નથી માટે ચાલો ચાલો.

**યુધિષ્ઠિર—** ( વિચાર કરી ) મહાવીર વૃકોદર ! આ ભયંકર સ્થળ જોઇ અવશ્ય મારૂં મન એમ કહેછે કે તે રાક્ષસનો નિવાસ આટલામાંજ કંઇ હશે; જો એમ કલ્પના ન કરીએ તો આવા નિર્જન વનમાં આ સર્વ ક્યાંથી હોય ? પશ્ય પશ્ય. ( का )

## શ્લોક.

જો આ ગીધે ગરદન ગ્રહી માનવી હાડ એ તો;
અંગોપાંગે રૂધિર ન મળે દાનવી ભક્ષ એ તો;
નિશ્ચે એવા અપર નીચ કો રાનવી યાતુ રે'તો;
શોધો શોધો નિકટ નિરખો જાન્હવીશી હવે તો.　　૧૬

---

( का ) નિર્જન—મનુષ્ય વગરનું—ઉજડ. પશ્ય પશ્ય—જો જો.

૧૬ શ્લોક—મંદાક્રાંતા. જો ઇ૦—જો, આ ગીધે જે ગરદન પોતાની ચાંચમાં લીધી છે તે હાડકું માણસનું હોય એમ જણાય છે. આ શબના અંગમાં ( હાથ પગ વગેરેમાં ) અને ઉપાંગમાં ( આંગળાં વગેરેમાં ) રૂધિર ન મળે ( નથી ), માટે એ દાનવી ( દાનવનું ) ભક્ષ ( થયેલું ) છે. ( દાનવે રૂધિર ચૂસી લીધેલું હોવાથી ). હેતુ ઉપરથી તર્ક કર્યો છે માટે **અનુમાનાલંકાર.** નિશ્ચે ઇ૦—એવા ( માણસને મારી નાખે એવા ) અપર ( બીજા ) નીચ કોણ હોય ? માટે અહીં રાનવી ( રાનમાં રહેનારો ) જંગલી યાતુ ( રાક્ષસ ) રે'તો ( રહેછે ) એ નિશ્ચય જાણવું. **અર્થાપત્તિઅલંકાર.** શોધો ઇ૦—માટે હવે તો એ જાન્હવીશી ( ગંગા જેવી—દ્રોપદી ) નિકટ ( પાસે ) છે, એમ તમે નિરખો, અને તેથી હવે શોધો શોધો.

**ભીમ**—( હોઠ પીશી ) આહા! જો આટલામાંજ એ દુષ્ટનું રેઠાણ હોય અને તે મારી નજરે પડે તો મેં તેને મિપન્મિપોમાં માર્યો જાણો. ( એવે નેપથ્યમાંથી ) રે પાપી પ્રાણ! તને આ દેહ છોડી જવું કેમ ગમતું નથી! હો દેવ! તેં વૃકોદરનું વીર્ય પણ દાનવદ્વારે નષ્ટ કરાવ્યું કે શું? ( એ વિલાપ નાદને ઓળખ્યા જેવો અભિનય કરી ). ( ख )

**સહદેવ**—( સઆશ્ચર્ય ) સાંભળો સાંભળો. અવશ્ય આ વિલાપના શબ્દ તો યાજ્ઞસેનીનાજ. ( ग )

**ભીમ**—કંઇ નહિ કંઇ નહિ; શાથી જાણીએ કે તે દાનવની માયા નહિ હોય!

**સહદેવ**—હું નિશ્ચયપૂર્વક કહું છું કે એ એનીજ વાણી અપ્સરા, દેવાંગના કિન્નરી, ગંધર્વી કે રાક્ષસીની વાણીમાં જે નથી તે પાંચાલીની વાણીમાં આ પ્રમાણે છેઃ—

**શ્લોક.**

મધુથી મીઠી વાણી, કોમળ કમળથી હશે ઘણીકેરી;
( કિંતુ ) શર્મદ નર્મદ સુખદા, નમ્ર વાણી એ પ્રિયાતણી હેરી. ૧૭

---

( ख ) મિષોન્મિષમાં—આંખ્ય મીંચીને ઉઘાડતાંમાં. વીર્ય—બળ.
( ग ) યાજ્ઞસેની—દ્રૌપદી.

૧૭ શ્લોક—ગીતિ. મધુ—મધ. ઘણીકેરી—ઘણી સ્ત્રીઓની. શર્મદ—શાંતિસુખ આપનારી. નર્મદ—હાસ્ય વિનોદની વાણીથી સુખ આપનારી. સુખદા—સામાન્ય સુખ આપનારી. નમ્ર—વિનયવાળી. હેરી—જોઈ—અર્થાત્ સાંભળી. ' રે પાપી પ્રાણ ' ઈ૦ દ્રૌપદીની વાણી સાંભળતાંજ તે રાક્ષસના હાથમાં એકલી છતાં ધીરજથી જીવતી રહી છે, એ જાણીને શાંતિ ઉપજે છે માટે તે વાણી શર્મદ છે. ' વૃકોદરનું ' ઈ૦ દ્રૌપદીની વાણીમાં જાણે એવું વ્યંગ હોય કે, ભીમ હિડિંબા રાક્ષસીનો પતિ છે માટે તે રાક્ષસિ-

**યુધિષ્ઠિર**—વીર વૃકોદર ! અવશ્ય એ પ્રિયાનાજ પોકાર હોવા જોઇએ; માટે સત્વર ચાલો ચાલો.

**ભીમ**—( ગદાને એક હાથથી તોળી જોઇ ) દેવિ ! આજ તને હું આ પ્રમાણે મનમાન્યું અર્પી પ્રસન્ન કરીશ. ( ઘ )

## શ્લોક.

ગદાદેવિ ! ઉંનું અતિ રક્ત અર્પું, અને પુષ્ટ આમિષ સંતોષ તું;
તદા દેવીને વે'લું તેં સુખ દેવું, વળી આમ અર્પું ન દે દોષ તું;
અખંડિત અસ્થિ હું ખંડી દઉં છું, પછે પિંડ ચંડી સદા પોષ તું;
ઘમંડી તજી મંડિતા પંડિતા થૈ, ઉડંડી રણે રાખજે રોષ તું. ૧૮

---

ણીની શરમ પડવાથી આ રાક્ષસને ભીમ નથી મારતો, એમ તો બન્યું નથી શું ? એ રીતે એ વાણી નર્મદ છે. દુઃખમાં પણ તે પોતાના પતિઓનુંજ શરણ ઇચ્છે છે, એમ બતાવતી તેની વાણી તેના પતિઓને સામાન્ય સુખ આપનારી છે. અને પોતાના પતિઓ પોતાની વાહારે નથી આવતા માટે રીસથી તેમનો ધિક્કાર ન કરતાં દૈવપ્રતિ દીનતા દેખાડી છે, એ તેની વાણીમાં નમ્રતા છે. એવી રીતે—શર્મદ નર્મદ સુખદા, અને નમ્ર, વાણી એ વાક્યમાં હેરી ( જોઇ ). એમ કહેવાનો આશય છે. ( ઘા ) દેવિ ! —( ગદાનું સંબોધન ).

૧૮ શ્લોક—ત્રણ્વાગ્રેશ્વરી. આમિષ—માંસ. સંતોષ ઇ૦—તું તારા મનને સંતોષ—સંતોષ આપ. તદા ઇ૦—જો તું એ રીતે સંતોષ પામે તો દેવીને ( દ્રૌપદીને ) તેં ( તારે ) વેહેલું સુખ આપવું—દૈત્યને જલદી હણવો કે જેથી દેવી વેહેલી છૂટી થાય. વળી તને હું બીજું શું આપીશ-તે કહું છું: અખંડિત ઇ૦. અખંડિત—આખાં ( દૈત્યનાં હાડકાં ). પછે ઇ૦—પછે હે ચંડી ( ચંડી દેવીરૂપ ગદા, અથવા ક્રોધી સ્વભાવવાળી ) તું તારા પિંડને સદા પોષ. ઘમંડી ઇ૦—હું વીર પુરૂષની ગદા તે શું અ-ધમ રાક્ષસનું લોહી પીઉં કે ? એવી તારી ઘમંડી ( ગુમાન—ગર્વ ) તજી

( સર્વે ઉતાવળે ચાલ્યા જાય છે. ).

( એક હાથ માથે મૂકેલો અને મહાશોકસાગરમાં ડૂબેલી એવી પાંચાલી પ્રવેશ કરેછે ).

**પાંચાલી**—અરે ભુંડા દૈવ ! મેં તારો શો અપરાધ કર્યોછે તું મને દુશ્મનની પેરે દુઃખ દીધા કરેછે. મારી દૈવી ઉત્પત્તિ એ દુઃખ દેવાના કારણ રૂપ વિચારી હોય તો તુંજ કહે કે એમાં મારો ો અપરાધ છે ? અરે દુર્દૈવ ! તેં મારા પર કશીએ કમી કયાં રાખી ? પાંચ પતિની મને એક નાર કરાવી, કાળ જેવાં સપત્નીઓનાં ાલ વો'રાવ્યાં, સીતા માતા એક વાર દ્વિજપતીજ કરવાથી કીર્ત્તિતી થઇ અને તેજ મારે વર્ષમાં અનેક વાર કર્મે લખાયું; હાય ! કયાં ું રજસ્વલાપણું અને દુષ્ટનો માર ખાઇ સભામાં જવું ! ભુંડા ! ેટલાથીએ તેં સંતોષ ન માનતાં મારી એબ સભા વચ્ચે જોવડાવવાનો જબરો જેબ કર્યો. વનમાં કાઢ્યાથીએ જ્યારે તું રાજી ન થયો ્યારે તેં મારા પ્રિયપતિનો વિયોગ કરાવ્યો ! ( દીર્ઘ નિઃશ્વાસ નાખી ) ે રે ભુંડા ! મને આટઆટલું દુઃખ દઇ આખર તેં મારી આ દશા આણી ! ! હાય હાય ! મારાં માબાપને પાતાળમાં પેસારતાંય તને દયા નથી આવતી ! ! ( એમ બોલતાં બોલતાં પૃથ્વીપર પડી જાયછે અને દિવ્ય વસ્ત્રાલંકાર લઈ કુંજિકા નામની દાનવની માનવી દાસી પ્રવેશ કરેછે ). ( ચા ).

---

ને તું મંડિતા ( શત્રુના રક્તથી અલંકૃત ) તથા પંડિતા ( રણમાં શત્રુને હણવામાં ચતુર ), અને ઉડંડી ( ઉદ્દંડી ) —અતિશય પ્રચંડ થઇને તું રણમાં શત્રુ ઉપર રોપ રાખજે.

( ચા )પ્રવેશ ૩ જો. દૈવી ઉત્પત્તિ—દ્રૌપદી દેવના પ્રસાદથી યજ્ઞકુંડમાંથી ઉત્પન્ન થઈ હતી માટે તેની ઉત્પત્તિ દૈવી ( દેવના પ્રભાવથી થયેલી )કહીછે.

કુંજિકા—( પાંચાલીને પડેલી જોઇ ) હાય હાય ! આ બિચારી

---

' દેવને અને દૈત્યને સહજ વૈર છે અને તું દેવથી ઉપજેલી છે માટે દેવવર્ગ-
માંની છે; તેથી દૈત્યોને તારા પર સ્વાભાવિક વૈર ઉપજે અને તેઓ તને દુઃખ
દે, એવો સંજોગ મેળવવામાં દૈવનું કર્તવ્ય યોગ્યજ છે.' જો તું એમ કહેતો
હોય તો એમાં મારો શો અપરાધ છે, એમ દ્રૌપદીના એકદ્વારા તેની દૈવી ઉત્પ-
ત્તિ કહી બતાવી છે. કમી-( દુઃખ દેવામાં ). તે દુઃખ ગણાવે છે. પાંચ પતિ-
ની ઇ૦. સપત્નીઓનાં-શોક્યનાં. જો દ્રૌપદી એક પતિની સ્ત્રી હોત તો તે પતિની
સ્ત્રીઓજ માત્ર તેની સાથે શોક્યપણું રાખત; પણ આ તો પાંચ પતિઓની
પત્ની હોવાથી તે તમામ પતિઓની સ્ત્રીઓ જેઓ પરસ્પરસ દેરાણી જેઠા-
ણી થાય તે દ્રૌપદીની તો શોક્યોજ થઇ. ધીજપતીજ ઇ૦—રાવણને
ઘેરથી સીતાને આણ્યા પછી લંકા આગળની સંગ્રામભૂમિમાંજ સીતાએ
અગ્નિમાં પ્રવેશ કર્યો, અને તેમાંથી પાછી અક્ષત બાહાર નીકળી ત્યારેજ
રામે તેનો અંગીકાર કર્યો. એ દૃષ્ટાંત પોતાને લાગુ પાડીને દ્રૌપદી કહે છે કે,
સીતાનું દુઃખ જો કે સૌ કરતાં અધિક કહેવાય છે તથાપિ મારૂં દુઃખ વળી
તે કરતાં પણ અધિક છે. કેમકે સીતાને તો એકવાર અગ્નિમાં પેશી નીકળ-
વાનું હતું, પણ મારે તો વર્ષમાં અનેક વાર અગ્નિમાં પેશી નીકળવું પડે છે.
પાંચ પતિઓ પાસે દ્રૌપદી કેવી રીતે રહે, તે વિષે મહાભારતમાં કહે છે કે પ્રતિ-
માસે રજો દર્શનથી શુદ્ધ થયેલી દ્રૌપદી નિયમિત કાળ વીત્યે અગ્નિમાં પ્રવેશ
કરી શુદ્ધ થઈને બીજા પતિ પાસે રહેવાને જાય. તે જેના ઘરમાં હોય ત્યાં
બીજા ભાઇએ પ્રથમથી ખબર આપ્યા વિના જવું નહિ, વગેરે. આ
નિયમ તોડયા બદલ અર્જુનને બાર વરસ વનમાં જવું પડ્યું હતું, તે પ્રસિ-
દ્ધજ છે. દ્રૌપદી પોતાના ચીરહરણનો પ્રસંગ યાદ કરે છે: હાય ઇ૦—દ્રૌપદી
રજસ્વલા હતી તેમ છતાં દુઃશાસન તેને સભામાં પકડી ગયો હતો ! એ
વિષે દ્રૌપદી વસ્ત્રાહરણમાં હૃદયભેદક વર્ણન કરેલું છે: ત્યાં લખે છે કે—
" एकमंशुलनिचोलनिवीतां द्रौपदीमृतुमतीमतिदुष्टः । ઇ૦—" " જેણે એક
વસ્ત્ર પેહેરેલું છે તથા રજસ્વળા થઈ છે એવી દ્રૌપદીને દુષ્ટ દુઃશાસન કૌરવની
સભામાં લેઇગયો."

પતિ વિયોગથી મરણતોલ થઇ પડીછે ! આવીને દુઃખમાં શૂળો ઘોચવા પ્રભુએ મને સરજી તેના કરતાં માતપિતાએ દૂધપીતી કરી શા કાજે વરજી નહિ ! ( સભય ) રે ! હું બીજા વિચાર કેમ કરૂં છું ? વદાડ પ્રમાણે પાપી આવશે અને મેં વસ્ત્રાલંકાર નથી સજાવ્યા એમ જાણશે તો તે જરૂર મારૂં ભક્ષણ કરી જશે ! ! ( આમ તેમ જોઇ કનેના કુંડમાંથી પાણીનું ચાંગળું ભરી લાવી પાંચાલી પર છાંટેછે અને તેથી કમકમી ખાઇ દ્રૌપદી ઉઠી ઊભી થાયછે ). ( छा )

**પાંચાલી—**( નમન કરી ) અરે માતા ! મેં તમારો શો અપરાધ કર્યોછે કે કપાઇ પડેલી કેળનેય કચરી આનંદ માનોછો ? શિવ શિવ ! પ્રભુ તમારૂં ભલું કરો. ( जा )

**કુંજિકા—**( સભય અને સલજ્જ ) બેની ! હું નિર્દય રાક્ષસી

---

જેબ કર્યો—ગજબ કર્યો, એવા અર્થમાં લખેલું જણાય છે. પાતાળમાં ચેસારતાંય ઇ૦—કેમકે દ્રૌપદીનુ હરણ રાક્ષસ કરી ગયો, એ કલંક મારા માબાપને લાગવાથી તેમને બહુ નીચું જોવા જેવું થશે. માનવદાસી—કોઇ મનુષ્યજાતની રાક્ષસે પકડી આણેલી સ્ત્રી.

( छा ) શૂળો ઘોચવા—દુઃખમાં અધિક દુઃખ દેવા. દૂધ પીતી કરી—બાળપણમાંજ મારી નાખીને. વરજી નહિ—તજી દીધી નહિ ? વદાડ પ્રમાણે—વાયદો કર્યા પ્રમાણે. વસ્ત્રાલંકાર નથી સજાવ્યા—( દ્રૌપદીને ). છાંટેછે ઇ૦—મૂર્છિત દ્રૌપદીને સાવધ કરવાને.

( जा ) કપાઈ પડેલી ઇ૦—અર્થાત્ હું દુઃખથી કપાઇ પડેલી કેળના જેવી બેભાન બની ગઇ છું, તેને પાછી સાવધ કરીને શું કરવા વધારે દુઃખ દો છો ? દ્રૌપદીના વિલાપ વર્ણાયા છે માટે આક્રંદ નામે નાટયાલંકાર વર્ણાયો છે.

નથી, ઘાતકી નથી, પણ તને દુખિયારીને દુઃખ દેવા કહું છું કે આ વસ્ત્રાલંકાર તું પે'રચ પે'રચ. ( ज्ञ )

**પાંચાલી**—ના માતા ! એ હું નહિ પે'રૂં. એ અધમ મને શું કરનાર છે ? શું એ મારૂં ભક્ષણ કરશે ? હાય હાય ! એ ઘડી ક્યારે આવે કે હું ઘાતકી દૈવના દાવમાંથી છૂટી મારા પ્રિયતમને મળું ! ! ( ञ )

**કુંજિકા**—( પગે લાગી ) ઓ મારી વા'લી ! તું પે'રચ પે'રચ, નીકર એ મૂઓ મને ખઇ જશે, ખઇ જશે; ( એટલું બોલી આંખો મીચી દઇ થરથર ધ્રુજેછે ). ( ट )

**પાંચાલી**—( વિચાર કરી ) અરે દૈવ ! આ પ્રાયશ્ચિત્તની ભોગદારી પણ તું મનેજ કરવા બેઠો છું. વારૂ, મારૂં જે થવાનું તે થઇજ ચૂક્યું છે માટે મારાથી મરતા પે'લાં જે ઉપકાર થાય તે કરાય તો ઠીક. ( પ્રકાશ ) માતા મૂકો; હું પે'રીશ અને તમને ઉગારીશ. ( ठ )

---

( ज्ञ ) સભય—( રખેને આ સતી મને શાપ દેશે એમ જાણીને ). સલજ્જ—( આવી દુઃખીઆરીને આ અવસ્થામાં તેના મનની અણગમતી અલંકાર પેહેરવાની વાત કહેવી, એ મનુષ્યત્વની બહાર છે છતાં તે કરવું પડે છે માટે ).

( ञ ) અધમ—( દૈત્યનું વિશેષણ ). એ ઘડી ઇ૦—એ રાક્ષસ મારૂં ભક્ષણ કરે તેથી હું મૃત્યુ પામીને મારો પ્રિયતમ સ્વામી અર્જુન જે સ્વર્ગમાં છે તેને હું મળું એ વખત ક્યાંથી આવે ?—આ દુઃખ એવું છે કે તે કરતાં હું મરણ વધારે સુખકર માનું છું. દ્રૌપદી અત્યંત દુઃખી હતી એ ધ્વનિ. ( ट ) ધ્રૂજે છે ઇ૦—( ભયના અભિનય ).

( ठ ) આ પ્રાયશ્ચિત્તની ઇ૦—હું અલંકાર નહિ પેહેરૂં તેથી આ દાસીનું મૃત્યુ થશે તેની હત્યા પણ મને લાગશે, એવા વિચારથી આ વાક્ય

**કુંજિકા**—માડી ! તું પે'રે ત્યારેજ મારાથી જવાય.

**પાંચાલી**—( દાંત દાબી છાતી માથું કૂટી વલ્કલ પર દિવ્ય વસ્ત્ર ઓઢી લેછે) માતા ! જાવ, હવે તો તમે જીવતાં રે'શોને ? ( દ્વા ).

**કુંજિકા**—બેન ! તેં મને જીવતદાન આપ્યું તેથી તારૂં કલ્યાણ થશે ( એવે ત્યાં વિક્રાળ વેશધારી જટાસુર પ્રવેશ કરેછે અને કુંજિકા કંપતી કંપતી જતી રે'છે ).

**જટાસુર**—( પાંચાલીની પાસે જઇ ) અહો દેવ્યામ્ દિવ્યંબર ધારિન ત્વયા પરમેસરં સ્તવઇ વા મયા સ્મરોતી ! વદ વદ ત્વયા મયા પ્રેમ વત્તા ત્રિલોકમ્મિ પસરઇ જિમ જુણણમ્ કપ્પડમ્ ફૂટઇ તિમ જુણણમ્ પ્રેમ તું ત્યાગઇ. અહં દાન વેસર ત્વયા મુખ મગ્ગઇતિ અપ્પઇ. ( ઇત્યાદિ બોલી પાંચાલીને હાથ ઝાલી ખેંચે છે. તેને જીભ કરડી મરવાનો યત્ન કરતી જોઈ તે ત્યાં અલોપ થાયછે ). ( દ્વા )

---

દ્રૌપદીએ કહ્યું છે. થવાનું ઇ૦—અર્થાત્ હું તો મરવાની છુંજ. ઉત્તમ પાત્રની ઉદારતા ને દયાવૃત્તિની. વ્યંજના. (દ્વા) દાંત દાબી ઇ૦—(ક્લેશના અભિનય ).

( દ્વા ) અહો દેવિ ! દિવ્ય અંબર ( વસ્ત્ર ) ધારનારી ! તું પરમેશ્વરને સ્તવેછે વા મને સ્મરેછે ? વદ, વદ. તારી મારી પ્રેમવાર્ત્તા ત્રિલોકમાં પસરી છે. જેમ જૂનું કપડું ફાટે છે તેમ જૂનો પ્રેમ તું તજેછે—તું તજ. હું દાનેશ્વર ( છું ) તું મુખે માગશે તે આપીશ. જટાસુર દૈત્યની આ ભાષા છે. આ વિષે પાછળ ટીકામાં કેટલોક ખુલાસો કર્યો છે. એટલે અહીં તે ફરી લખતા નથી. કોઈ કહેશે કે મહાકવિ પ્રેમાનંદે શામાટે શુદ્ધ પૈશાચી ભાષાજ ન લખી ? તેનું કારણ અમને એમ લાગે છે કે આ ખેલ જો રંગભૂમિ પર ભજવી બતાવવામાં આવે તો તે વખતે જટાસુરના પાત્રની ભાષા બદલવી પડે; કેમકે જે ભાષા લોકો સમજી શકે નહિ તે ભાષા યોજવાથી નાટકકારનો હેતુ રદ જાયછે. માટે કવિએ સંસ્કૃત પ્રાકૃત મિશ્ર કર્યું મેં પણ બહુ ભાગે પ્રાકૃતને મળતા પ્રયોગો વાપરી શ્રોતાને સમજા

**પાંચાલી**—( કેટલી વારે શુદ્ધિમાં આવી ત્યાં દાનવને ન જોયાથી ) હા પતિ ! મારૂં રક્ષણ કરો રક્ષણ કરો. રે ભ્રાતા દાનવ ! તું મારૂં ભક્ષણ શે નથી કરતો ? ( નિઃશ્વાસ નાખી ) અરે હાય ! આ દુખિયારી દેહ તેના ખાવાના કામમાંય નહિજ આવે નહિજ આવે ! રે પ્રભુ ! મેં તારો શો અપરાધ કર્યો છે કે મને એક પછી એક વધારે ને વધારે દુઃખ તું દીધા કરે છે ? હે દૈવ ! હવે આ પરપુરૂષસ્પર્શના દુઃખથી દીન થઇ હું મારા પ્રાણનું દાન તને આપું છું, તે લઇને જો તું પ્રસન્ન થઇશ તો હું તારી નરકમાં પડ્યા છતાંય ઓળગો કરવી ભૂલનાર નથી ! ! ( ઇત્યાદિ બોલી છાતીમાથું કૂટતી માથાના વાળ તોડતી અને મોટેથી હા દૈવ ! હા દૈવ ! એમ બૂમો પાડતી પૃથ્વીપર પડે છે ). ( ણા )

( એવે ત્યાં અર્જુનનું રૂપ ધારણ કરેલો જટાસુર પ્રવેશ કરેછે ).

**જટાસુર**—( પાંચાલીની પાસે જઇ ) અરે પ્રાણપ્રિયા પાંચાલી ! સાવધ થા સાવધ થા; જો આ હું પૃથાપુત્ર પાર્થ તારૂં રક્ષણ કરવા આવી પહોચ્યોછું. હવે તું ભય તજી મારૂં મન પ્રસન્ન કરચ પ્રસન્ન કરચ ( તા )

---

તેની પણ ઉત્તમ પાત્રોથી રાક્ષસ જેવું અધમ પાત્ર ઓળખાઇ આવે તેવી ભાષા લખી છે એજ ઠીક કર્યું છે.

( ણા ) આ દુઃખિયારી ઇ૦—( કેમકે દુઃખથી તે એટલી બધી સૂકાઇ ગઈ છે કે તેમાં તેને ખાવા જેવું કાંઈ રહ્યુંજ નથી ! ! નરકમાં ઇ૦—આત્મહત્યા કરવાના પાપથી મને ઉત્તમ ગતિ તો મળનાર નથીજ, માટે મારે નરકમાં પડવું પડશે. એ નરકમાં પડ્યા છતાંય હું તારી ઓળગો કરીશ—માનતા—પાડ માનીશ. પરપુરૂષનો સ્પર્શ કરવા કરતાં મૃત્યુ પામીને નરક વેદના વેઠવી એ હજાર ગણું સારૂં છે, એ ધ્વનિ.

( તા ) પૃથાપુત્ર પાર્થ—કુંતીનો પુત્ર અર્જુન. હવે ઇ૦—હવે તું

( પૃથાપુત્ર પાર્થ એટલું સાંભળી પાંચાલી એકાએક ઊઠી ઊભી થાય છે અને એકીટસે અર્જુન રૂપ ધારી જટાસુર સામું જોયા કરેછે ).

**પાંચાલી**—પ્રભુ પાર્થ ! તમે સ્વર્ગમાં ગયા ત્યારે મેં તમારી પાસે જે મંગાવ્યું હતું તે ક્યાં છે? ( થા )

## શ્લોક.

**જટાસુર**—( વિચાર કરી ) લે આ હાર મગાવિયો સ્વરગથી

**પાંચાલી**—આહાર શે ના કરો ?

**જટાસુર**—હા આહાર કરૂં સદા સુખી રહો,

**પાંચાલી**—કંઠે ન પેટે ધરો;

**જટાસુર**—વા'લી હા કરૂં એમ હું, અધિક શું ?

**પાંચાલી**—સૌ દુઃખ આવ્યું હરો;

**જટાસુર**—છે શું કષ્ટ ? વૃથા કથા વદતો રે',

---

રાક્ષસનું ભય તજી દે, એ વાક્ય તો જાણે ઠીકજ છે; પણ ' મારૂં ' મન પ્રસન્ન કરય ' એ વાક્ય દ્રૌપદીને શંકા જેવું થઇ પડેછે કેમકે એ વાણી ભયમાંથી બચાવવા આવેલા પોતાના પતિના મુખમાંથી ન નીકળે, પણ પ્રાર્થના કરનારના મુખમાંથી નીકળે. આવી શંકા ઉપજવાથીજ દ્રૌપદી એકાએક ઊભી થયા પછી જટાસુર સામે જોઈ રહેછે, એમ વર્ણવ્યું છે.

( થા ) ઉપર કહ્યા પ્રમાણે સંદેહ ઉપજવાથી દ્રૌપદી તેને સંદેહ નિવર્તક પ્રશ્ન પૂછે છેઃ પ્રભુ પાર્થ ! ઇ૦—જે મંગાવ્યું હતું તે—( આમ મોઘમ પૂછવાથી જો ખરો પાર્થ હશે તો તેનો ઉત્તર મને યથાર્થ મળશે. જો ખોટો ઉત્તર મળશે, તો આ પાર્થ નહિ પણ માયાવી રાક્ષસ છે એમ હું માનીશ, એવો દ્રૌપદીનો મનોભાવ આ વાક્યથી સૂચવ્યો છે. )

**પાંચાલી**—છે એમ ના વીસરે. ૧૯

( એટલું બોલી પાંચાલી પૃથ્વી પર પડેછે અને જટાસુર તેની કને જઈ પ્રેમભાવથી તેને શુદ્ધિમાં લાવી આ પ્રમાણે પૂછે છે ). ( દા )

---

( દા ) જટાસુર ઈ૦—અહીંથી જટાસુર અને દ્રૌપદીનાં સંવાદ વાક્ય શાર્દૂલવિક્રીડિત છંદમાં છે. જેમ,—

" લે આ હાર મગાવિયો સ્વરગથી, આહાર શે ના કરો ? " ઇત્યાદિ. લે ઇ૦—દ્રૌપદીનો પાછલો પ્રશ્ન જાણી રાક્ષસે વિચાર્યું કે પરગામ જતા સ્વામી પાસે સ્ત્રી પોતાના અલંકાર મંગાવે માટે દ્રૌપદીએ પણ સ્વર્ગમાં જતા અર્જુન પાસે હાર મંગાવ્યો હશે. એમ ધારી તે કહે છે કે, તેં સ્વર્ગમાંથી જે હાર મંગાવ્યો હતો તે આ રહ્યો, ( એમ કહી તેને હાર બતાવે છે ). આ વાક્યથી દ્રૌપદી જાણી જાયછે કે આ અર્જુન નથી, પણ દૈત્ય છે. અને તેથી પોતે મરણ ઇચ્છી તેને કહેછે કે, આહાર ઇ૦—તમે મારો આહાર કેમ કરતા નથી ?—મને ખાઇ કેમ જતા નથી ? રાક્ષસ સમજેછે કે, તેને સ્વર્ગમાંથી આણેલો હાર જોઈતો નથી, પણ હું જાતે બનાવું ( ગૂંથું ) તે જોઇએ છીએ. અને તેથી તે કહે છે કે, હા ઇ૦—હા, હું આ તારે માટે હાર કરૂંછું; હવે તમે સદા સુખી રહો. ( એમ કહી હાર તેને કંઠે નાખવા જાયછે ). તે જોઈ દ્રૌપદી કહેછે કે, તમે આ હાર મારે કંઠે નાખશો નહિ; પણ ( મારો ) આહાર કરતા હો તો ( મારા દેહરૂપી ) આહારને તમારા પેટે ( પેટમાં ) ધરો—મને ખાઇ જાઓ. જટાસુર સમજેછે કે દ્રૌપદી પોતાને મારા પેટ ઉપર બેસાડવાનું કહેછે. તેથી તે બોલે છે કે, વા'લી ઈ૦—વાહાલી દ્રૌપદી ! હું એમ કરૂં ( તને મારા પેટ ઉપર બેસાડું ) પણ એથી અધિક શું છે ? અથવા દૈત્ય હારને દ્રૌપદીના પેટ ઉપર મૂકવાનું સમજ્યો, અને કહ્યું કે, હા, હું એમ કરૂંછું; પણ એથી અધિક શું છે ? અથવા એ કરતાં હવે હું અધિક કામ શું કરૂં તે કહે. તે સાંભળી દ્રૌપદી કહેછે કે, સા ઈ૦—અધિકમાં એ કે તમે ગારૂં આવેલું સૌ દુઃખ હરો—મને ખાઈ જઇને આ દુઃખમાંથી છોડાવો, એ **વ્યંજના.** તે છે શું ઇ૦—તારે શું કષ્ટ છે ? તું વૃથા કથા વદતી છાની રહે. એમ બોલ નહિ. છે એમ ઇ૦—દ્રૌપદી કહેછે કે, એમજ છે —દુઃખજ છે;

**જટાસુર**—ન શું ઓળખ્યો હા પ્રિયા ! પાર્થ હું છું,

**પાંચાલી**—તદા પ્રાણ આ લ્યો, હું જાણી કહું છું;

**જટાસુર**—પ્રિયા ! એમ શું ઓછું લાવે મને તું,

**પાંચાલી**—ન ઓછું મને ભ્રાત ! જો જીવ લે તું. ૨૦

**જટાસુર**—( નિષ્ફળ થયાથી સ્વ સ્વરૂપ ધારણ કરી સક્રોપ ) માયા ન માનઇ તદા ત્વાયા પરિ બલાત્કાર બનઇ. ( એટલું કહી દ્રૌપદી કને ઉતાવળો જાયછે અને દ્રૌપદી આમથી તેમ નાસેછે તેની પાછળ દોડી તેને પકડી આલિંગન દેવાનું કરેછે તેથી )

**પાંચાલી**—( નિઃશ્વાસ નાખી વિચાર કરી ) બે ઘડી પછે આ દેહ તમારે હવાલે કરીશ માટે મને મૂકી ધો. ( ઘા )

---

તમે વીસરો નહિ. અથવા મને દુઃખ છે માટે તમે મને ખાઈ જવાનું વીસરી જશો નહિ.

૨૦ ન શું ઇ૦—( ભુજંગી છંદ ). દ્રૌપદીએ પોતાના ભેભાનપણાને લીધે હજી મને અર્જુન જાણ્યો નથી, એમ માનીને જટાસુર તેને કહેછે કે, શું તેં મને ન ઓળખ્યો ? હા ! મારી વાહાલી ! એ તો હું પાર્થ ( અર્જુન ) છું. દ્રૌપદી તેના કપટને જાણીને નિર્વેદ પામીને કહેછે કે, હું જાણીને ( તમે કોણ છો તે ઓળખીને—અર્થાત્ તું રાક્ષસ છે તે સમજીને ) કહું છું કે ત્યારે તમે મારા પ્રાણ લ્યો. દ્રૌપદીને આમ મરવા તતપર થયેલી જોઇને તેને મનાવવાને રાક્ષસ કહે છે કે, હે પ્રિયા ! તું મને ( મનમાં ) એમ ઓછું શું લાવે છે ?—દિલગીર શામાટે થાય છે ? રાક્ષસ પોતાને 'પ્રિયા' કહીને બોલાવે છે, પણ તે વાતનો પોતે સ્વીકાર નથી કરતી એમ બતાવવાને રાક્ષસને દ્રૌપદી 'ભ્રાત !' એવું સંબોધન કરીને કહે છે કે, હે ભ્રાત ! જો તું મારો જીવ લે તો પછી મારે કાંઈ ઓછું નથી ! ! અર્થાત્ જીવ ગયાથી દુઃખનો નાશ થશે તેનેજ હું સુખ માની લેઇશ.

( ઘા ) સ્વસ્વરૂપ—પોતાનું ખરું રાક્ષસી રૂપ. મયા ઇ૦—( જો તું )

**જટાસુર—**( અત્યાનંદ પામી ) અસ્તુ. યદા ગમીસ્યામી. કિન્તુ પ્રિયા ! અન્યથા સમયે મયા ત્વયા અન્યથા વાચા ન શ્રુત્વં ન શ્રુત્વં. ધન્યા ધન્યા, દ્રુપદકન્યા, ! ધન્યા, અહં પ્રસન્નકરોસ્મિ.

( ઈત્યાદિ બોલતો ચાલ્યો જાયછે ). ( ना )

**પાંચાલી—**( દાનવને ગયો જોઇ વસ્ત્રાદિ સજ કરી વેણીના કેશ છોડી તેનો ફાંસો ગળામાં નાખી ઉંચે ચડી છેલ્લો છેડો દૃઢ સ્થળે બાંધી હાથ જોડી આ પ્રમાણે પતિની પ્રાર્થના કરેછે. )હે પાંડુનંદનો ! આ અપરાધાણના અપરાધ ક્ષમા કરજો. ( એટલું બોલી દીર્ઘ નિઃશ્વાસ નાખી દાંત વચ્ચે જીભ દબાવી કેશપાશ ખેંચાય તેમ લટકવાનું કરેછે એવે એકાએક યુધિષ્ઠિર, ભીમ, નકુલ, અને સહદેવ પ્રવેશ કરી પાંચાલીને ઉંચલી લે છે ). ( पा )

**ભીમ—**( દ્રૌપદીને હૃદે સાથે ચાંપી ) પ્રિયા ! આ ભીમ સતાં આ દશાનો અનુભવ કરવો ઉચિત નથી. ( फा )

**પાંચાલી—**( દાનવની માયા સમજી ) રે ભુંડા ! મને મરવાદે

---

મારૂં નહિ માને ત્યારે તારા ઉપર બળાત્કાર બનશે. આ દેહ ૯૦.—બે ઘડીમાં મારૂં મૃત્યુ થશે પછી ગમે તો તું તેને ખાઈ જજે.

( ना ) અત્યાનંદ પામી—ઘણો આનંદ પામીને. ( બે ઘડી પછી દ્રૌપદીનો દેહ મારે સ્વાધીન થશે એમ માનીને; પણ દ્રૌપદીનો બોલવાનો ખરો મર્મ ન સમજીને. ) અસ્તુ—ભલે, તેમ હો. યદા ૯૦—ત્યારે તો હું જઇશ. પણ પ્રિયા ! બીજે સમયે હું તારી બીજી વાણી નહિ સાંભળું. ધન્ય છે, ધન્ય છે, દ્રુપદ કન્યા ! ધન્ય છે. મને પ્રસન્ન કર્યો છે.

( पा )—પાંડુનંદનો—પાંડુ રાજાના પુત્રો ! ( फा ) આ દશાનો—ફાંસો ખાઇ બળાત્કારે જીવ કાઢવાની સ્થિતિનો.

નરવાદે જો આ મારી જીભ કરડી હવડાંને હવડાંજ તારા મનોરથ હું પૂરૂં છું. (ષા)

(એટલું બોલી જોરથી જીભ કરડે છે તેને અટકાવી)

**ભીમ**—પ્રિયા ! આ હું તારો પતિ પ્રત્યક્ષ વૃકોદર છું. એની પ્રતીતિ માટે સ્મરણ કરય કે મેંજ તને પ્રસન્ન કરવા મંત્રાનંદને માનીતો કરાવ્યો'તો. (ભા)

**પાંચાલી**—(એકાએક સાવધ થઈ આમ તેમ જોઈ) કોણ પ્રિયતમ પતિ ! શું આ આર્યપુત્ર ! નાથ નકુલ ! પ્રિય સહદેવ ! તમારા વિના મારી વાર કોણ કરે ? કોણ કરે ? (મા)

---

(ષા) તારા મનોરથ પૂરૂં છું—મરણ પામી મારો દેહ તને અર્પણ કરૂં છું. (ભા) દ્રૌપદી પોતાને ઓળખતી નથી તેથી ભીમ સમજી જાય છે કે એના મનમાં દાનવની માયાનો ભ્રમ છે. એ ભ્રમ દૂર કરવાને ભીમ તેને નિશાની આપે છેઃ એની પ્રતીતિ ઇ૦—હું ભીમ છું, અને રાક્ષસની માયા નથી તેની સાબિતી માટે તું સંભાર કે આ રાક્ષસ જ્યારે મંત્રાનંદ થઇને આવ્યો ત્યારે મેંજ તને પ્રસન્ન કરવાને યુધિષ્ઠિરને ભલામણ કરી તેને માનીતો કરાવ્યો હતો. (પાછળ વર્ણાયલા ભીમ અને દ્રૌપદીના વન મેળાપનું અહીં સ્મરણ કરવું. ત્યાં કામેચ્છાથી મત્ત થયેલા ભીમ પાસે દ્રૌપદીએ મંત્રાનંદનો પક્ષ કરવા ભીમને ભલામણ કરી હતી. આ વાત તેમની એકાંત ગોષ્ઠી હોવાથી ભીમ કે દ્રૌપદી વિના બીજું કોઈ જાણતું નહોતું. તે વાત ભીમ અહીં બોલ્યો તેથી તે માયાવી રાક્ષસ નથી પણ ખરોજ ભીમ છે, એવી દ્રૌપદીની ખાતરી થાય છે.)

(મા)આર્યપુત્ર—યુધિષ્ઠિર. પતિ, આર્યપુત્ર, નાથ, અને પ્રિય, એ ચારે સંબોધન સ્ત્રી સ્વામીને લગાડી શકે છે, એમ વર્ણીને દ્રૌપદીની સઘળા પતિઓ વિષે સમાનતા બતાવી છે.

**યુધિષ્ઠિર**—ભ્રાત ભીમ ! આપણું ગમે તેટલું બળ હોય તથાપિ શત્રુના મંદિરમાં હવે વધારે રહેવું ઉચિત નથી. ( या )

**ભીમ**—કંઇ ભય નથી; તથાપિ તમે ત્રણ જણ પાંચાલીને લઇ જાવ અને હું મિષોન્મિષમાં એ દુષ્ટનો નાશ કરી આવુંછું. ( रा )

**યુધિષ્ઠિર**—વારૂ અમે એમ કરીએ છીએ; કિંતુ જ્યારે તમે એ દુષ્ટનો નાશ કરી અમને આવી મળશો ત્યારેજ જીવમાં જીવ આવશે. ( એટલું કહી દ્રૌપદીને લઈ ત્રણે જણ ચાલ્યા જાયછે ). ( ला )

( કામથી મત્ત થયેલો અને પાંચાલીને ન પેખવાથી ગભરાયલે જટાસુર પ્રવેશ કરેછે ).

**જટાસુર**—( આમ તેમ જોઇ ) અરે હા ! કામની કુત્ર ગચ્છતિ. પ્રિયા પ્રિયા ! અમિ આવઇ છઇ. વદ્ય વદ્ય વામ શે બનઇ ? ( એટલું કહી અલોપ થઇ જાયછે અને ભીમના જેવું રૂપ ધારણ કરી અયિ પ્રિયે ! તું ક્યાં છે ? ક્યાં છે ? એમ બૂમો પાડી પાંચાલીને આમ તેમ ખોળે છે ). ( वा )

---

( या ) શત્રુના મંદિરમાં—રાક્ષસના ઘરમાં. સ્વસ્થાનમાં રહેલો શત્રુ બીજાનો સેહેલથી પરાભવ કરી શકે છે, એ વાત નીતિશાસ્ત્રમાં પ્રસિદ્ધ છે તેને અનુસરીને આ યુધિષ્ઠિરનું વચન છે.

( रा ) કંઇ ભય નથી—આ વચન ભીમનો પોતાના બળનો વિશ્વાસ સૂચવનારૂં છે. મિષોન્મિષમાં—આંખ ઉઘાડી મીંચતાં જેટલી વાર લાગે તેટલી વારમાં. ( ला ) એમ કરીએ છીએ—જઈએ છીએ.

( वा ) અરે હા—અરે હાય ! કામની ( દ્રૌપદી ) ક્યાં ગઇ ? પ્રિયા પ્રિયા ! અમે આવ્યા છીએ, વદ વદ, વામ ( વાંકી—આડી—હઠીલી ) શે બને છે ? દ્રૌપદીને ન દેખવાથી રાક્ષસે ધાર્યું કે કાં તો હજી તેની મારા પર પ્રીતિ નથી થઇ, અથવા તો મને રાક્ષસી રૂપમાં દેખીને બીહે છે, માટે હવે હું એને ઘણા વાહાલા ભીમનું રૂપ લેઇને એની પાસે જાઉં તો એ

( દ્રૌપદીએ ત્યાગ કરેલું દિવ્ય અંબર ઓઢી લઇ અહીંથી તહીં સંતાતો ભીમ દેખાય છે ).

**ભીમ**—( જટાસુરને જોઈ ) આહા ! દાનવની માયા કેવી આશ્ચર્યકારક છે ! ! મારા ખરા દેહમાં અને એના કર્ત્રિમ દેહમાં કંઇ પણ અંતર મારાથી કાઢી શકાતો નથી. હવે કંઇ પણ કાલગત ન કરતાં આવા ભયંકર માયાવીનો સત્વર નાશ કરવો જોઇએ. ( જટાસુર દેખે તેમ ખુંખારો કરી સંતાયછે ). ( શા )

**જટાસુર**—પ્રિયા પ્રસન્ન થા પ્રસન્ન થા. જો મારી માયાનો મહિમા કેવો અગાધ છે. ( એટલું કહી ઉતાવળે દોડી ભીમરૂપ ધારી દ્રૌપદીને ખેંચી આલિંગન દેવા જાય છે અને તે જોઇએ તે રીતે ખેંચી શકાતી નથી ). ( ષા )

**ભીમ**—મને તો તમારા આવા ચાળા જમપુરમાં જવા જેવા લાગે છે ! મારો હાથ તમે સાંચો તે મારે તમને ઠેઠ પોંચાડવા પડશે. હાય હાય ! તમારામાં આટલુંજ જોર છે કે ? તમે ભીમના જેવું રૂપ ધારણ કર્યું છે તેથી હું અવશ્ય તમારી આશા પૂરીશ. અસુરેશ્વર ! પ્રેમ તો ત્યારેજ પૂરો ગણાય કે જ્યારે પ્રેમી જનોનું એક રૂપ દેખાય. આપણો પ્રેમ એવો થવાને તમે ભીમનું રૂપ ધારણ કર્યું છે. અને મારેય ભીમ રૂપ થવું પડશે એટલે રક્તતાનો પ્રવાહ વહ્યા વગર રહેનાર નથી.

---

ભોળવાશે. એ વાત સૂચવવાને કવિ લખે છે કે—એટલું કહી ઇ૦. અયિ—કોમળ સંબોધન વાચક અવ્યય.

( શા )—ત્યાગ કરેલું—નાખી દીધેલું. અંબર—વસ્ત્ર. અંતર—તફાવત. માયાવીનો—કપટવડે અનેક પ્રકારના છળપ્રપંચ કરનારનો ( ષા ) અગાધ—જેનું ઉંડાણ માપી શકાય નહિ એવો.

કેમ રાક્ષસેશ્વર ! મારૂં કહેવું ખરૂં છેને !( એમ કહી તાળી આપે છે તેથી દાનવનો હાથ જૂઠો પડ્યા જેવો થઇ જાય છે. ) ( સા )

---

( સા ) હવે કામાંધ થયેલા ભીમરૂપધારી રાક્ષસને ભીમ સ્ત્રીના જેવું બોલી ભમાવે છે, અને તેને મારવાનો ઘાટ કરેછેઃ મને તો ઇ૦— અર્થાત્ તારાં આવાં લક્ષણથી તું તો મરવાનો થયો છે એમ લાગે છે. રાક્ષસ સમજે છે કે, મારા આવા પ્રેમ ભરેલા ચાળાથી દ્રૌપદી મને નગરમાં જવાનો હોઉં એમ માનેછે. ' જમપુરમાં ' એ શબ્દનો છેદ કરી ' જયમ પુરમાં ' એવો અર્થ કરવો. એવી રીતે અહીં અને હવે પછી અંક પૂરો થતા સુધી આવીજ શ્લેષરચના છે, તે સ્પષ્ટ સમજાવા માટે આ નીચે ભીમના વાક્યનો અર્થ તથા રાક્ષસ તે વાક્યનો જે અર્થ સમજે છે તે બતાવ્યાં છેઃ—

મારો હાથ ઇ૦. ભીમ—મારા હાથને તેં ખેંચ્યો તે માટે મારે તનેં ઠેઠ જમપુરીમાં પોહોચાડવો પડશે ( તને મારી નાખીશ ).

રાક્ષસ સમજેછે—મેં દ્રૌપદીનો હાથ ઝાલ્યો માટે એ મારી સાથે મરતાં લગી પ્રીતિ નભાવી રાખશે.

હાય હાય ઇ૦. ભીમ—રાક્ષસ ! તું છેક નિર્બળ છે; મારા આગળ તારી શી ગણના છે ?

રાક્ષસ સમજેછે—આ તો સ્ત્રીઓનાં સ્વાભાવિક લાડનાં વચન છે.

તમે ઇ૦. ભીમ—તું આવા વેષ બદલી સ્ત્રીઓને છળવાના અધમ પ્રપંચ કરેછે માટે હવે હું તારી આશા પૂરીશ ( વક્રોક્તિ )—તને મારી નાખીશ અથવા તારી આશા ( દિશાઓ—જવાના માર્ગ ) પૂરીશ ( બંધ કરીશ ): અર્થાત્ હવે મારા હાથમાં તારે નાસવાબારી રહી નથી.

રાક્ષસની સમજ—હું ભીમના જેવો દેખાઉંછું તેથી દ્રૌપદી બહુ પ્રસન્ન થઇને મારી કામવાસના પૂર્ણ કરશે.

અસુરેશ્વર ઇ૦. ભીમ—પ્રેમી જનોનાં મન એકએક સાથે મળી જઈને તે એક રૂપ થયાં હોય ત્યારેજ પ્રેમ પૂરો ગણાય. અર્થાત્ તું કેવો

**જટાસુર—** ( સલજ્જ ) પ્રિયા ! તું શું આવી શક્તિમાન પણ છે ! ! અહા ! તારા મારાં સંયોગનું ફળ ત્રિલોકીને જીતનાર

---

અધમ છે કે પ્રેમ કરવાને જ્યાં મનવડે મન ખેંચવાની જરૂર છે ત્યાં આવા છળકપટ આદિક દુષ્ટ ઉપાયો યોજે છે ! !

રાક્ષસની સમજ—પ્રેમીજનના શરીરની આકૃતિ એક બીજાને મળતી આવે ત્યારે પ્રેમ પૂરો ગણાય.

આપણો ઈ૦. ભીમ—તેં કપટથી ભીમનું રૂપ ધારણ કરી દ્રૌપદીનો છળ કર્યો છે માટે, પૂર્વે તને મંત્રાનંદ માની હું જે પ્રેમ તારાપર રાખતો હતો તે હવે એવો ( પૂરો—સમાપ્ત ) થયો છે.

રાક્ષસની સમજ—મેં ભીમનું રૂપ ધારણ કર્યું તેથી દ્રૌપદીનો મારા પ્રતિ સંપૂર્ણ પ્રેમ થયો છે.

અને ઈ૦. ભીમ—તારાં આવાં નીચ કર્મથી મારે ભીમ ( ભયાનક ) રૂપવાળા થવું પડશે. અને હું એવું ભયાનક રૂપ ધારણ કરી તારો વધ કરીશ એટલે રક્તતાનો ( રાતાપણાનો—લોહીનો ) પ્રવાહ વહેશે.

રાક્ષસની સમજ—દ્રૌપદી મારી સાથે એક રૂપ થવાને મારા જેવું એટલે ભીમનું રૂપ ધારણ કરશે, અને તેથી રક્તતાનો ( અનુરાગનો—પ્રીતિનો ) પ્રવાહ વહેશે. ( દ્રૌપદી યજ્ઞકુંડમાંથી ઉપજેલી છે માટે કદાચ દૈવી ચમત્કારથી એ પણ રૂપ પાલટી શકતી હશે, એમ રાક્ષસ માને છે. અને એટલાજ માટે કવિએ પાછળ દ્રૌપદીને દેવથી ઉપજેલી કહી બતાવી છે ).

કેમ ઈ૦. ભીમ—મારૂં કહેવું ખરૂં છે—હું તારો વધ કરવા સમર્થ છું, તેની સાબિતી માટે જો હું આ તાળી આપી હાથ ઉતારી નાખું છું !

રાક્ષસની સમજ—દ્રૌપદી ખુશી થઇ મને તાળી આપે છે, પણ દૈવી ઉત્પત્તિ હોવાથી તેમાં બળ માલમ પડે છે.

નીવડવું જોઇએ કિંતુ પ્રિયા! તારૂં મુખ તું કેમ ઢાંકયા કરેછે? અને તારા કરાદિએ સૌભાગ્યસૂચક કંઇ પણ ચિન્હ કેમ જોવામાં આવતાં નથી (हा).

**ભીમ**—જમપ્રાઘૂર્ણ જવાની ઉતાવળ કરેછે તમ મારૂં મુખ પણ ભીમપતિ તમ કરે ત્યારે દેખાડવાનો ચાલ છે. સૌભાગ્યના વૈંગવાળો તો સુર હોય અને અસુર તો અસૌભાગ્યના કરનાર થનાર હોય! પણ હવે ચાલો ચાલો મારી કામવાસના ઉતાવળ કરી રહીછે. (कि)

---

(हा) સલજ્જ—(સ્ત્રીની તાળીથી હાથ જૂઠો પડી ગયો તેથી). દ્રૌપદીને બળવાન માની તેથી થનાર સંતતિ વિષે આશા બાંધે છેઃ અહા! ઇ૦. ભીમ પોતે ઓળખાઇ ન જાય માટે પોતાનું મુખ ઢાંકે છે. અને તેને હાથે કંકણ નથી તે જોઇને લગાર શંકિત થઇ ખુલાસો પૂછે છેઃ કિંતુ ઇ૦. કરાદિએ—હાથ વગેરેમાં. સૌભાગ્યસૂચક ચિન્હ—સૌભાગ્ય બતાવનારી નિશાની—કંકણ વગેરે.

(कि) જમ ઇ૦. ભીમના વાકયનો અર્થ—જમ (જેમ) પ્રાઘૂર્ણ (પરોણો) જવાની ઉતાવળ કરે છે ('મને ઘેરથી નીકળ્યે બહુ દહાડા થઇ ગયા છે માટે હવે તો નહિ રહું,' વગેરે કહીને) તમ (તેમ) ભીમપતિ (દ્રૌપદીનો પતિ ભીમ) તમ (તેમ—જમપ્રાઘૂર્ણ—જમનો પરોણો કરે—અર્થાત્ તને ભીમ જમપુરીમાં મોકલી દે, ત્યારે તું મારૂં મુખ દેખે, એવો ભાવ છે. અર્થાત્ પાંડવપત્નીની ઇચ્છા કરનારને જમપુરીમાં મોકલવો એવો પાંડવોનો રિવાજ છે.

રાક્ષસની સમજ—જેમ ઘેર આવેલો પરોણો જવાની ઉતાવળ કરે છે, તેમ જ્યારે મારો ભીમપતિ (ભીમ રૂપ થયેલો હું) તમ (તેમ—ઉતાવળ) કરે ત્યારે મારૂં મુખ દેખાડવાનો ચાલ છે માટે મારે હવે દ્રૌપદીને શયનાગારમાં લેઈ જવાની ઉતાવળ કરવી જોઇએ. અથવા, ભીમપતિ તમ (અંધારૂં) કરે ત્યારે મારૂં મુખ દેખાડવાનો ચાલ છે. મતલબ કે દ્રૌપદી અજવાળે મને મુખ દેખાડવા શરમાતી હશે માટે હું જે ભીમરૂપ થયો છું તેણે અંધારૂં કરવું જોઈએ—અંધારે એને લેઈ જવી જોઇએ.

**જટાસુર—**પ્રિયા. ધન્ય છે! ધન્ય છે! પણ જો તારી ઇચ્છા હોય તો આ આરામમાંજ મને સદાનો આરામ પ્રાપ્ત થશે. ( खि )

**ભીમ—**( શરીર મરડી ) ના નાં, મારે તો તમારૂં અજવાળું નથી રાખવું; અંધારૂં કરવા ધારનારને અજવાળામાં લાજ ના આવે કે ? તમે તો નિર્લજ અને કપટી છો. એ બધાય દુર્ગુણ હું બે પળ પછે જોનાર નથી. ( गि )

---

સૌભાગ્યના ઈ૦. ભીમ—અમારે સૌભાગ્ય જોઈએ એવી ઈચ્છા તો દેવને હોય; પણ તું તો અસુર છે તે બીજાને અસૌભાગ્ય કરનારો અને પોતે અસૌભાગ્ય ( ભાગ્યહીન ) થનારો છે.

રાક્ષસની સમજ—સૌભાગ્ય એ તો દેવોનો એક વેહેમ છે. પણ બળવાન અસુર તો બીજાને અસૌભાગ્ય કરનારા ( તેમના પતિઓને મારીને રંડાપો આપનારા ) તથા અસૌભાગ્યના થનારા ( તેવી અસૌભાગ્યવંતી સ્ત્રીઓનું હરણ કરી લાવીને તેમના પતિ થનારા ) હોય.

પણ ઇ૦. ભીમ—પણ હવે મારી કામવાસના ( તારો વધ કરવાની મનમાં જડાઈ રહેલી વાસના ) ઉતાવળ કરી રહી છે—તને મારવાને અધીરો બની રહ્યો છું.

રાક્ષસની સમજ—દ્રૌપદી મને પતિ ભાવે ભજવાને અધીરી થઈ રહી છે.

( खि ) આ આરામમાંજ ઈ૦—આ આરામમાં( બાગમાં )જ મને સદાનો આરામ થશે—હમેશાં હું તારી સાથે વિલાસ કરી આનંદ પામીશ. એના આ બોલવામાં એવો અમંગળ અર્થ રહ્યોછે કે, આ બાગમાંજ હું હમેશને માટે આરામ પામીશ—મરી જઇશ.

( गि ) ભીમ ઇ૦. ભીમ—હું તને જીવતો રાખીને તારા ઘરમાં કે કુળમાં અજવાળું રાખવા ઇચ્છતો નથી; કેમકે હું તો તારા કુળનું અંધારૂં ( તારો નિર્વંશ કરીને ) કરનારો છું; તેં મારૂં આટલું બધું અપ્રિય કર્યા

**જટાસુર**—પ્રિયા ! મારો અંત થતા સુધી હું તને તજનાર નથી. કૂડકપટ આદિ સહુ તારાથી મારૂં તજાયલું માનજે. ( ઘિ )

**ભીમ**—હાસ્તો શા જીવ્યા સારૂં. ( ચિ )

**જટાસુર**—( ભીમનો હાથ ઝાલી ) પ્રિયા ! આ અંતઃપુરમાં ચાલ્ય, ત્યાં તારી ઇચ્છા પૂરાશે અને મારા મનોરથનો અંત આવી રહેશે. ( એમ વાતો કરતા બંને ચાલ્યા જાય છે અને થોડી વાર પછે નેપથ્યમાંથી બૂમેં પડેછે કે, પ્રિયા છોડય છોડય, આ તારા પ્રેમાલિંગને મારા અસ્થિ ભા-

---

છતાં હું જો તારા કુળમાં અજવાળું રાખું તો મારે મારા વીરત્વ માટે લાજવું પડે !

રાક્ષસની સમજ—કામવિલાસની વાત હોવાથી આ સ્ત્રી અજવાળામાં લાજે છે, માટે એ અંધારૂં કરવાનું કહેછે.

તમે તો ઇ૦. ભીમ—તું લાજ વગરનો કપટી દૈત્ય છે, પણ એ પળ પછી હું તને મારીશ એટલે એ દુર્ગુણ મારા જોવામાં નહિ આવે—અથવા એ પળ પછી તારા એવા દુર્ગુણ હું સાંખી રહેનાર નથી—એ પળ તને ખેલાવું છું, પણ પછી તારૂં મોત છે.

રાક્ષસની સમજ—મને એ નિર્લજ અને કપટી કહેછે એ તો બરાબર છે. અમે રાક્ષસ એવાજ છીએ. પણ એ પળ પછી મારા દુર્ગુણ સામું ન જોતાં એ મારી સાથે રમશે.

( ઘિ ) અંત થતા સુધી ઇ૦—અર્થાત્ હું મરતા સુધી તને નહિ તજું, અને તારા પ્રસંગથી મારાં કૂડકપટ વગેરે નાશ પામશે. અથવા તારા આ-ગળ કૂડકપટ હું ન કરૂં. એના બોલવામાં એવો અમંગળ અર્થ છે કે, તને ન તજવાથી મારો અંત થશે તથા મારાં કૂડકપટ વગેરે સર્વે તારાથી ( તારા નિમિત્તથી મારૂં મોત થવાને લીધે ) તજાવાનાં.

( ચિ ) હાસ્તો ઇ૦. ભીમ—હવે શા જીવવા સારૂં તારાં કૂડકપટ રહે-વાનાં છે ? અર્થાત્ તું હવે કૂડકપટ કરવા જીવવાનોજ નથી.

ગી જાય છે ભાગી જાય છે. રે નિર્દય ! હું મૂઓ મૂઓ. હવે તારૂં નામ નહિ લઉં ઉઉઉ. એવી જટાસુરની મરણાંત ચીસ સાંભળી તેનાં સર્વ દાસદાસી રક્ષણ કરો, રક્ષણ કરો, ધાઓ ધાઓ, ઈત્યાદિ બૂમો પાડતાં આમથી તેમ નાસાનાસ કરી મૂકે છે ). ( છિ )

( એવે દાનવે હરણ કરી આણેલાં શસ્ત્રાસ્ત્રસહ રૂધિરરક્ત ભીમ પ્રવેશ કરે છે ). ( જિ )

**ભીમ**—કર ! તેં જે કરવું જોઈએ તેથી અધિક કર્યું છે. દ્રૌપદીને દૃષ્ટિ માત્રથી જોનાર ! સાંભળો સાંભળો:— ( ઝિ )

## શ્લોક.

કર આકર આ કરતા અરિ ભંજન, ગંજન સર્વ સદા તજવી;
વર શા વરષા ભરતા નભ પૂરણ, ચૂરણ ચાર દિશા લજવી;
નરશા નરસા સરતા યમમંદિર, સુંદિર ભકિત ભંલી ભજવી;
કર આકર આ ડરતાજ સુરાસુર, આ શૂર આશ ક્રૂરે ગજવી. ૨૧

---

( છિ ) ઇચ્છા પૂરાશે—કામવાસના સફળ થશે. ( અમંગળ અર્થ ) તારાથી મારો વધ થઇ શકશે. મારા મનોરથનો અંત આવી રહેશે—તારી પ્રાપ્તિ થવાથી હું પોતાને કૃતકૃત્ય માનીશ. ( અમંગળ અર્થ ) મારૂં મરણ થવાથી મારા બધા મનોરથ નાશ પામશે.

( જિ ) રૂધિરારક્ત—લોહીથી લાલ થયેલો. ( ઝિ ) કર—હે હાથ ! અધિક—અધિક પરાક્રમ ( જટાસુરને હણવા રૂપ ). દૃષ્ટિમાત્રથી જોનાર—ફક્ત કૂડી દૃષ્ટિ કરીનેજ જોનારા !

૨૧ શ્લોક—દુમિલાછંદ. કર ઇ૦—આ મારા કર રૂપી આકર( ખાણુ -કિરણ કે શુંડ ) છે; તે અરિનું ભંજનકર્તા અને સર્વેના ગંજન છે. માટે તમારે તેના ( દ્રૌપદીના ) તરફથી કૂડી દૃષ્ટિ સદા તજવી. વરશા ઇ૦—આ કર વર (ઉત્તમ ) વરષા ( વરસાદ ) જેવા છે, તે નભ( આકાશ ને)

( વિચાર કરી ) ભ્રાતા યુધિષ્ઠિર મારી ચિંતા કરયા કરતા હશે માટે હવે મારે સત્વર મળી આ અરિરૂધિરારક્ત અંગ તેમને બતાવી અત્યાનંદ પ્રકટાવવો જોઇએ. ( એમ બોલતો બોલતો ચાલ્યો જાય છે) ( ત્રિ )

# દ્વિતીયાંકસમાસ.

---

પૂર્ણ ભરી નાખેછે અને ચારે દિશાઓને લજવીને ચૂર્ણ કરી નાખેછે. જેમ વરસાદ આકાશમાં વ્યાપ્ત થઇને ચારે દિશાઓને પાણીથી વ્યાકુળ કરી નાખેછે તેમ આ મારા હાથ પણ આકાશ તથા ચારે દિશાઓમાં ગયેલા શત્રુને હણેછે। નર ઇ૦—નરસા ( નઠારા ) નરશા ( નરના જેવા ) નર આ કરના પ્રતાપથી યમમંદિરમાં સરતા—જતા. માટે ઇશ્વરની ભક્તિ જે સુંદિર છે તેનેજ ભજવી; અને પરસ્ત્રીપર કૂડી દૃષ્ટિ તજવી. અથવા પરસ્ત્રીને ભજવી મૂકી દેઈને ભક્તિરૂપી સુંદર સ્ત્રીને ભજવી. અથવા આ કરે દેવ પ્રત્યેની સુંદિર ભક્તિ ભલી ભજવી છે-કરીછે ( દાનવોને મારીને ). કર ઇ૦—આ ( મારા ) કર એવા આકર ( આકરા ) છે કે તેથી સુરાસુર ( દેવ અને દૈત્ય ) ડરે છે. ને તે કર સહિત આ શૂરવીર ( ભીમ )આશ ( આશા—દિશાઓ )ને ગજવીને ફરે છે. ગર્વનામે નાટયાલંકાર વર્ણાયો છે. ( ત્રિ )

## અંક ૩ જો.

( સરિતાની શોભા દેખાડતી વસંતિકા પાંચાલીસહ પ્રવેશ કરેછે ).

**વસંતિકા**—પ્રિય સખિ ! જોયું ! આ ત્રિભુવનતારિણીનું
। કેવું રમણિક લાગેછે ! આ ઉપવનમાંનાં સરોવર, તડાગ અને
ર્ઘિકા આદિ રમ્ય સ્થળો તને ઘણાં દેખાડ્યાં છે પણ આ જળ જેવી
કરતા કોઇ જગાએય નથી હો ! ( અ )

**પાંચાલી**—( સખીને ખભે હાથ મૂકી ) હા હલા ! આ પાણી-
શ્વેતપણું તો જાણે પયનુંય હાસ્ય ન કરતું હોય તેવું જણાયછે. સ-
ી! જો જો જળનાં લેરિયાં કેવાં લેકી રહ્યાં છે. જેમ ઉપવનના મત્ત ભમ-
નવીન કુસુમરસને લોભે તેની પછાડી ફર્યાં કરેછે તેમજ આ પાણી-
। ભમરા પણ સારા જળને રોકી રાખી તેને ગુપ્ત સ્થળે સંતાડી આ-
તા જણાયછે! વયસ્યા! જો જો પેલાં મીન કેવાં પાણીમાં ઉછળી ક્રીડા
રી રહ્યાંછે ! હાય હાય ! જો પેલી બિચારી માછલીને પાણીની વિકાળ
। વિશાળ છાલકે તટપર કાઢી નાખી ! રે પ્રભુ ! એને એના પતિવિ-
ાગની પળ કેવી જતી હશે ? વસંતિકા ! જા જા, એને જઇ પાણીમાં
ાખી આવ્ય. જોને બિચારી વહાલાંના વિયોગથી કેવી તળેઉપર થયા
રેછે ! ( વસંતિકા જઇ તરફડતી માછલીને પાણીમાં નાખી દેછે. ) ( આ )

---

( અ ) પ્ર. ૧ લો. નદીનો કિનારો.–ત્રિભુવનતારિણી–ત્રણ લોકને તાર-
નારી. નદી—ગંગા. તોય—પાણી. ઉપવન—આશ્રમની પાસેનું વન. તડાગ
—તલાવ. દીર્ઘિકા—વાવ. રમ્ય—રમણિક—આનંદ આપનારાં. આ વર્ણન
કરી આ પ્રવેશનું સ્થળ કવિએ જણાવી દીધું છે.

( આ ) હવે એ નદીના દેખાવનું ચિત્ર આપવાને તેનું વર્ણન કરે છે:
પાંચાલી ઇ૦. હલા—સખી. દાસીને સખી કે હલા કહીને બોલાવવી, એવી
પૂર્વના નાટયશાસ્ત્રકારોની આજ્ઞા છે ( જુઓ સાહિત્યદર્પણકારિકા ૪૩૧ મી ).

**વસંતિકા—**સખિ ! આ શોકને વીસારે પાડે એવાં કોકનાં જોડાં કેવો વિહાર કરી રહ્યાં છે. પેલા હંસ અને કારંડવ દીઠા કે ! વયસ્યા ! જો જો પેલા ઠગ મંત્રાનંદ જેવો બગ કેવુ ધ્યાન ધરી બેશી રહ્યો છે ? ( મંત્રાનંદનું નામ સાંભળી દ્રૌપદી એકાએક કંપી ઉઠેછે અને વસંતિકા તેને છાતી સરશી ડાબી આશ્વાસન કરેછે ). ( ૬ )

**પાંચાલી—** ( સશોક ) સખી વસંતિકા ! આ દિવ્યાંબર પે'રાવી તું મને આશ્રમથી આટલે બધે આવે શું કરવા લાવી ? રડ્યું આ અંગ તો વલ્કલવાળું હોય કે મલીન વસ્ત્ર ઢાંકેલું હોય તોય પણ મનેજ દુઃખ દેવાને સરજેલું છે ! આ ફૂટણજીને તે આવા વસ્ત્રાલંકાર શું કરવા'તા. ( ખડખડાટ સાંભળી સકંપ ) હાય હાય ! કોણ આવ્યું ! ! ( કોઇને ન જોવાથી ) સખિ ! ચાલ્ય આશ્રમમાં જઇએ. ( એટલું બોલી આશ્રમ ભણી જવા માંડેછે ). ( ૬ )

---

પયનું ય—દૂધનું પણ. અર્થાત્ દૂધ કરતાં પણ વધારે ઉજ્વળ પાણી છે. ઉપમાન કરતાં ઉપમેયને અધિક વર્ણ્યું છે માટે **પ્રતીપાલંકાર.** કુસુમરસ —મકરંદ. પાણીના ભમરા—વમળ. પાણીના ધામા અને ઉતાવળા વહનના યોગે અથવા વહનની વિરૂદ્ધ ગતિઓના સમાગમથી પાણીમાં ચક્રાકાર ખાડા પડે છે તેથી ઉપરનું પાણી નીચે જતું રહે છે. એવા દેખાવને ઉદ્દેશીને કવિએ સારા જળને સંતાડી આવવાની સંભાવના કરી છે માટે **ઉત્પ્રેક્ષા.** બન્ને ભમરાના કાર્યધર્મની સમાનતા વર્ણી છે માટે **ઉપમા.** વયસ્યા—સખી. દ્રૌપદીના મનમાં પતિને મળવાની અભિલાષા છે તે માછલીના વર્ણનદ્વારા ખુલ્લી કરેછેઃ રે પ્રભુ ! ઇ૦. દ્રૌપદીનું દયાળુ પણું વર્ણે છેઃ વસંતિકા ! જા જા, ઇ૦.

( ૬ ) કોક-ચક્રવાક. સારસ ( ગામડાના લોકો એને સરસડાં કહેછે. કારંડવ—એક જાતનું જળચર પક્ષી.

( ૬ ) દ્રૌપદીને એક વાર મંત્રાનંદથી ભય થયો છે માટે હવે ફરીને પણ તેવીજ શંકા થાય છે કે રખેને વળી કોઈ રાક્ષસ હરણ કરી ન જાય !

**વસંતિકા**—( તેને જતી અટકાવી ) સખિ! આશ્રમમાં પાછી જવા મેં તને વસ્ત્રાલંકાર પે'રાવી આણી નથી. વયસ્યા! આ આશ્રમ પરશુરામનો છે. આપણે પે'લાં રે'તાં'તાં તે સ્થળ નો'ય! અહીં સુરાસુર કે કોઇનોય ડર છે એવું તારે જાણવુંજ નહિ. મને આર્યપુત્રે કહ્યું છે કે મેં જટાસુરને મારી જે દિવ્ય વસ્ત્રાલંકાર આણ્યા છે તે પાંચાલીને ગમે તેમ સમજાવી સજાવી તું આપગાતીર લઇ જજે અને હું પણ એની સર્વ આપદા ટાળવાને સત્વર ત્યાં આવું છું. સખી તું ગભરાય છે શા કાજે? આપણે કંઇ આશ્રમથી એટલાં બધાં આઘાં આવ્યાં નથી. ( ૩ )

**પાંચાલી**—( કિંચિત્ ક્રોધાવેશે ) ત્યારે સખિ! તે તને કહેના-

---

રડ્યું ઇ૦—વનમાં વલ્કલ પેહેરતી હતી તોપણ તેના સૌંદર્યથી લોભાઇને રાક્ષસ તેને હરી ગયો; અને રજસ્વલા હોવાથી મલિન વસ્ત્રવાળી હતી તથાપિ દુઃશાસન સભામાં એંચી ગયો હતો! ત્યારે હમણા તો વળી દિવ્ય વસ્ત્ર પેહેર્યાં છે તેથી હરકોઈ લોભાઈને મને ઉપાડી જાય, એવો ભય છે, એ ધ્વનિ. શીટણજીને ઇ૦—અથાત્ આ પરિણામે નાશ પામે એવા દેહને આવાં સુંદર વસ્ત્ર અને આવા ઉત્તમ અલંકાર શામાટે જોઇએ? હાય હાય ઇ૦—**ભયસ્થાયિભાવનું** વર્ણન.

( ૩ ) આ આશ્રમ ઇ૦—આ આશ્રમ, પરશુરામ, જેણે એકવીશ વાર પૃથ્વી નક્ષત્રી કરી હતી તેનો છે, તેથી અહીં કંઇ ભય રાખવાનું કારણ નથી. આપણે ઇ૦—અર્થાત્ ત્યાં તો કેવળ શાંતવૃત્તિવાળા બ્રાહ્મણોજ રહેતા હતા. સુરાસુર—દેવ કે દૈત્ય. આર્યપુત્રે—ભીમે. આપગાતીર—(ગંગા)નદીને કાંઠે સર્વ આપદા ટાળવાને—( મનમાં ઇચ્છેલું સુખ આપીને ). ગંગાનદીના કાંઠા ઉપર ભીમનું આગમન થશે એમ વર્ણીને હવે પછી આવનારા ઇતિવૃત્તનું સૂક્ષ્મતર બીજ મૂક્યું છે. કેમકે અહીં દ્રૌપદી ભીમની પાસે દિવ્ય કમળ માગશે અને તે ભીમ લેવા જશે, એવી કથા આગળ આવવાની છે.

૨ હજી સુધી કેમ નથી આવતા ? ( સુગંધ આવ્યા જેવો અભિન- ય કરી ) હલા ! આ અલૌકિક પરિમળ ક્યાંથી આવતો હશે ? ( સહર્ષ ) સખી આ શેનો સુવાસ હશે ? ( ऋ )

**વસંતિકા**—બેની ! એ કુબેરના સૌગંધિક વનમાંના કમળનો પરિમલ છે. ( નિરાશાનો અભિનય કરી ) બેની ! એ કમળનો સુગંધ અહીં રહે રહેજ લેવાય છે. અને કદી કદી કિન્નરો વિહાર કરવા આ વેછે કે નભમાં વિહાર કરતા જતા હોય છે અથવા મહાવાયુ વાતો હોય ત્યારે કોક કોક અલૌકિક કોકનદ આટલામાં પડેલાં જણાયછે. સખિ ! આહા, શું એ કમળની શોભા અને સુગંધ હોયછે. ( એવે આઘેથી દ્રૌ- પદીને દિવ્યાંબર પે'રેલી જોઈ તેનું વર્ણન કરતો ભીમ પ્રવેશ કરેછે ). ( ऋ )

**ભીમ**—આહા ! વસ્ત્રાલંકારને પણ શોભવાનું શું રમણિય સ્થળ મળી આવ્યું છે ! !

## શ્લોક.

દિવ્યાંબર અથવા, હો કો અંબર,
ધન્ય તું ધન્ય તું ધન્ય અરે, વર ઠામ ઠરે;

---

( ऋ ) ક્રોધાવેશ—( પતિને આવતાં વાર લાગી તેથી ઉપજેલા મા- નનો અભિનય ). તે તને કહેનાર—ભીમ. પરિમળ—સુગંધ.

( ऋ ) સૌગંધિક—એ નામનું કુબેર ભંડારીનું વન. અહીં રહે રહેજ લેવાય છે—અર્થાત્ એ કમળ દેવલોકનાં હોવાથી મૃત્યુ લોકમાં તે મળી શકતાં નથી. કિન્નરો—દેવોની એક જાતિ. નભમાં—આકાશમાં. કોકનદ— રાતાં કમળ ( કુબેરના સૌગંધિક વનમાંનાં ). વસંતિકાનાં વચનથી દ્રૌપદીના મનમાં એ કમળ જોવાની ઉત્કટ ઇચ્છા થાય એમ વર્ણીને અહીં બીજનો નિક્ષેપ કર્યો મુછે માટે મુખસંધિનું ઉપક્ષેપ નામે અંગ વર્ણ્યું છે.

આભૂષણ ભૂષણ, ભવ્ય મળ્યું ન
મળ્યું રળ્યું તેં રળવાનું ખરે, વર્ણન શું કરે,
હો કેસર મંજરી, શીવર વેસર,
સર્વેશ્વર પણ હારી ફરે, ઉપમાથી ડરે;
તું તૃષ્ણાપૂરક, મારી કૃષ્ણા,
અંબર ભૂષણ તુંથી સરે, મન મારૂં ભરે. ૧

---

૧ શ્લોક—મદનગ્રહાછંદ. દિવ્યાંબર ઇ૦—ભીમ દ્રૌપદીએ પેહેરેલા વસ્ત્રને સંબોધન કરીને કહેછે કે, તું ગમે તો દિવ્ય અંબર (વસ્ત્ર) હો, અથવા કો (ગમે તે જાતનું) અંબર હો, તથાપિ વરઠામ (ઉત્તમ ઠેકાણે) ઠરેછે, માટે તને ધન્ય છે ધન્ય છે!! અલંકારને સંબોધન કરીને કહેછેઃ આભૂષણ ઇ૦—હે આભૂષણ! તને કોઇ વખત ન મળ્યું (નહિ મળેલું એવું) ભૂષણ (દ્રૌપદીના અંગરૂપી) મળ્યું છે માટે જે રળવાનું હતું તે તેં ખરેખાત રળ્યું છે! — તું કૃતકૃત્ય થયું છે. એ વાતનું વર્ણન શું કરીએ!! નાકની વેસરનું વર્ણન કરેછેઃ હે વર (શ્રેષ્ઠ) વેસર! તું કેસરની મંજરી (માંજર) જેવી છે. દ્રૌપદી રૂપી કેસરના છોડની તું માંજર હોય એવું મને લાગેછે. તને ઉપમા આપીને વર્ણવવામાં સર્વેશ્વર (બ્રહ્મદેવ) પણ હારીને ફરેછે (ઉપમા શોધતા ફરેછે). બીજી ઉપમા કેમ નથી આપતા? ઉપમાથી ઇ૦—કેમકે તે બીજી ઉપમાઓ અયોગ્ય લાગવાથી તે આપતાં ડરેછે! હવે છેવટે દ્રૌપદીને સંબોધન કરીને કહેછેઃ તું ઇ૦—હે મારી (વાહાલી) કૃષ્ણા (દ્રૌપદી)! તું (જ) તૃષ્ણાપૂરક (મારા મનની ઇચ્છાઓને તૃપ્ત કરનાર) છે. અર્થાત્ તારા વસ્ત્ર અને અલંકાર જોઇને મારૂં મન પ્રસન્ન થતું નથી—તે ગમે તેવા હોય તે તરફ મારી દૃષ્ટિ નથી પણ તારો પ્રેમ એજ મને આકર્ષણ કરવાને સમર્થ છે. અથવા તારૂં સૌંદર્યજ મારા મનને સંતોષ આપવાને પૂરતું છે; વસ્ત્રાલંકાર એ સૌંદર્યને વધારી કે ઘટાડી શકતા નથી. તેજ કહેછેઃ અંબર ઇ૦—કેમકે અંબર (વસ્ત્ર) અને ભૂષણ (ઘરેણાં) એ તારાથીજ સરે (સફળ થાયછે), અને તેજ મારૂં મન ભરે (પૂર્ણ કરે—સંતુષ્ટ કરેછે). છંદના પૂર્વાર્ધમાં ભૂષણ જે અંગને શોભાવેછે તેને બદલે ભૂષણને શોભાવનારૂં અંગ છે એમ સંભાવના કરીછે. દ્રૌપદીનું રૂપ અધિક વર્ણવવાથી ભીમનો તેના પરનો

અપિચ—

## શ્લોક.

ભૂષણ ભૂષિતકારી, ઉપમા તારી અનન્વયાયી છે;
કૃષ્ણા ! કાંતિ તારી, કર્ત્તા લલના સહુ અનુયાયી છે.　　૨

( 'કૃષ્ણા કહી મને કોણે બોલાવી' એમ કહી આમ ફરી જોતાં ભીમને આવી ઉભો રહેલો નિરખી એકદમ દોડી જઇ વૃકોદરને આલિંગી પડે છે ).

**પાંચાલી—**( સહર્ષ ) પ્રાણનાથ ! આ અલૌકિક સુગંધ હવડાંજ આવવા માંડયો છે. તે અવસરે આર્યપુત્રે આવી મને ખરેખર કૃતકૃત્ય કરી. પ્રિયતમ ! આહાહા ! કેવો મોહક અને મધુર સુગંધ વધારે ને વધારે આવતો જાય છે ! ! ( એટલું બોલી દઢાલિંગન દે છે અને એવામાં અત્યંત વા વાવાથી ધૂળ અને સૂકાં પાંદડાં આવી બંને પર પડ છે અને આંખ્યો મીચાઇ જાય છે, તેથી ભીમ પવન પર ક્રોધ કરી ). ( ऋ )

---

અતિ અનુરાગ ધ્વનિત કર્યો છે. દ્રૌપદી કમળ માગે તે ભીમ આણી આપવા હા કહે, એ વાતને સુઘટિત કરવાને ભીમનો દ્રૌપદીપ્રતિ અત્યંત અનુરાગ વર્ણ્યો છે.

૨ શ્લોક—ગીતિ. ભૂષણ ઇ૦—તું ભૂષણને ભૂષિતકારી ( શોભાવનારી ) છે માટે તારી ઉપમા અનન્વયાયી ( બીજે કહીં મળી શકે નહિ એવી છે). "ઉપમેયનું ઉપમાન મળી શકતું નથી" એવા વર્ણનને "અનન્વયાલંકાર" કહે છે ( જુઓ સાહિત્યદર્પણ કા. ૬૬૬ મી ). માટે અહીં પણ તારી ઉપમા અનન્વયની જોડે જનારી—અનન્વય રૂપ હોવાથી અનન્વયાયી છે. વળી હે કૃષ્ણા ! તારી કાંતિ સહુ લલના ( સુંદરીઓ )ને અનુયાયી ( પાછળ ચાલનારી ) કર્ત્તા ( કરનારી ) છે. અર્થાત્ તારી કાંતિ એવીજ છે કે સર્વે સ્ત્રીઓની કાંતિ તેથી ઉતરતી ગણાય.

( ऋ ) અલૌકિક સુગંધ ઇ૦—ભીમની સમક્ષ દ્રૌપદી આ સુગંધ વર્ણે છે. એમ જણાવીને કવિએ બીજનો લગાર વિસ્તાર કર્યો છે. દઢાલિંગન

ભીમ— **શ્લોક.**

હું કોણ તે તું મનમાં ન ધારતો,
થા શાંત વાયુ સુખથી ન વારતો;
હું ના ગણું દેવ રખે વિચારતો,
વૈરીનું વૈરીપણું ના વિસારતો. ૩

અપિચ—

**શ્લોક.**

ગદા જુઓ ગદા જુઓ કહું છું શુભ કારણે;
હણું પળે ગણું નહીં સુરી અસુરી ધારણે;
ગયા ઘણા થયા ઘણા નપુંસકો નિવારણે;
બહુ થયું કહું તને હું શાંતિ દે વિહારણે. ૪

---

દે છે ઇ૦—સુગંધ રૂપ **ઉદ્દીપન** વિભાવથી વિભાવિત થયેલા શૃંગારનો **અનુભાવ.**

૩ શ્લોક—વંશસ્થ. ભીમ વાયુનો તિરસ્કાર કરેછે: હું ઇ૦. હે વાયુ! હું કોણ છું તે તું તારા મનમાં ધારતો નથી?—મારી મર્યાદા રાખતો નથી? અથવા હું દેવ છું, એમ તું રખેને ધારતો હોય પણ હું તે ગણુતો નથી. હે વાયુ! તું શાંત થા, અને અમને સુખથી વારતો નહિ (સુખ ભોગવતાં અટકાવતો નહિ). કદાચ અટકાવું તો શું થાય તે કહેછે: હું ઇ૦—તું દેવ છે, એમ હું ગણું એવો નથી; રખે તું વિચારતો—હું દેવનું માન રાખીશ એમ રખે વિચારતો! વૈરીનું ઇ૦—વળી હું મારા વૈરીનું (મારૂં અહિત કરનાર શત્રુનું) વૈરીપણું વીસારતો નથી. મારૂં એકવાર અહિત કરે તેનું વેર લેઉં ત્યારેજ શાંત થાઉં એવો છું. અર્થાત્ તમે અમારા સુખભોગ- માં વિઘ્ન કરી અમારૂં અહિત કરી વેર કરો છો, પણ હું તે વેર લીધા વિના રહેનાર નથી!! અથવા વૈરી કેવું વૈરીપણું રાખેછે તે હું દેવ સમજીને ભૂલી જઇશ નહિ, **અભિમાન** નામે નાટ્યાલંકાર.

૪ શ્લોક—નારાચ. શુભ કારણે—તમારા ભલા માટે. પળે—પળમાં. **સુરી અસુરી**—સુર કે અસુર—દેવ કે દૈત્યને. ધારણે—ધારણામાં—વિચા-

અરે "તારે મન તો શું આ ઘાસ કાપવા જેવુંજ ભાસે છે કે !" ( એવે વાતા વાયુથી એક સહસ્ર પાંખડીવાળું કમળ આવી દ્રૌપદી કને પડે છે તેની મધુરતા, કોમળતા, રમણિકતા અને અલૌકિક સુગંધાદિ જોઇ પાંચાલી તે કમલ કરમાં લઇ ભીમને પ્રસન્ન કરવા તેની કને જાય છે ). ( ૯ )

**પાંચાલી**—પ્રાણપ્રિય ! આપના વીર્યનો મહિમા અગાધ માની વાયુએ પોતાનું ઘોર રૂપ તજી દીધું. અહા ! જુઓ જુઓ કેવો શીતળ, મંદ અને સુવાસિત તે વાવા લાગ્યો છે. પ્રિયતમ ! એટલુંજ નહિ પણ તમારા કોપ વેગથી કંપી તેણે ( કમળ બતાવી ) આ ભેટ તમને મોકલી દીધી છે. સ્વામીનાથ ! શી આની સુગંધ છે !! ( એટલું કહી ભીમને પુષ્પ સુંઘાડે છે અને દ્રૌપદીના હાથમાં તે અલૌકિક કમળ જોઇ વસંતિકા ફૂલ વીણવાં મૂકી દોડી આવે છે ). ( ૯ )

**વસંતિકા**—વયસ્યા ! આજ કમળની સુવાસ અહોરાત્ર આ વનમાં આવ્યા કરેછે. બેની તારી ઇચ્છા હતી કે આ કમળ કેવાં હશે તે

---

રમાં—ધ્યાનમાં. મને અટકાવી શકે એવો કોઈ વીર નથી એમ કહેછેઃ ગયા ઇ૦—મારું નિવારણ કરનારા ઘણા જણ થયા અને પછી નપુંસકો (નામર્દ) થઈને ગયા. ( મારાથી હાર્યા માટે તેમને હું નપુંસકજ માનું છું, એ ભાવ.) બહુ ઇ૦—માટે હું તને કહુંછું કે બહુ થયું—તું ઘણો વાયો; હવે અમને વિહારણે ( વિહાર કરવાના કાર્ય માટે ) શાંતિ દે—સુખથી વિહાર કરવા દે.

( ૯ ) ભીમની શીખામણ માનીને પવન બંધ થતો નથી માટે તેને કહેછેઃ અરે ઇ૦. ઘાસ કાપવા જેવું—અર્થાત્ શું અમે વ્યર્થ બકબકાટ કરીએ છીએ કે ?

( ૯ ) વીર્યનો—બળનો. અગાધ—અપાર—ઘણો. ઘોરરૂપ—બિહામણું રૂપ. અર્થાત્ વાયુ શાંત થયો. વાયુની ત્રણ પ્રકારની ઉત્તમતા વર્ણે છેઃ શીતળ ઇ૦. અહીં કમળની પ્રાપ્તિ સૂચવી ભાવિ કથાબીજને વધારે સ્ફૂટ કર્યું છે માટે ગર્ભસંધિનું પરિકર નામે અંગ વર્ણાયું છે.

ઇચ્છા વાયુએ તરતજ પૂરી કરી. ધન્ય છે વાયુદેવ ! તમને ધન્ય છે !! ( એટલું બોલી વાયુને પ્રણામ કરેછે ). ( ए )

**પાંચાલી**—( ધીમેથી ) સખિ ! હવડાં તું જરા આઘી જા; મારે એજ સંબંધે કંઇ ઉતાવળે કામ કરી લેવા જેવું છે. ( કૃષ્ણાનું એવું બોલવું સાંભળી વસંતિકા પુષ્પ વીણતી વીણતી ચાલી જાયછે ). ( ऐ )

**ભીમ**—જો પ્રિયા એમ છે તો હું તારા કહેવા પ્રમાણે કરૂં છું. ( એમ કહી ઉગામેલી ગદા મૂકી દ્રૌપદીનો એક હાથ ઝાલી તથા બીજો પોતાનો હાથ તેને ખભે મૂકી આમ તેમ ફરે છે ). ( ओ )

**પાંચાલી**—( કમળના બીડાયલા ભાગને છૂટો કરતી ) પ્રાણપતિ ! જુઓ જુઓ કઠણ કાટને કોરી નાખે એવો આ મધુકરનો ડંખ સતાં આ કમળની કોમળ અને સુખકર કાંતિ જોઇ એને કોચવાનું ભૂલી ગયોછે એટલુંજ નહિ પણ દૃઢસ્નેહ માની પોતાનો આત્મા પણ એને અર્પણ કરી દીધો છે. ( औ )

---

( ए ) વયસ્યા—સખી. અહોરાત્ર—રાત્રદિવસ. અહીં વસંતિકાએ વાયુને પ્રણામ કરી પરોક્ષપણે કમળની પ્રશંસા કરી છે અને તેથી દ્રૌપદીની કમળ મેળવવાની ઇચ્છાને ઉત્તેજન મળે એમ વર્ણાયું છે માટે મુખસંધિનું **વિલોભન** અંગ જાણવું.

( ऐ ) અહીં વસંતિકાને આઘી કાઢીને ભીમ પાસે. એવાં કમળ મંગાવવાનું કામ દ્રૌપદીને સાધી લેવું છે માટે **યુક્તિ** નામે નાટ્યાલંકાર વર્ણાયો છે.( ओ ) તારા કહેવા પ્રમાણે કરૂં છું—વાયુએ મને પ્રસન્ન કર્યો એમ માની તેને ક્ષમા કરૂં છું.

( औ ) કમળમાં બીડાઈ મરણ પામેલો ભમરો બતાવીને દ્રૌપદી કહે છેઃ જુઓ જુઓ ઇ૦. કાટને—( વાંસ વગેરે ) લાકડાને. મધુકરનો—ભમરાનો. ડંખ—ડંખ કરવાનો કાંટો. આવુંજ વર્ણન કોઇ સાહિત્યકારને કરેછે કે—

**ભીમ**—હા પ્રિયા ! સ્નેહ એવોજ છે. કિન્તુ જો તારી ઇચ્છા હોય તો ચાલ્ય જઇ આ સરિતામાં જલક્રીડા કરીએ.

**પાંચાલી**—( વિચાર કરી ) હા સ્વામીનાથ ! ચાલો; પણ જો—( એટલું બોલી અટકી જાયછે ). ( क )

**ભીમ**—પ્રિયા 'પણ જો' કહી કેમ અટકી રહી ? કે' કે' આગળ શું કહેવાની હતી ? ( સતાં દ્રૌપદી બોલતી નથી તેથી તેને કહેવડાવવાનો આગ્રહ કરેછે; દાઢી ઝાલી મુખ ઉંચું કરેછે અને ગલીપચી આદિક અનેક પ્રસન્ન કરવાના ઉપાય યોજેછે ).

**પાંચાલી**—( કંઈક હસતી અને ભીમ કનેથી છૂટી આઘે જવાનું કરતી ) તમે ગમે તે કરોને; મારે કહેવું હશે તોજ હું કહીશ. ( ભીમ જોર કરી કને ખેંચે છે તેથી ખીજવાઇને ) લો કહીએ છીએ. એ તો હું

---

" बंधनानि भुवि सन्ति बहूनि
प्रेमबंधकृतबंधनमन्यत् ।
दारुभेदनिपुणोपि षडंघ्रिर्
निष्क्रियो भवति पंकजकोशे ॥ "

અર્થ:—જગતમાં બંધન તો ઘણાંય છે, પણ પ્રેમના બંધથી બાંધેલું બંધન કોઈ જૂદુંજ છે ! દૃષ્ટાંત:—જેમ, ભમરો ગમે તેવા લાકડાને કોચી નાંખવામાં કુશળ છતાં કોમળ કમળદોડામાં તે કાંઇ કરી શકતો નથી, એ પ્રેમનોજ મહિમા છે ! !

( क ) જો ૯૦—જો આવાં કમળ આણી આપો તો, એમ દ્રૌપદીને કહેવાનું છે; પણ એ દેવતાઈ કમળ દુર્મિળ છે, અને આમ એકદમ માગવાથી જો ભીમ ના કહેશે તો પછી બીજો કોઇ આણી આપે એવો નથી; માટે એ વાત ભીમની પાસે કબૂલ કરાવવાને યુક્તિપૂર્વક માગણી કરવી એજ ઠીક છે. એમ ધારીને દ્રૌપદી અટકી જાય છે.

કહેવાની હતી કે, પણ જો પાણી ઉતળાં હોય તો જળક્રીડા કરાયની!
"જે ગતિ સહુની તે ગતિ વહુની." (ख)

**ભીમ—** દેવિ ! જેમ તારી ઉત્પત્તિ દૈવી છે તેમ અમારી પણ તેવીજ છે. ભલે તારે કહેવું હોય તે કે': તારૂં રૂપાંતર દૃષ્ટિએ જોઇએ છીએ તો પછે તારી વાતનું રૂપાંતર કેમ ન જોઇએ! (દ્રૌપદીને ઝાલેલી મૂકી દઇ) ઠીક ત્યારે પ્રિયા! હવે એટલુંજ; કેમ ચાલીશું? (ग)

**પાંચાલી—** (ભીમને જતો અટકાવી) ઓ હો! રડી રીસે ચડતાં ક્યાં વાર લાગે છે? આર્યપુત્ર! પંચાનન જેવા પ્રાણીએ પોતાનાં પારકાં સમજીને ક્રોધી બનવાની જગોએજ ક્રોધ કરેછે. એમાં અમારો

---

(ख) પોતાની ઈચ્છા બતાવવાનો સમય થયો નથી માટે દ્રૌપદી પોતે કહેલા અધૂરા વાક્યને ચાલતા પ્રસંગને લાગુ કરી પૂરૂં કરી દેછે: પણ જો પાણી ઇ૦. ઉતળાં—છીછરાં—બહુ ઉંડાં નહિ. વાત ના કહિયે તો:—જે ગતિ ઇ૦—અર્થાત તમે જેમ સહુની સાથે વર્તો છો તેમ મારી સાથે પણ વર્તી વાત કહેવરાવવાનું કરોછો ત્યારે મેં તમને વાત કહી. ના કહું તો જેમ તમે બીજાને બીહીવરાવો છો તેમ મને પણ બીહીવરાવો. (ભીમે જોર કરી દ્રૌપદીને કને ખેંચી તેથી દ્રૌપદીએ આ કહેવત કહી છે).

(ग) ભીમ દ્રૌપદીએ વાત ફેરવીને કરી તે સમજે છે અને તેથી કહે છે: દૈવી ઇ૦. દૈવી—દૈવથી થયેલી. તેમ અમારી પણ તેવીજ (દૈવથી થયેલી) છે. અર્થાત તું ધારે કાંઈક અને કહે કાંઇક, તે બીજા સાધારણ માણસ ન જાણે, પણ હું તો તારા જેવોજ દૈવી ઉત્પત્તિવાળો હોવાથી જાણી ગયો છું કે તેં વાત ફેરવીને કરી. તારૂં રૂપાંતર ઇ૦—તું પ્રથમ રાજરાણી હતી તે હમણા વનવાસિની થઈ છે, તારા શરીરપર રત્નાદિના અલંકાર હતા તે સામે આજ તું વલ્કલ ધારનારી થઈ છે, ઈત્યાદિ તારા રૂપનો ફેરફાર. વાતનું રૂપાંતર—વાતમાં ફેરફાર. જેમ તારૂં રૂપ ફરી ગયું છે તેમ તારી વાત પણ ફરી ગઈ છે. વાતમાં અંતર થવાનું કારણ રૂપાંતર નથી, તેમ છતાં તેને કારણ વર્ણ્યું છે માટે **હેતૂત્પ્રેક્ષાલંકાર.** ભીમે આગ્રહ અને ખુશામત કર્યા છતાં દ્રૌપદી ખરી વાત કહેતી નથી તેથી

અપરાધ શો છે કે તમારે રીસાઇ જવું પડેછે ? તમારા મનમાં જળક્રીડા કરવાનું હોય અને અમારા મનમાં જો—( એટલું બોલી નીચું જોઈ અટકી જાયછે ). ( घ )

**ભીમ**—( કૃષ્ણાને કને ખેંચી મુખ ઉંચું કરી ) પ્રિયા ! કે' કે' જેમ તારા મનમાં હોય તેમ ક્રીડા કરીએ. ( એમ કહ્યા સતાં દ્રૌપદી ન બોલવાથી ) પ્રિયા ! કહેતી નથી કે ? જો વળી પાછી મને રીસ ચડશે હો ! ( ङ )

**પાંચાલી**—( સસ્મિત ) તે તો હું જાણું છુંસ્તો. પણ પ્રિયતમ ! "તાણ્યે તુટી જાય" એ મહાવાક્યનું મેં મનન કરેલું છે. માટે સાંભળો: ( च )

---

ભીમ રીસાઇને કહેછે: ઠીક ઇ૦. હવે એટલુંજ—હવે એ વાત અહીંથીજ માંડીવાળો. હવે હું સમજીશ કે દ્રૌપદી એના મનની વાત મારાથી છાની રાખેછે—મારાપર એનો વિશ્વાસ નથી—મને એ પોતાનો ગણતી નથી. ઇત્યાદિ વ્યંગ્ય એ વાક્યમાં સમાયલાં છે.

( घ ) ભીમે રીસ ચઢાવીને વાત પડી મૂકી તેથી ધારેલી વાત મારી જશે, એમ ધારી દ્રૌપદી યુક્તિપૂર્વક તે વાતનું પુનરૂજ્જીવન કરેછે: અહો ઇ૦. પંચાનન—સિંહ. પ્રાણીએ— પ્રાણી પણ. અને ઇ૦—અને અમારા મનમાં જો આવાં કંમળની શય્યા કરી તે પર સૂવાનું આવે તો તે કમળ તમારી પાસે કાં ન માગીએ ? એ વાક્ય કહેતાં કહેતાં અધૂરૂં મૂકી દેઈ અમારા મનમાં જો—એટલું કહી પડ્યું મૂક્યું છે. નીચું જોઈ—હું માગીશ અને રખેને ભીમ ના કહેશે, એવી શરમ લાગવાથી.

( ङ ) ભીમ એમ ધારેછે કે દ્રૌપદીના મનમાં ક્રીડા સંબંધીજ કાંઇ બીજું કહેવાનું હશે. એમ ધારી કહેછે: જેમ ઇ૦. ક્રીડારૂપી અર્થ સાધી લેવાને ભીમે સ્નેહયુક્ત વાક્ય કહ્યાં છે માટે **અનુનય** નામે નાટ્યલક્ષણ વર્ણાયું છે. ( च ) તે તો—તમને રીસ ચઢશે તે. તાણ્યે તૂટી જાય—અર્થાત્ તમને રીસ ચઢતાં સુધી હું ખેંચ પકડ કરૂં એવી નથી; હું તો મારે કહેવાનું છે તે તમને રીસ ચઢતા પહેલાંજ કહી નાખીશ.

**ભીમ**—પ્રિયા! તું સમયોચિતશાસ્ત્ર શીખેલી પંડિતા છું એ હું સારી પેઠે જાણું છું માટે કેં કે,' તારે શું કેંવાનું છે? ( छ )

**પાંચાલી**—આર્યપુત્ર એથીએ વધારે બનાવે તો કંઇ ના બનવા જેવું છે? ( દૃઢાલિંગન દઈ ) પ્રિયતમ! મેં આજ પ્રથમથીજ સ્થળક્રીડા કરવાનું ગોઠવી રાખ્યું હતું અને આપની ઇચ્છા જળક્રીડા કરવાની થઇ તો તે મરજીનું ઉલ્લંઘન મારાથી કેમ કરી કરાય? જો મોંરખું બોલો તો તમને મારા સમ! તમેજ કો'કે મનમાં ધાર્યું હોય એક, અને બીજું કંઇ થાય, ત્યારે કેવું લાગે? ( ज )

**ભીમ**—ઓહોહો! "મારવો ઉંદર અને ખોદવો ડુંગર" પણ પ્રિયા! ચાલ્યને ત્યારે સ્થળક્રીડા કરીએ!! એમાં તે શી એવડી મોટી વાત હતી કે ત્યારનાં રીસામણાંમનામણાં કરાવી રહીછું? ( झ )

---

( छ ) સમયોચિત ઇ૦—જે સમયે જેવું ઘટે તે સમયે તે પ્રમાણે વર્તી જાણનારી. અર્થાત્ તું મને અપ્રસન્ન નહિ થવા દે એવી છે.

( ज ) ભીમે દ્રૌપદીને પંડિતા કહીને વખાણી, તે વખાણને અતિપ્રશંસા રૂપ માની દ્રૌપદી કહેછે: આર્યપુત્ર ઇ૦. બનાવે—મૂર્ખ બનાવે. બીજાએ કરેલી પોતાની ખોટી પ્રશંસા સાંભળીને રાજી થનારને નીતિ જાણનારા મૂર્ખ કહેછે, એ વાત પ્રસિદ્ધ છે. ના બનવા જેવું છે?—અર્થાત્ તમે એથી પણ મારાં વધારે વખાણ કરશો તો તેમ કરતાં તમને કોણ અટકાવનારછે? મોંરખું ઇ૦—મને સારું લગાડવાને—મારી શરમથી જો કાંઈ ખોટું બોલો તો.

( झ ) મારવો ઉંદર ઇત્યાદિ કહેવતનો અર્થ સ્પષ્ટ કરે છે: એમાં તે ઇ૦. આર્યપુત્ર ઇ૦—અર્થાત્ તમે ઘણા હઠીલા છો એમ—હું જાણું છું તેથી મારા મનમાં એમ આવ્યું કે વખતે એમનો વિચાર ફેરવીને મારા વિચારનો સ્વીકાર ના પણ કરે! અને એ કારણથીજ હું કહેતાં અચકાતી હતી. જાણતી હું—જાણતી હોઉં. સ્ફટિકશિલા—સ્ફટિક જાતના પાષાણની શિલા. કુસુમશય્યા—ફૂલનું બિછાનું.

**પાંચાલી—**આર્યપુત્ર ! લીધેલી જક ન મૂકનાર કેવા છે તે હું ન જાણતીહું તોકની. (સહર્ષ ) જો સ્થળક્રીડા કરવાને આપ ઇચ્છતા હો તો પ્રિયતમ ! ચાલો ચાલો. જુઓ પણે સ્ફટિકશિલાકને વસંતિકાએ કુસુમશય્યા થઈ શકે એટલાં કમળ તોડી રાખ્યાં છે. ( ભીમ તે તરફ જુએછે અને પછે નદી તીરપરથી પડેલી શીલાકને એકમેકના ખભાપર હાથ મૂકી જાયછે ).

**ભીમ—**અયિ પ્રિયે ! પેલી વસંતિકાને બોલાવી કે' કે આ પડેલાં પુષ્પ શીલાપર પાથરી પુષ્પશૈય્યા તૈયાર કરે.

**પાંચાલી—**( બૂમ પાડી ) વસંતિકા ! વસંતિકા ! થયું હવે એટલાં. ચાલ્ય વે'લી અહીં આવ્ય. આર્યપુત્રે મારા મનમાન્યું કરવાનું સ્વીકાર્યું છે તો મારે પણ તેમનું મન સત્વર મનાવવું જોઇએ. ચાલ્યને અલિ ! તનેય કેટલી વાર લાગેછે તે ! ( એમ બોલી અને ભીમનો હાથ ખભેથી ખસેડી નાખી આવતી વસંતિકાના સામી થોડેક સુધી જાયછે ). (ञ)

**વસંતિકા—**વયસ્યા ! આથી તે કેટલી ઉતાવળી આવું ! મને જો પરમેશ્વરે પાંખો આપી હોત તો હું આથીએ વે'લી આવી શકત !

**પાંચાલી—**( વસંતિકાકનેથી અર્ધાં ફૂલ ઉંચકી લેવા જેવું કરી ઊભી રે'છે અને તેને ભીમ ન સાંભળે તેમ કાનમાં આ પ્રમાણે કે'છે. )

---

(ञ) એટલાં—( ફૂલ, અધ્યાહાર ). મારા મન માન્યું—મારા મનમાં માનેલું તે. દ્રૌપદીએ અહીં દાસીને બહુ ઉતાવળથી બોલાવી તેની મતલબ એ છે કે તેણે ભીમનાથી છાની વાત દાસીને કહેવી છે, અને તેટલા માટે દાસીના સામે જવું છે, અને એજ વાત (ट) ભાષણમાં સિદ્ધ કરી બતાવી છે.

અલિ વસંતિકા ! તું અહીંથી આઘી ખસતી નહિ હો. જો તું અહીંથી કંઈ આઘી પાછી જઇશ તો વાત મારી જશે અને અલૌકિક કમળકોઇનાથીએ આણી આપી મારૂં મન પ્રસન્ન કરી શકાશે નહિ. જો લાવવા ધારે તો એજ લાવી આપે એવા છે. (ટ)

**ભીમ**—પ્રિયા ! ત્યારની તહીં કેમ ઉભી થઇ રહીછું ? એ ધણીએ લાવશે. ચાલ્ય ચાલ્ય વે'લી ચાલ્ય. (ઠ)

**પાંચાલી**—પ્રાણનાથ ! આ આવીને ! આ તો મેં જાણ્યું કે એ બિચારીએ આટલી બધી મે'નત કરી કુસુમ ભેગાં કરી આણ્યાં છે ત્યારે તે હું વે'લી વે'લી લીઆવું. (ડ)

**ભીમ**—વસંતિકા ! આ પડેલાં કમળ અને બીજાં સુવાસિત સુમનો વે'લાં વે'લાં આ સ્ફટિકશીલાપર પાથરીદ. (ઢ)

**વસંતિકા**—( નીચે પડેલાં ફૂલ શીલાપર પાથરી ) આર્યપુત્ર ! હવે મારી સખીસહ અહીં બિરાજો.

**ભીમ**—( ભીમ શીલાપર બેસેછે અને દ્રૌપદીને આઘી ઊભી રહેલી

---

(ટ) વાત મારી જશે—ભીમનું ક્રીડાકાર્ય પત્યું એટલે મને પ્રસન્ન કરવાની એમને ગરજ રહેશે નહિ, અને તેથી ધારેલાં કમળ આવી શકશે નહિ; તું જો ઉભી હશે તો તેમનું ક્રીડાકાર્ય સરશે નહિ. અહીં દ્રૌપદીની કમળ મેળવવાની ઈચ્છારૂપ બીજ વિશેષ સ્પષ્ટપણે વર્ણ્યું છે માટે પ્રતિમુખ સંધિનું પુષ્પ નામે અંગ વર્ણાયું છે.

(ઠ) અહીં ઇષ્ટ પદાર્થની અપ્રાપ્તિથકી ભીમ કાળક્ષેપને સહન કરી શકતો નથી. માટે સંભોગશૃંગારનો ઔત્સુક્ય નામે સંચારી ભાવ વર્ણાયો છે. (ડ) લીઆવું—લેઇ આવું. (ઢ) સુમનો—પુષ્પો.

જોઇ ખેંચી ત્યાં બેસાડેછે ) પ્રિયા ! આમ શરમાયછે શું ? વસંતિકા એ તો તારીજ છે ને ! એની તે આટલી બધી શરમ હોય ?

**પાંચાલી**—પ્રિયતમ ! આ કમળ કેવું છે ? એવાંજ કમળની શય્યા પર શયન કરવાનું હોય તો કંઇ બાકી રે' ખરૂં ? ( ण )

**ભીમ**—( તે કમળને જોઇ ) પ્રિયા ! આ તો દેવતાઇ કમળ છે કાલેજ આશ્રમમાં વાત નીકળી'તી કે જેનો વાસ આવે છે તે કમળ મનુષ્ય માણીને દુર્મિલ છે. ( त )

**પાંચાલી**—ઠીક આર્યપુત્ર ! તમેય "ચાલતી ગાડીમાં બેશી જાવ તેવા છો." મેં કમળ બતાવ્યું ત્યારે તમે કહ્યું કે એ તો ન મળી શકે તેવું છે! પણ પૂછનાર કોણ ? કે'નાર કોણ ? એમાંનું કશુંય હશે, કે હાથ પગ વગરની વાત અહીં ગોઠવી દીધી ? ( थ )

**ભીમ**—પ્રિયા ! મને આવતો સુવાસ મોહક લાગ્યો અને તારે કાજે તે કમળ લાવવાની મારી ઇચ્છા થઇ તે પરથી મેં પૂછ્યું અને લોમશ મહર્ષિએ મેં કહ્યો તેવો ઉત્તર વાળ્યો. એમાં તે શી મોટી વાત હતી કે તને પે'લેથી તે છેલ્લે સુધી માંડીને કે'વીજ જોઇએ ? ( द )

---

( ण ) દ્રૌપદી પવનથી ઉડી આવેલું સુગંધી કમળ બતાવીને કહે છેઃ પ્રિયતમ ઇ૦. ( त ) દેવતાઇ—દેવ લોકનું. દુર્મિલ—ન મળી શકે એવું.

( थ ) ભીમે કમળને દુર્મિલ કહ્યું, તે વાતને ઉડાવવાને દ્રૌપદી ઉત્તર આપે છેઃ તમેય ઇ૦—અર્થાત્ મેં કમળની વાત કાઢી ત્યારે તમે જાણ્યું કે લાવી આપવું પડશે, માટે બીજા કોઇએ તેને દુર્મિલ કહ્યું તે વાતનો તમે પણ સ્વીકાર કરી લેઇને માથેથી કાઢી નાખો છો !

( द ) તારે કાજે ઇ૦—આ વાક્ય ભીમની દ્રૌપદી પરની પ્રીતિનું

**પાંચાલી**—પ્રિયપતિ ! આમ સેંજ વાત કરતામાં ચઢી શેના જાવ છો તે ? જો તમે મારે કાજે, આવતો સુવાસ લઇ કમળ લાવવાની ઇચ્છા કરી, તો હું પણ જો આર્યપુત્રની અભિરૂચિ હોય તો મુનિકુમારિકાઓ એક વનમાં મન પ્રસન્ન થાય તેવું નૃત્ય કરે છે તે કરી બતાવું. પ્રિયતમ ! તે હું કાલેજ પૂરેપૂરૂં શીખી રહી છું. (ઘ)

**વસંતિકા**—હા હા સખિ ! એ નૃત્ય આર્યપુત્રને બતાવવા જેવું છે; માટે કરી બતાવ્ય કરી બતાવ્ય.

**ભીમ**—પ્રિયા ! જવા દેને ! નૃત્ય કરવું હોય તો તેનાં અનુકૂળ સર્વ સાધન જોઇએ. (એવે કને પડેલા મૃદંગ પર નજર જવાથી) આ મૃદંગ તો અહીં છે, પણ ઘુઘરા વગેરે જોઇએ તે આ વનમાં હોયે શેના અને મળેય કંઇથી ? પ્રિયા ! એ નૃત્ય હું અવશ્ય અનુકૂળ પ્રસંગે જોઇશ.

**પાંચાલી**—પ્રાણનાથ ! નૃત્યને માટે વાદિત્રયાદિ સાહિત્ય જેટલું ન હોય તેટલું ઓછુંજ સમજવું. તેમ એકલા મૃદંગવડે પણ નભી શકે ખરૂં. અરે મૃદંગે ન હોય તો ચાલે; માત્ર ઘુઘરા જોઇએ, તે જુઓ તો

---

વ્યંજક છે, અને તેથી દ્રૌપદીની ઇચ્છા પૂરાવારૂપ કાર્યની **પ્રાપ્ત્યાશા** નામે અવસ્થાનું સૂચન કરેછે.

(ઘ) કમળપ્રાપ્તિરૂપ કાર્યની **આરંભ** દશામાં દ્રૌપદીનો યત્ન વર્ણાય છેઃ પ્રિયપતિ ઇ૦—ચઢી શેના જાવછો તે ? ગુસ્સે શાના થઈ જાઓછો ? તે—(વાકયાલંકારવાચક અવ્યય). અભિરૂચિ—ઇચ્છા. નૃત્ય કરી બતાવવાનું કહીને, જે રીતે કાર્યસિદ્ધિ પામે એવી યોજના દ્રૌપદીએ કરીછે, માટે મુખસંધિનું **યુક્તિ** નામે અંગ વર્ણાયું છે.

ખરા, હું ત્યાંના કરતાંય સારા તમને અહીંને અહીં આણી બતાવું છું. (એટલું કહી નદી ભણી જઇ ખડખડતા ઘુઘરા વીણી લાવે છે). (न)

**વસંતિકા—**સખિ અહીં આવ્ય અહીં આવ્ય. આ શિલાની પાછળજ નર્યા ઘુઘરા છે. અહીં તે એની શી ખોટ બળી છે! (દ્રૌપદી ત્યાં આવે છે અને ભીમ ઘુઘરા કેવા હશે તે ઉંચો થઇ જુએ છે). (प)

**પાંચાલી—**(ઘુઘરા બતાવી) આર્યપુત્ર! જુઓ જુઓ આવા ઘુઘરા તો આપણે ત્યાંનાય વાગતા નથી.

**ભીમ—**(ઘુઘરા જોઇ નિઃશ્વાસ નાખી) ભલે પ્રિયા! એ બાંધી નૃત્ય કરો. વારૂ જોઇએ તો ખરા કે મુનિકુમારિકાઓનું નવું નૃત્ય તમે કેવું શીખ્યાં છો! પણ વધારે વાર થાય નહિ હો. (फ)

**પાંચાલી—**પ્રિયતમ! જરાકે વાર થવાની નથી; જુઓ તો ખરા. ગંમત પડશે. અને મને તમે નિત્ય એનું એજ કરવા કે'શો.

**વસંતિકા—**(ઘુઘરા બરાબર પગે બાંધી રહ્યા પછી) લે સખિ ઉઠય હવે નાચી બતાવ્ય. જોજે ધારી રાખેલું ભૂલી જતી. (ब)

---

(न) વાદિત્ર્યાદિ—વાદિત્ર વગેરે. ખડખડતા ઘુઘરા—શણના ઘુઘરા. (प) નર્યા—એકલા—અર્થાત્ ઘણા. દ્રૌપદી વનમાં મુનિકુમારિકાના સહવાસમાં રહીને શણના ઘુઘરાથી માહિત થયેલી છે, અને ભીમ પુરૂષને છાજતાં કૃત્યોમાં રોકાયલો રહેવાથી વનમાં રહેતાં છતાં પણ એવા ઘુઘરાથી અજાણ છે, એ કલ્પના ઠીકજ છે.

(फ) વધારે ઇ૦—ભીમની ઉત્સુકતા વર્ણી છે. (ब) ધારી રાખેલું—અર્થાત્ શાખી રાખેલું નૃત્ય અને ગોખી રાખેલું ગાયન. 'ભીમની પાસે કમળ માગવાનું ભૂલી ન જતી' એ વસંતિ-

**પાંચાલી**—અરે એ તે ભૂલાતું હશે કે? ( એટલું કહી આ પ્રમાણે અભિનયપૂર્વક ગાય છે અને નાચે છે ). ( મ )

## ચર્ચરિણી ચતુષ્પદિકા.

વનવન રનવન ભટકી અટકી થનગન નાચે હા નાચે મુનિબાળા;
રૂપ રસાળા મોહનીશાળા નયન વિશાળા ધરી કરમાળા બાળા. વન૦
પતિ અતિ રતિ ધરી મતિ કરી નિર્મલ અમલ કમલ વર લાવો લાવો;
મમ કરણ ધરૂં પતિ પાસ ફરૂં મનઆશ ભરૂં ભરપૂર લા'વો લા'વો.પતિ.૫

( પૂરૂં ગાઈ નાચી રહી નહિ તેટલામાં પ્રસન્ન થયેલો ભીમ દૃઢાલિંગન દઈ આ પ્રમાણે કહેછે ).

---

કાના વાક્યનો વ્યંગ્યાર્થ છે. અહીં એક અર્થ પ્રસિદ્ધ છતાં બીજો અપ્રસિદ્ધ અર્થ વર્ણાયો છે માટે **શોભા** નામે નાટકલક્ષણ.

( મ ) 'તારો કહેલો વ્યંગ્યાર્થ હું સમજી છું' એમ દ્રૌપદી વસંતિકાને જણાવે છેઃ અરે ઇ૦.

૫ ચર્ચરિણી ચતુષ્પદિકા—છત્રીશ માત્રાના ચતુષ્કળ નવ ગણ કરીને રચેલું ચાર ચરણનું નાચતું ગાયન. એના ત્રીજા ચરણમાં નવને ઠામે આઠ ગણ આવે છે. વનવન ઇ૦—મુનિબાળા ( વનવાસી મુનિઓની કન્યાઓ ) વનવન ( આ વનથી પેલા વનમાં એમ ) રનવન (કોઇ અહીં તો કોઈ તહીં એમ છૂટીછૂટી ) ભટકીને પછી ( એક સ્થળમાં ) અટકીને ( બધી એકઠી મળીને ) થનગન થનગન નાચે છે. કેવી મુનિકન્યાઓ શી રીતે નાચે છે તે કહેછેઃ રૂપ ઇ૦. એ કન્યકાઓ પોતાના થનારા પતિ પાસે શું ઇચ્છે છે તે વર્ણે છેઃ પતિ ઇ૦. રતિ—પ્રીતિ. નિર્મળ—( મતિનું વિશેષણ. ) અમળ—( કમળનું વિશેષણ ). અથવા, નિર્મળ અને અમળ બન્ને શબ્દોને કમળનુંજ વિશેષણ ગણીએ તો, અમલ—સ્વચ્છ—સફેદ અને નિર્મળ—કચરા કાદવથી નહિ બગડેલાં, એવા બે જૂદા જૂદા અર્થમાં નિર્મળ અને અમળ શબ્દો વપરાયા છે માટે **શબ્દાર્થઉભયચમત્કચિત્ર.** જેમ,

**ભીમ—**પ્રિયતમા ! ધન્ય છે ધન્ય છે ! મુનિકુમારિકાઓનું અનુકરણ કરવામાં તું પૂરેપૂરી પાર ઉતરી ગઇછું ! ! પ્રિયા ! તેં આટલી બધી નિપુણતા આ શીખવામાં ક્યારે સંપાદન કરી ? કે,' કે' તો ખરી ! નૃત્ય કરતાં તેં જે ચપળતા દર્શાવી છે તેનું વર્ણન થઇ શકે તેવું નથી ! ! (મ)

## શ્લોક.

મૃગયા કરનારાઓ, ભાળી મૃગલી ગતિ કરે જેવી;
તુજ ચપળતા તેવી, કે'વી કયમ કરી કહે કુશળ દેવિ ! ૬

પ્રાણપ્રિયા ! માગ્ય માગ્ય; જા તું જે માગે તે તને મેં આપેલુંજ છે એમ તારે જાણવું. અહા ! તેં આ કાર્યમાં શી નિપુણતા સંપાદન કરી છે ! માગ્ય માગ્ય; પ્રિયા ! શું મારી કને માગવાની ઇચ્છા છે ?

---

" करिकुंजररुधिररक्त करनखरः " ( જુઓ કાવ્યપ્રકાશ ). કમળને શું કરી-શું તે કહેછે: મમ ઇ૦—તેને હું મારે કાને ધરૂં, પછી પતિની પાસે ફરૂં, અને મનની આશ ભરપૂર ભરૂં ( પૂર્ણ કરૂં ), એજ લા'વો છે, લા'વો છે. આ ગાયનમાં મુનિકન્યાઓની ઉક્તિના મિષથી દ્રૌપદી પણ પોતાના પતિ પાસે કમળ માગે છે, એવી સૂચના કરીને **શોભા** નામે નાટયલક્ષણ વર્ણ્યું છે.

( મ ) મુનિકુમારિકાઓનું અનુકરણ કરવામાં—તેમની પેઠે અભિનય કરી નાચી બતાવવામાં. કે' કે'—( અતિ જીજ્ઞાસાને લીધે બે વખત પૂછ્યું છે ).

૬ શ્લોક—ગીતિ. મૃગયા ઇ૦—મૃગયા ( શિકાર ) કરનારાઓને જોઇને મૃગલી જેવી ગતિ કરે છે તેવી તારી ચપળતા છે. હે કુશળ દેવિ ! એવી તારી ચપળતા કયમ કરીને કહેવી ( વર્ણવવી ) તે તું કહે ! દેવી નૃત્યમાં કુશળ છે એવા અભિપ્રાયને સૂચવનારૂં 'કુશળ' વિશેષણ છે, માટે **પરિકરાલંકાર.**

**પાંચાલી**—પ્રાણનાથ ! મેં કંઇ મારા મનની ઇચ્છા પૂરાવવા આર્યપુત્રને નૃત્ય કરી બતાવ્યું નથી. આ તો ભલા મેંકું એ નાચ હું શીખી રહી'તી ત્યારે તમને બતાવ્યું હોય તો ઠીક ! આર્યપુત્ર ! માગ્ય માગ્ય કહી રહ્યા છો તે મારી મશ્કરી તો નથી કરતા ? પ્રાણપ્રિય ! આ નાચ શીખવા માંડ્યાને મને બે દિવસ થયા છે ! ! ( ય )

**ભીમ**—( સહર્ષ ) પ્રિયા ! એટલાજ માટે હું તને સ્વેચ્છિત પારિતોષ આપવા પ્રવૃત્ત થયો છું. માગ્ય માગ્ય, જે તારી ઇચ્છામાં હોય તે માગી લે. ( ર )

**પાંચાલી**—આર્યપુત્ર ! આપ એમ ન સમજશો કે આ હું બદલો વળાવવાની ઇચ્છા કરૂંછું. પરંતુ આપણાં દુઃખનો વીસારો પાડવાને તમારા અતિ આગ્રહથી હું માગુંછું કે, પ્રાણપતિ ! આવાં ( દિવ્ય કમળ દેખાડી ) સહસ્ત્ર સરોજ આણી આપી મને પ્રસન્ન કરવા ઇચ્છતા હો તો કરો. ( લ )

**ભીમ**—( સઆશ્ચર્ય ) અરે ! એ અલભ્ય અરવિંદ કિયે પ્રકારે લાવી શકાય ? કદાપિ તેમ છતાં જીવને જોખમે આણ્યાં તો તેનો ઉપ-

---

( ય ) મેંકુ —'મેં કહ્યું ' એનું સંક્ષિપ્ત રૂપ. 'મારા મનમાં એમ હતું કે' એવા અર્થમાં એ શબ્દ વપરાય છે.

( ર ) સ્વેચ્છિત પારિતોષ—તારી ઇચ્છામાં આવે એવું ઇનામ. પ્રવૃત્ત થયો છું—અર્થાત્ તૈયાર થયો છું.

( લ ) બદલો વળાવવાની—( મેં નૃત્ય દેખાડ્યું તેનો ). અર્થાત્ તમારે બદલો વાળવો તો જોઇએ, એ વ્યંગ્યાર્થ છે. દુઃખનો—વનવાસ સંકટનો. સરોજ—કમળ. કરો—( પ્રસન્ન, અધ્યાહાર ).

ચોગ કેટલી ઘટિકા લેવાનો ! પ્રિયા ! એવું હાસ્ય કરવું જવા દઇ જો માગવાની ઇચ્છા હોય તો આપી શકાય તેવું કંઇ માગ્ય. ( व )

**પાંચાલી—**( સકોપ )આર્યપુત્ર ! ત્યારે કિયે મોઢે બોલ્યા'તા કે જે ઇચ્છા હોય તે માગ્ય. હવે આપી શકાય તેવું કંઇ માગ્ય એ બોલ બોલનારે શું પાંડુનંદનજ છે કે ? આપનારે માગનારનું મન પ્રસન્ન કરવું એટલુંજ કાર્ય કરવાનું છે. તે તેનો કેવો અને કેટલો ઉપભોગ કરશે તે આપનારને જોવાનું નથી. ( श )

**ભીમ—**( એકદમ કોપાવેશમાં આવી ) અરે તારાં કમળ લેજે. " ગાળી રૂઠ્યો તેનાં કુસુમ લેશે. " કંઇ તેને શિખાને સ્પર્શ કરવાનો અધિકાર નથી 'પાંડુનંદનજ કે' ? એવા શબ્દ બોલનારમાં જો કોઈ જીવતું રહ્યું હોવ તો કૃષ્ણાજ રહી છે એમ સમજવું. સત્પાત્ર દ્વિજ

---

( व ) અલભ્ય—ન મળી શકે એવાં ( દેવનાં છે માટે ). અરવિંદ—કમળ. જીવને જોખમે—તે લેવા કુબેરના દેશમાં જવું પડે અને કદાચ તેના સેવકો તે ન લેવાદે તેથી તેની સાથે યુદ્ધ કરવું પડે તેમાં જીવનું જોખમ છે કેટલી ઘટિકા ?—અર્થાત્ થોડી વાર પછી તો તે કરમાઇ જઇ સૂકાઇને નકામાં થશે. હાસ્ય ઇ૦—કેમકે કમળ જેવી ક્ષુલ્લક ચીજ માટે જીવનું જોખમ વોહોરવાનું કોઇ વિચારવાન માણસ તો કહે નહિ. તું પણ વિચારવાન છે; તેમ છતાં તું એવું કહે છે માટે એ જરૂર હાસ્ય હોવું જોઇએ.

( श ) શું પાંડુનંદનજ છે કે—'જે ઇચ્છા હોય તે માગ્ય' એમ બોલનાર તો પાંડુનંદન હતા, પણ 'હવે આપી શકાય તેવું માગ્ય' એમ તમે બોલો છો. માટે તમે તેજ હશો કે બીજા એવી શંકા થાયછે. અર્થાત્ એક બાપનો હોય તે તો આમ બે બોલી ન કરે, એવો એ વાકયમાં વ્યંગ્યાર્થ છે.

જોઇ દક્ષિણા આપી તેથી તે મખ કરે વા મદ્ય પિયે તેનું આપનારને શું સ્નાનસૂતક છે ? (ष)

**પાંચાલી—**પ્રિયતમ ! કિંકરીનો અપરાધ થયો હોય તો તે ક્ષમા કરશો. તમે જે સત્પાત્ર દ્વિજાદિવાળું વાક્ય બોલ્યા તેટલુંજ મેં કહ્યું છે. મેં જે કમળ મંગાવ્યાં છે તેનો ઉપભોગ આપની સાથે વિહાર કરવામાંજ કરવો છે; છતાં તમારાથી તે ન લાવી શકાય તેમ હોય તો આ " ઘરના ભૂવા અને ઘરના જાગડિયા છે " એટલે બોલ્યું આ બોલ્યું કરવામાં કંઇ બેસરાણુ બેસવાનું નથી. (स)

**ભીમ—**અલં. તારે તારાં માગેલાં કમળ જોઇએ છીએ એટલુંજ છેકની, કે મને વાક્ચાતુર્યથી વેધવો અને તે મેં સહન કરવું, એવું બીજું

---

(ष) દ્રૌપદીના મેહેણાથી ભીમ કોપે છેઃ અરે ઈ૦. કંઇ બ૦—" મા-ળી રૂઠયો ફૂલ લેશે " એ કહેવતને પૂરી કરવાને તેનો અર્થ કહી બતાવ્યો છે. અર્થાત્ તે "કંઈ ચોટલી લેવાનો છે ?" પાંડુનંદનજ કે બ૦—અર્થાત્ જો આ બોલ કોઇ બીજું બોલ્યું હોત તો તેના હું પ્રાણ લેત ! અને તેવાના પ્રાણ લીધા પણ છે ! મખ-યજ્ઞ. મદ્ય–દારૂ. અહીં ભીમનો ક્રોધ વર્ણ્યો છે તે, કમળ લેવા જતાં જે યુદ્ધ કરવા રૂપ **અવાંતર કાર્ય** વર્ણાશે તેનું બીજ છે.

(स) કિંકરી—દાસી. તમે બ૦—સત્પાત્ર બ્રાહ્મણને આપેલી દક્ષિણાને તે સારા કામમાં વાપરે અથવા કુમાર્ગે વાપરે તેમ મને આપેલાં કમળને હું સારે માર્ગે વાપરૂં અથવા ખોટે માર્ગે વાપરૂં, તેમાં તમને કાંઇ નથી. એમ તમે કહીને મારા આચરણ ઉપર શંકા લાવોછો કે કદાચ દ્રૌપદી આણી આપેલાં કમળનો ખોટો ઉપયોગ પણ કરે ! મારા ઉપર આવી શંકા લેઈ આક્ષેપ કરનારૂં વાક્ય જે તમે બોલ્યા છો, તે મારા કહેલા પાંડુનંદનવાળા વાક્ય કરતાં કોઇ પ્રકારે ઉતરે તેમ નથી. કમળનો ઉપયોગ કેવી રીતે કરવાનો છે તે બતાવે છેઃ મેં જે બ૦. જાગડિયા—જાગરિયા. ઘરના બ૦—અર્થાત્ અહીં કોઇ પરાયું નથી કે જેથી તમો તમારૂં બોલ્યુ ફેરવશો તો લાજ જશે !

વરદાને કંઇ માગી લીધું છે! વસંતિકા! તમે આશ્રમમાં જાવ, હું કમળ લઇ આવું છું. ( એવે, ભીમને શોધતો અને આમ તેમ જોતો સ્મરવર્ધક પ્રવેશ કરે છે ). ( ह )

**સ્મરવર્ધક**—અહો આર્યપુત્ર તો અહીં છે ને શું ? મહારાજ ! વત્સ ઘટોત્કચે પૂછાવ્યું છે કે આજ મખમૃગ લેવા તમે જશો કે હું જઇ લઇ આવું ? વળી મહારાજા યુધિષ્ઠિરે કહ્યું છે કે આજ ક્યારના વૃકોદર ક્યાં ગયા છે? માટે મહારાજ ચાલો, તેમને મળી પાછાં આવવું હોય તો આવજો. ( का )

**પાંચાલી**—" કુંડી ચૂડો પે'રવા ગઇ ત્યારે મરૂડિયો માંદો પડ્યો." " ભાવતું'તું ને વૈદ્યે કહ્યું." આર્યપુત્ર ! જાવ જાવ, એ લાવવાનું કામ કઠણ છે તો. સ્મરવર્ધક ! તું મારો જેવો વાલેશરી છું તેવો વાલેશરી મારો આખા વિશ્વમાં બીજો કોઇ નથી ! ( खा )

**ભીમ**—પાંચાલી ! મેં મુખમાગ્યું આપવાનું કહ્યું છે એટલે તને સહુ પે'લી પ્રસન્ન કરીશ. અલ્યા સ્મરવર્ધક ! જા જઇ ઘટોત્કચને મખમૃગ લાવવાનું કે' અને મહારાજાને વિદિત કરજ કે વૃકોદર આ વનનાં રમણિક સ્થળ જોવા ગયો છે તે અધુના પાછો આવશે. જો અલ્યા ! બીજું કંઇ કે'તો નહિ હો.

---

( ह ) અલં—બસ—હવે વધારે બોલવાની જરૂર નથી. અર્થાત્ વધારે બોલીશ તે મારાથી સહન થશે નહિ. આ વાક્ય ભીમનો ન સહન થાય એવો કોપ બતાવનારૂં છે. ( का ) મખમૃગ—યજ્ઞને માટે મૃગ.

( खा ) મરૂડિયો—ચૂડગર. અર્થાત્ કમળ લાવી આપવાને તમે કચવાતા'તા એવામાં આ માંડ માંડ તેડું આવ્યું. કેમકે માત્ર ઘણીવારથી મળ્યા નથી. તેટલા પરતીજ તમારી ત્યાં જરૂર છે, તે કાંઇ ખરી જરૂર કહેવાય

**સ્મરવર્દ્ધક**—અમારી તો બલા રાત બીજું ને ત્રીજું કે'છે કે જાણેય છે. " જેમ નચાવે તેમ નાચોને ! " દેવિ ! મંત્રાનંદ સમયે અમને બદલ્યા હોત તો આજ આમાંનું કંઇએ રે'ત નહિ. ( ગા )

**વસંતિકા**—અલ્યા વાહરે ! તને એકલાનેજ બોલતાં આવડેછે કે શું ? " પ્રસન્ન થયેલું શ્વાન મુખ ચાટે અને કોપે ત્યારે પગ તોડે. " એમાં કિયાને વખોડે અને કિયાને વખાણે ? જા તું તારે જ્યાં જતો હોય ત્યાં. ( ઘા )

**સ્મરવર્દ્ધક**—વાહરે બટુકાણી ! તમે તો પટુકાણી કરવાનું શીખ્યાં ને શું ? જો જો કોઇ ભટાણી કરી ના દે હો ! ( ઙા )

---

નહિ. એમ છતાં હવે તમે જો ત્યાં જાઓ, અને કમળ ન આણી આપો, તો તમે નથી આપી શકાતાં એમજ જાણવું જોઈએ.

( ગા ) જેમ ઇ૦—જેમ દ્રૌપદી નચાવે તેમ નાચો. અર્થાત્ અમારે તો તમે ખોટું કહેશો તોય હાજી હાજી કરવું પડશે. દ્રૌપદીને મંત્રાનંદનો પ્રસંગ સંભારી આપીને મેહેણું મારે છે: દેવિ ઇ૦—મંત્રાનંદ આવ્યો તે વખતે મને દૂર કર્યો હોત તો મારે શું કરવા તમારી પાસે આજ આવવું પડત ! અર્થાત્ તમે પોતાના આપ્તઅનાપ્તને ઓળખી શકતાં નથી !!

( ઘા ) દેવીના આગળ વિદૂષક આમ વધારે પડતું બોલ્યો તે તેની સખી વસંતિકાથી ખમી શકાયું નહિ તેથી તે તેને કહેછે: અલ્યા ઇ૦. પ્રસન્ન ઇ૦—" કૂતરૂં રીઝે તો મુખ ચાટે અને ખીજે તો પગ કાટે " એ કહેવતનો અનુવાદ. મતલબ કે તું નારાજ થાય ત્યારે મેહેણાં મારે અને રાજી થાય ત્યારે વિવેક વગરનું બોલે, એમ બન્ને રીતે કૂતરા જેવો છે.

( ઙા ) બટુકાણી—બટુકની પત્ની. વટુક—નાનું બાળક. એ ઉપરથી નાદાન છોકરા જેવી બુદ્ધિવાળા બ્રાહ્મણને બટુક કહે છે. દાસીને વિદૂષકે બટુકાણી કહીને તેનો એ રીતે તિરસ્કાર કર્યો: એક તો, તું નાદાન છોકરી

**ભીમ**—વયસ્ય ! હવે કંઇ પણ બોલ્યા વિના દેવીને આશ્રમમાં લઇજા. હું થોડા સમયમાં ત્યાં આવુંછું એમ કહેજે. પ્રિયા ! તારા બોલ્યા સામું ન જોતાં તને પલકવારમાં પ્રસન્ન કરી જાણજે. ( કૃષ્ણાકને જઇ કાનમાં ) પણ મારા આ કમળ લેવા ગયાની વાત મહારાજા ન જાણે તેવી વ્યવસ્થા કરજે. ( એવે ત્યાં વિદ્યાધર પ્રવેશ કરેછે ). ( ચા )

**વિદ્યાધર**—( દ્રૌપદીને જોઈ ) મહિષીને સત્વર બોલાવી લાવવા મને મહારાજે તથા ધૌમ્યાચાર્યે મોકલ્યો છે. ( છા )

**પાંચાલી**—( નમન કરી ) હા દ્વિજદેવ ! હું આ આવી. પ્રિયતમ ! વે'લા આવજો; હવે હું જઉં છું. ( એટલું બોલી જતા ભીમને જોતી જોતી સહુ સાથે ચાલી જાય છે ).

( ચાર ભૂત પ્રવેશ કરે છે. )

**બ્રહ્મરાક્ષસ**—અહો અવગતિક ! આજ અત્યંત આમોદ

---

છે, અને બીજું બટુકની પત્ની છે ! પટુકાણી— ( પટુ—ચતુરાઇવાળી—કા'ણી વાત ) ચતુરાઇ ભરેલી વાત. બાંજો ઉપલક દેખાતો અર્થ—પટપટારો—લવારો. ભટાણી ઇ૦—તને આવી ચતુર જાણીને રખેને કોઇ ભટ પરણી ન બેસે !

( ચા ) તારા બોલ્યા સામું ન જોતાં—તેં મને જે પાંડુનંદન વગેરે વચન કહ્યાં છે તે ઉપર વિચાર કરતાં તો મારે તારા સામુંય ન જોવું જોઈએ, એમ છતાં પણ તું એવાં વચન મારા પરના સ્નેહને લીધે બોલી છે એમ માનીને. મહારાજા—યુધિષ્ઠિર. વિદ્યાધર—ધૌમ્યનો એક શિષ્ય.

( છા ) મહિષી—પટરાણી—દ્રૌપદી. જતાં જતાં દ્રૌપદી ભીમને સ્નેહવચન કહેછે: પ્રિયતમ ઇ૦. જતા ભીમને જોતી જોતી—એ વાક્યથી દ્રૌપદીનો ભીમપરનો અનુરાગ વર્ણ્યો છે.

માપ્તિ થાય એમ લાગે છે. જો પેલો દીર્ઘકાય આવે છે તે તારા નામની ગતિને પામે તેમ કરચ. એટલે આપણે પંચ મળી પરમેશ્વરના લોકને પામિયે "એકથી અનેક ભલા" એમ કહેલું છે. ( જા )

## શ્લોક.

"જ્ઞાતિ તો નાકકટાની, વાધે તેમ વધારિયે;"
ભવિષ્યે ભૂતયોનિ જો, પામ્યે વૃત્તિ ન વારિયે. ૭

---

( જા ) પ્રવેશ ૨ જો. સ્થળ—ગાઢ જંગલ. આ પ્રવેશમાં ભીમને ચાર ભૂત મળેછે. વીર પુરૂષ ભૂતાદિકને કેવાં તુચ્છ ગણે છે, તથા જે ભૂતથી બીહીતા નથી તેમના પર તેમની સત્તા ચાલતી નથી, એમ બતાવવાને આ પ્રસંગ વર્ણ્યો છે. બ્રહ્મરાક્ષસ—બ્રાહ્મણ જાતિનો ભૂત. અવગતિક—કણબી, કોળી વગેરે અન્ય જાતિનો ભૂત. દુર્વાસનિક બ્રાહ્મણ મરીને જેમ બ્રહ્મરાક્ષસ થાય છે તેમ તેવો શૂદ્ર મરેછે ત્યારે તે અવગતિયો થયો કહેવાય છે. અને તે ઉપરથી "અવગતિક" નામની યોજના કવિએ કરેલી છે. એ પ્રમાણે ચાંડાળ મરીને ઝાંપડો થાયછે વગેરે જાણવું. આમોદ—હર્ષ. ( બ્રહ્મરાક્ષસ છે માટે સંસ્કૃતપ્રાય ભાષા વગેરે વર્ણ્યું છે ). ભીમને આવતો જોઇને કહેછેઃ જો ઇ૦. દીર્ઘકાય—લાંબા ( મોટા ) શરીરવાળો—ભીમ. તારા નામની ગતિને—તું અવગતિયો છે, માટે તેને પણ અવગતિયો કર—મારી નાખ. ( અંતરિયાળ મરે તે અવગતિયો થાય છે, એમ સામાન્ય લોકો માનેછે ). પંચ મળી—પાંચ ભૂત થઇને. બ્રહ્મરાક્ષસ, અવગતિક, ઝાંપડો, અને ઝાંપડી, એવાં ચાર ભૂત છે. અને આ પાંચમો આવી મળે તો પાંચ થઇએ. પરમેશ્વરના લોકને પામિયે—ઉદ્ધાર પામીએ. લોકોમાં પણ કહેવાય છે કે "પંચ ત્યાં પરમેશ્વર." આપણે ભૂત પણ પાંચ, થઇશું તેથી આપણે પણ પરમેશ્વર થઇ શકીશું. પરમેશ્વરના લોકને પામવાને એની શી જરૂર ? એમ કહેશો તોઃ—એકથી ઇ૦.

૭ શ્લોક—અનુષ્ટુપ્. જ્ઞાતિ તો ઇ૦—લૌકિકકથનનો અનુવાદ છે માટે લોકોક્તિ અલંકાર. ભવિષ્યે ઇ૦—અને એમ કરતાં ભવિષ્યે ( ભોગભવિષ્યે—કદાચિત્ દૈવયોગથી ) જો તેને ભૂતયોનિ ( ભૂતજાતિ ) પ્રાપ્ત થાય

**અવગતિક**—ઇની બુનને રાખું છેતરમાંય એ હુઇએ તો હવણ થાયસે. હું તો ઇને હાઉં કરતોક બીધાવીશ. જો બીધ્યો તો મેં લીધ્યો હમજજે. સોને સોરો જાડો ભમ રચો. અલ્યા ભરમરખસા ! એ દીચરાના ટોંટિયા હીધા હટ કિમ હશે ? ( ઝાંપડા સામે જોઇ ) અલ્યો ઝાંપડા તું તો એ મારા સૈયાને વડગીઝ પડજે, સોડતો ના હો. ( જ્ઞા )

**ઝાંપડો**—( તાળી આપી ) હાય કે હાહુના હું તે ચિમ સોડતો હેઇશ. હાહુના છયાને એવો વળગુ વળગુ કે ઇનું ભરતિયુજ કરી લાખુ. મરચ કે માતા મેલડી ! તુંય હાહુની મેર કરતી દેખું. ( ઝાંપડી સામું જોઈ ) અલિ ઉ તારા ઠેંકરામાં ચોખા રાંધુ. જો હહરાઝીને હાહુની ન વળઝી-

---

તો તેમ કરતાં આપણી વૃત્તિને વારિયે ( અટકાવીએ ) નહિ. અર્થાત્ બીજાને ભૂતયોનિ પમાડવાને યત્ન કરતાં આળસ કરવું નહિ. ભૂતોનો આવો સ્વભાવ તેમની વાણીદ્વારા વર્ણ્યો છે માટે **સ્વભાવોક્તિ** અલંકાર. “ ભવિષ્યે ભૂત ” એ શબ્દોથી “ ભવિષ્યકાળમાં ભૂતકાળ ” એવો અપ્રસ્તુત અને વિરૂદ્ધ અર્થ ઉત્પન્ન થવા રૂપ, વિરોધ ન છતાં વિરોધનો આભાસ છે, માટે **વિરોધાભાસ** અલંકાર.

( જ્ઞા ) અવગતિયો થયેલો કોઇ ખેડૂત કોળી છે એમ એની ભાષા તથા અર્થ ઉપરથી વ્યંજિત કરે છેઃ ઇની ઇ૦— આ લોકોની ભાષામાં અને શુદ્ધ ભાષામાં કેટલો તફાવત છે તે જણાવવાને તથા અર્થના સ્પષ્ટિકરણ માટે અવગતિકનાં વાક્ય નીચે શુદ્ધ ભાષામાં લખી બતાવ્યાં છેઃ એની બેનને રાખું ખેતરમાંય એ હોઇએ તો ( હવણ ) ગમ્મત થાય છે. હું તો એને હાઉ ·( બીહીવરાવવાનો ઉચ્ચાર ) કરતો (‘ હાઉ ’ એમ બોલીને ) બીહીવરાવીશ. જો બીહીન્યો તો મેં લીધો ( મારી નાખ્યો ) સમજજે. છોને ( સોરો ) દીકરો જાડો ( ભમ ) બહુ જાડો ( રચો ) રહ્યો ( બહુ જાડો હોય તેને ભીમ—ભયાનક અથવા ભીમ જેવો કહેવાનો ચાલ છે. ) અલ્યા બ્રહ્મરાક્ષસ ! એ દીકરાના ટાટિયા સીધાસટ કેમ હશે ? અલ્યો ઇ૦—અલ્યા ઝાંપડા ! તું તો એ મારા છૈયાને વળગીજ પડજે; છોડતો ના હો.

કની, તો કાચીને કાચી કૈડી ખઈશ ! હાશ ! પરેશરી હાશ ! ! ( ઇત્યાદિ બોલી નાચેછે અને છભ લળકાવેછે. ) ( આ )

**ઝાંપડી—**મરચ કે મુઆ ! ત્યારી ધાથરીમાં ઘુણ્યાઘુણ્ય થ્યાય ! અલ્યો ઇય નાં જાણે કે હું ઝાંપડી તિ વળગી તિ વળગી તિ વળગીજ રી. ઇવા ઇવાને ભખી ભખીનીજ માત્યા મેલડીથી સઇ. મુઆ ! હુંય માત્યા થ્યાસ. ( ઈત્યાદિ બોલી આવતા ભીમને નીચી નમી જુએ છે અને મુખ ફાડી તેને બીવરાવે છે. ) ( ટા )

( પાટે હણેલા મણિધર જેવો વેશ ધારી ભીમ પ્રવેશ કરે છે. )

**ભીમ—**અહા ! ક્ષમાની તમા ! અને તે આ ભડભીમને ! ! કૃષ્ણા ! આજ તારૂં સુદૈવજ કે તું જીવતી રહી ! અરે કમળ ક્યાં છે ? ક્યાં છે ? તેના રક્ષકો તે મને કેમ આણી આપી જતા નથી ? ભલે !

---

( આ ) ઝાંપડો જાતનો ભંગિયો હોવાથી ભંગિયાની ભાષા વાપરી છે. ચિમ—કેમ. સોડતો—છોડતો. છ્યાને—છૈયાને. ભરતિયુંજ ઇ૦—અર્થાત્ અગ્નિમાં બાળી નાખ્યા જેવો કરૂં. મેર—દયા. મતલબ કે આ જાડા મુસાફરને કેમ મારી નાખતી નથી ? ઉ—ઓ. તારા—( ચોખા સાથે સંબંધ ). અર્થાત્ તું મર અને તારો દહાડો ખાઉ ! હલરાઝીને—અર્થાત્ આ આવતા મુસાફરને. પરેશરી—પરમેશ્વરી ( મેલડી માતાનું સંબોધન ).

( ટા ) અંત્યજ લોકોની સ્ત્રીઓની ભાષા ઝાંપડીના ભાષણદ્વારા વર્ણી છે; ત્યારી—તારી. ધાથરીમાં—હાથરીમાં—હાંલ્લીમાં ઘુણાઘુણુ—ઢૂણાઢૂણુ અર્થાત્ તારી હાંલ્લીમાં ઓરેલું અન્ન બળી જાય ! અલ્યો ઈ૦—અલ્યા ! એમ ( એટલુંય—એતુંય ) ના જાણે કે ( નથી જાણતો કે ) હું ઝાંપડી; તે વળગી તે વળગી તે વળગીજ રહી. એવા એવાને ભખીભખી નીજ ( ખાઇ ખાઈનેજ ) માત્યા ( માતા ) મેલડી થઇ છે, મુવા ! હુંય માતા થઇશ.

એ અરવિંદાનું રક્ષણ કરનાર ઇંદ્ર, વરૂણ, વા કુબેર હોય, વા સાક્ષાત્ શંકર હોય, તોપણ તે યમપુરીના માર્ગસ્થજ માનવા જોઇએ. ( ઠા )

### શ્લોક.

ઘડેડાટ કર્તી ગદા **મારી આ જો,**
છૂટે છેલડી તો સુરો **મારીઆ જો;**
ભલે ભૂત પ્રેતો ! હવે હામ **મેલો,**
ભગાડે જગાડે ભલો જુદ્ધ **મેલો.** ૮

---

( ઠા ) પાંડુનંદનવાળું દ્રૌપદીનું વચન ભીમના મર્મસ્થળને લાગ્યું છે તે ભૂલાતું નથી, એમ બતાવવાને ભીમનું તે સંબંધી ભાષણ વર્ણે છે: અહા ! ઇ૦—અહા ! શું હું ભીમભડ કોઈનેય ક્ષમા કરૂં એવો છું ? અર્થાત્ નહિજ પણ આજ મેં દ્રૌપદીને એના અપરાધની ક્ષમા કરી ! એજ વાતને વધારે સ્પષ્ટ કરે છે: કૃષ્ણા ઇ૦. કૃષ્ણા—દ્રૌપદી. ભીમના મનમાં આવો ક્રોધ જામી રહ્યો હોય તોજ તેના આવેશમાં દૈવી કમળ લાવવા જેટલી હિમ્મત અને સાહસ થાય, એવા હેતુથી ભીમનો ક્રોધ વર્ણ્યો છે. ભીમનો ગર્વ વર્ણે છે. અરે ઇ૦—અર્થાત્ દેવના રક્ષકો પણ દેવ હોવાથી તેમણે મારા મનની ઇચ્છા જાણવી જોઈએ, અને મારા પરાક્રમને પણ જાણવું જોઇએ એમ છતાં તેઓ કમળ મને નથી આપી જતા એ શું આશ્ચર્ય છે ! ! કદાચિત્ તેઓ પોતાના દૈવીબળના ગર્વથી નહિ આપી જતા હોય એમ તર્ક કરીને કહે છે: ભલે ઇ૦. યમપુરીના માર્ગસ્થ—જમપુરીને રસ્તે પડેલા.

૮ શ્લોક—ભુજંગી. કર્તી—કરતી. છૂટે ઇ૦—એ છેલડી ( અર્થાત્ શોભિતી ગદા ) જો મારા હાથમાંથી છૂટે તો તેણે બધા સુરો ( દેવો ) ને મારીઆ ( માર્યા ) એમ જો. પેહેલા ચરણનો છેલ્લો ' જો ' અવ્યય છે. ભલે ઇ૦—ભલે તે સ્થળનું રક્ષણ કરનાર ભૂત અને પ્રેતો હોય, તો હું તેમને પણ કહુંછું કે તમે હવે હામ મેલો—છોડી દો; કારણ કે આ ભીમ યુદ્ધરૂપી ભલો મેળો જગાડે અને તમને ભગાડે. આ કવિતામાં દરેક ચર-

( "ભૂતપ્રેતો" ઇત્યાદિ ભીમના ભયાનક શબ્દો શ્રવણ કરી બ્રહ્મરાક્ષસ પૃથ્વીમાં સમાઇ જાય છે અને આત્રગતિક ભડકો થઈ અંતરિક્ષમાં ઊડી જાય છે તથા ઝાંપડોઝાંપડી પડતાં આખડતાં ખૂણે વચાળે સંતાઇ જાય છે. )

**ભીમ**—શું મને અદ્યાપિ કોઇ કમળ આણી નથી આપી૮-તું ! ! શું દેવો તમને ગર્વ થયો છે નહિ વારૂં ? ઠીક, હવે હુંજ આ વાસ આવે છે તે પરથી તે સ્થળ શોધી કાઢી તેના રક્ષકોના સમાચાર લેઉંછુ લેઉં છું. ( એમ બોલતો બોલતો ચાલ્યો જાય છે. ) ( ह्य )

( આવતો માણુસ જોઇ મહિપાદિ પશુઓ તથા વ્યાઘ્ર ભલ્લુકાદિ અનેક શિકારી પ્રાણીઓ તેને મારી ખાવાના લોભથી દોડી આવેછે. )

**ભીમ**—( વ્યાઘ્રને જોઇ ) અરે ક્રૂર ! શું તું મને મારવાની ઇચ્છાથી આમ તેમ સંતાઇ રહી લાગ તપાસ્યા કરે છે ? અરે તું વ્યાઘ્ર છું કે શ્વાન ? જો તું વ્યાઘ્રની જાતિમાં ઉત્પન્ન થયેલો હોઉં તો સામો થા સામો થા ! ગભરાયલા જેવો આમ તેમ નાસે છે કેમ ? ( એટલું કહી વાઘને પકડી સૂકર પર નાખેછે તેથી ભય પામી બંને પડતાં આખડતાં નાશી જાયછે ). અરે ! આ એકદમ પાણી ક્યાંથી ઉઠ્યું ? હાં હાં ઠીક, એ તો આ ભલ્લુક મને ગભરાવવા ઇચ્છે છે. વારૂ લાવ્ય ત્યારે એની પણ ખબર લઇ નાખું ! ( એમ વિચાર કરી બેચાર રીંછને સામટાં પકડી પૃથ્વી પર પછાડે છે. ) અહા ! પેલો મત્ત માતંગ મને મારવા દોડી આવતો દેખાયછે ! ( ગદાને તોળી જોઇ ) ( द्य )

---

ણુના છેલ્લા પ્રાસાનુપ્રાસ એક જાતના શબ્દથી બનેલા છે માટે **પાદાંત-યમકાલંકાર.**

( ह्य ) લેઉં છું લેઉ છું—( અતિશય ક્રોધથી થયેલી ત્વરા બતાવવાને દ્વિરૂક્તિ કરી છે ).

( द्य ) મહિષાદિ—પાડા વગેરે. ભલ્લુકાદિ—રીંછ વગેરે. શિકારી

## શ્લોક.

ગદા હવે તું હરખી વિચારૂં હું;
મને ગમ્યું સ્થાન તને ન વારૂં હું,
સદા સુખી થા ન તુંને વિસારૂં હું;
અરે ન મારૂં મનમાન્યું ધારૂં હું. ૯

( એટલું બોલી વેગથી દોડી આવતા હાથીને એક ગદાઘાત કરે છે

---

પ્રાણી—બીજાં પ્રાણીનો શિકાર કરી જીવનારાં. ભીમનું નિર્ભયપણું તથા બળવાનપણું વર્ણે છે: અરે ઇ૦. ક્રૂર—( વાઘનું સંબોધન ). સૂકર—વરાહ. વનમાંનાં રીંછ મુખમાંથી પાણી ઉરાડી પોતાના શિકારને ગભરાવી નાખે છે અને પછી મારી ખાય છે, તેના જેવો પ્રસંગ વર્ણે છે: અરે આ એકદમ ઇ૦. મત્તમાતંગ—મદોન્મત્ત હાથી.

૯ શ્લોક-ઉપેંદ્રવજ્રા. ગદા ઇ૦-હે ગદા! હવે તું હરખ પામી છે એમ હું વિચારૂં છું. ( તને ઉપયોગી થવાનું સ્થાન મળ્યું માટે ) વાઘ, રીંછ, અને સૂકર જેવાં પ્રાણીઓને તો હલકાં ગણતો હતો એટલે તેના ઉપર ગદાનો આઘાત કરવો ઉચિત નહોતો; પણ હવે આ મોટા દેહવાળો હાથી છે માટે ગદાનો ઉપયોગ થઈ શકે એમ છે, એમ ધારીને તું હરખી છે, એમ હું ધારૂં છું. મને ઇ૦—( તારા ) મને ( મનમાં ) સ્થાન ( હાથીના દેહરૂપી ) ગમ્યું તો હું તને વારતો નથી–ભલે તું જઇને એના ઉપર પડ અથવા, મને પણ એ સ્થાન ગમ્યું છે માટે તને હું વારતો નથી. ગદાને આશિર્વાદ દે છે: સદા ઇ૦—તું સદા સુખી થા; હું તને વીસારતો નથી. અર્થાત્ તને હાથી રૂપી ભક્ષ મળ્યું નો તું તેને ખાઇને રાજી થાય તેથી હું તને એકલપેટી જાણી તારા પર ગુસ્સે થઇને તને ભૂલી જઇશ એમ તું ન ધારતી. પણ અરે! ( ખેદનો અભિનય ) મારૂં મન માન્યું (આ સ્થળ છે એમ) હું ધારતો નથી!—જેનાપર વારંવાર ગદાઘાત કરવાનો મને ઉત્સાહ થાય એવું આ સ્થળ નથી તેનો મને ખેદ થાયછે. આ હાથી એક વનદેવતાનું વાહન છે, એમ આગળ વર્ણાશે. ભીમ હવે પછી જે પરાક્રમ કરશે, તેને સંભવિત કરવાને આ તેનું અદ્દ્ભુત પરાક્રમ વર્ણ્યું છે.

તેથી કારમી ચીસ પાડી જીવ તે લઈ નાશી જાય છે. ) અરે વળી આ ઉન્મત્ત મહિષ શા મોદક જમવા મારા ભણી દોડી આવતો હશે ! વારૂ એની તો ઇચ્છા પૂરાવા દેવી તેજ ઠીક છે. ( એવો વિચાર કરી ઉભો રહે છે અને પાડો આવી ભેટી મારે છે તેથી ભીમ કંઇ પણ ચલાયમાન ન થતાં ઉલટો પાડોજ પૃથ્વીપર પડી તરફડયા કરે છે ). અરે શું ધૌમ્યાદિ મુનિઓ કહેતા હતા કે આ માર્ગે કોઇથી જવાય એવું નથી તે મારે કેમ કરી સાચું માનવું ? હાં હાં, ઠીક. આ ઘાડી ઝાડી હોવાથી વ્યાઘ્રાદિ તેમાં ભરાઇ રહેતા હશે અને નિર્બળ જનારને જતાં ખાળતા હશે. વારૂ લાવ્ય ત્યારે હું અર્થ મળતો પરમાર્થ પણ કરતો જઉં ( એમ વિચાર કરી બબ્બે ત્રણ ત્રણ ઝાડ ઝાલી ખેંચી નાખી આમ તેમ નાખતો અને પથ પાડતો ચાલ્યો જાય છે. તેવામાં એકાએક ચોડે છેટે અગ્નિના ભડકાઓ દેખાવાની સાથે ઉભો રે' ઉભો રે' એવો શબ્દ સંભળાય છે અને આકાશમાંથી ઉતરી એ વિક્રાળ રૂપ ધારી વનદેવતાઓ ભીમનો માર્ગ રોકી ઉભી રહે છે. ) ( ણા )

---

( ણા ) ગદાઘાત—ગદાનો પ્રહાર. મહિષ—પાડો. ( બીજી વનદેવતાનું વાહન. આ વિષે આગળ કહેવામાં આવશે. ) મોદક જમવા—લાડવા ખાવા. ( વક્રોક્તિ ). ઇચ્છા પૂરાવા દેવી—અર્થાત્ એને જે કરવું હોય તે કરવા દેવું. ભેટી મારેછે—શિંગડાંનો ધક્કો મારે છે. આ બધાં ભૂત પ્રાણી વગેરેના ભયને ભીમ કાંઇ પણ હિસાબમાં ગણતો નથી, એમ વર્ણ્યું છે: અરે ઇ૦. ધૌમ્યાદિ મુનિઓ—ધૌમ્ય, લોમશ, વગેરે. કેમ કરી સાચું માનવું ?—અર્થાત્ આ માર્ગે તો કંઇ ભય નથી એમ હું પ્રત્યક્ષ જોઉંછું—માત્ર બિચારાં વાઘ, રીંછ, સૂઅર, હાથી, પાડા, એવાં નિર્બળ પ્રાણીઓજ અહીં જોવામાં આવેછે, ત્યારે શામાટે એને દુર્ગમ માર્ગ જાણવો !! ભીમનો વિતર્ક વર્ણ્યો છેઃ હાં હાં, ઇ૦. અહીં અને પાછળ ભીમનું અપાર બળ વર્ણવવાને અતિશયોક્તિથી શ્રોતાઓના વિસ્મયને જાગ્રત કરી જુદાજુદા પ્રસંગદ્વારા તેનું પોષણ કરી અદ્ભુતરસ વર્ણ્યો છે.

**નવમલ્લિ—**વયસ્યા વક્રવલ્લિ ! તારા આ વનના પ્રથમ રક્ષક બ્ર-હ્મરાક્ષસાદિ પણ આને જોઇ નાશી ગયા એમ અનુચરીએ આવી સમાચાર કહ્યા એ વાત શું ખરી હશે ? ( ता )

**વક્રવલ્લિ—**અલિ ! તું કેમ ભૂલે છે એટલુંય જાણતી નથી કે "ભુંડાથી તો ભૂતે નાસે." મારૂં વાહન માતંગ અને તારૂં વાહન મહિષ કંઇ ઓછા જોરાળા હતા ! પરંતુ તેય આના વીર્યે આગળ પાછા પડયા, તો બિચારાં ભૂતડાંના તે શા હિસાબ ! ( था )

**નવમલ્લિ—**હલા ! ખરૂં ખરૂં ! ! જોને મુઓ મોટાં મોટાં ઝાડને એકજ હાથે મૂળસુદ્ધાં ખેંચી નાખી વીર હાક વગાડતો ચાલ્યો આવે છે ! સખી આપણને આવતાં જરા વાર લાગી હોત તો એ જરૂર વાટ વટાવી જાત ( એવે ભીમે સમૂળ ખેંચી નાખી દીધેલાં બે ઝાડ વનદેવતાઓ પર પડે છે અને તે તેનું મહાયત્ને શસ્ત્રથી નિવારણ કરી થોડેક આઘે ખશી મુઆની મસ્તીએ કયાં માય છે ! ! ( दा )

**વક્રવલ્લિ—**સખી આને તે આપણે શી રીતે પો'ચી શકીશું ?

---

( ता ) નવમલ્લિ—એ નામની વનદેવતા. વક્રવલ્લિ—એ નામની વન-દેવતા. અનુચરીએ—દાસીએ.

( था ) ભુંડાથી ૯૦—અર્થાત્ આ ( ભીમ ) ભુંડો ( કપરો ) છે માટે એનાથી ભૂત પણ નાઠાં ! માતંગ—હાથી.

( दा ) વાટ વટાવીજાત—આગળ ચાલ્યો ગયો હોત. શસ્ત્રથી ૯૦—ઉ-પચારવડે તે ઝાડને વનદેવતાઓ દૂર કરેછે. અર્થાત્ જેમાં ભીમને શસ્ત્રની જરૂર પડતી નથી તેનું નિવારણ કરવાને વનદેવતાઓને શસ્ત્ર વાપરવાં પડે છે, માટે ભીમ વનદેવતાઓ કરતાં અધિક બળવાન્ છે એ ધ્વનિ.

જો એની એકાદ ગદાનો ઝપાટો લાગી ગયો તો સદાને માટે વનદેવતા-પણુંજ મૂકવા વારો માસ થશે. ( ઘા )

**નવમલ્લિ**—એમ ગભરાય છે કે ? " તેલ જો, તેલની ધાર જો " આપણ કરતાં એનું વીર્ય વધારે જણાશે તો અલોપ થઇ જતાં શી વાર થાય તેમ છે ? ( ના )

**વક્રવલ્લિ**—ત્યારે સખિ ! તું તારે એને અટકાવજે. જો એ તને જીતી જશે તો પછી હું છુંજ. સખિ ! સાવધ થા સાવધ થા ! જો એ હવે તો છેક કને આવી પો'ચ્યો. ( ભીમ એમાંથી એકેના ભણી ન જોતો નીડરપણે ચાલ્યો જાય છે. તેને જતો અટકાવવાની હામ ન ચાલ્યાથી બંને જણીઓ આ પ્રમાણે પૂછે છે. ) ( પા )

## શ્લોક.

**વનદેવતાઓ**—( સંકપ )

મૂઢ મતિ ગતિ ગૂઢ, ન જાયે જીવતો,

---

( ઘા ) સદાને માટે ઇ૦—અર્થાત્ મૃત્યુ પામીશું. ( ના ) તેલ ઇ૦—અર્થાત્ એનામાં કેટલું પરાક્રમ છે તે જોતો ખરી. આ બે વનદેવતા-ઓમાં નવમલ્લિ કરતાં વક્રવલ્લી વધારે બીહીકણ છે, તેમ છતાં બડાઇ ખોર છે, એમ પણ સૂક્ષ્મ અવલોકન કરતાં જણાશે. આવી રીતે અધમ અને પ્રાસંગિક પાત્રનાં પણ લક્ષણની વ્યંજના કરવી, એ કવિની ઉત્તમ પ્રકારની ચતુરાઇ છે.

( પા ) જો એ તને ઇ૦—વક્રવલ્લિ ભીમને અટકાવવા જેટલી હિ-મ્મત તો કરી શકતી નથી, તેમ છતાં પોતાની સખીને કહેછે કે " એ તને જીતી જશે તો પછી હું છુંજ " એથી તેની મિથ્યા બડાઈ વ્યંજિત થાય છે.

**भीम**—( सकोप )

प्राघूरण यम कोण ? बचे नव शिवतो;

**वनदेवताओ**—( अत्यंत सकंप )

रे रे गर्व विसारय वनदेवता अमे,

**भीम**—( दंत दबावी सकोप )

मूढ कह्या ए माट, पूजा करवी गमे ! १०

**वक्रवल्लि**—पण अपराधीनी पूजा कोण स्वीकारनार छे ?

**भीम**—( खभे मूकेली गदा हाथमां लइ मोटेथी ) आ मारी गदा स्वीकारावशे. स्वीकारवीज जोइए. ( दंत दाबी ) पूजा पूजा करुं छुं हुं पूजा ! ( एटलु बोली गदाघात करवा जायछे अने कंपती कंपती बंने वनदेवताओ अलोप थई जायछे ). ( फा )

## तृतीयांकसमाप्त.

---

१० श्लोक—प्लवंगमछंद. सकंप—ध्रुजती ध्रुजती. अहीं ध्रुजवानो अभिनय करतां छतां शूरनी पेठे बोले छे एम समजवुं. मूढमति इ०—आ मूढमतिवाळो अने गूढ गतिवाळो ( जेनुं बळ समजी शकातुं नथी एवो ) जीवतो न जाय ! ( एम आपणे तेने रोकवो ). भीम तेने बोलतां सांभळीने कहेछे: प्राघूरण इ०—अरे ! आ यमनो प्राघूर्ण ( परोणो ) कोण थायछे अर्थात् कोण मरवानुं थयुं छे के जे मने मूढमति कहीने निंदेछे ? बचे? इ०-जो मारा सामे साक्षात् शिव युद्ध करवा आवे तो ते पण बचे नहि !

( फा ) पण इ०—पण तारा सरखा अपराधीए ( अमारां वाहन मारीने तथा बीजो उपद्रव करीने ) करेली पूजा कोण स्वीकारनार छे ?

## અંક ૪ થો.

( વાયુદેવ પ્રવેશ કરીને )

**વાયુદેવ**—અહા ! મોહગ્રંથિ બાંધતાં બંધાઇ તો પછે તે છોડવી મહાકઠિન છે. ક્ષેત્ર પારકું અને તેમાંનું ધાન્ય રૂપી ધન પણ મનાય પરાયું સતાં સ્વામિત્વપણાની ચિંતા રાખી સુખભોગ તજ-નારને કેવો કહેવો જોઇએ ? " હાથનું કંકણ જોવા દર્પણની શી આ-વશ્યકતા ? " કેવો કે'વો જોઇએ એવી શંકાનું સમાધાન એજ કે તેને મારા જેવો માનવો. અરે ! ત્યારે શું હું દેવ થઇ આમ મોહના પાશમાં આવી પડું છું એ ઉચિત છે ? કિંવા એ તો એમ થતુંજ આવ્યું છે. ( અ )

---

( અ ) પ્રવેશ ૧ લો—હિમાલય ઉપરના દેવોને ફરવાના પ્રદેશમાંના કોઇ પ્રદેશનો દેખાવ. ભીમ વાયુનો પુત્ર છે માટે તેનું રક્ષણ કરવાનો વાયુનો સ્વાભાવિક વિચાર વર્ણ્યો છેઃ અહા ઇ૦. મોહગ્રંથિ—મોહરૂપી ગાંઠ. અસ-ત્યને અસત્ય, પારકાને પારકું, અને ખોટાને ખોટું જાણ્યા છતાં તે ન તજી શકાવાના કારણ રૂપ મનોવૃત્તિને મોહ કહે છે., ભીમ પાંડુનો પુત્ર છતાં વાયુથી ઉત્પન્ન થયેલો હોવાથી વાયુ તેને પોતાનો પુત્ર માને છે એ વાયુ-દેવનો મોહ છે. બંધાઈ ઇ૦—અથવા એકવાર ભીમ મારો પુત્ર છે એમ મનાઈ ગયું, એટલે તેને હવે 'મારો નથી' એમ મનાવું મહાકઠણ છે ! અહીં " મોહગ્રંથિ બાંધતાં બંધાઈ એટલે છોડવી કઠણ છે " એવી સામા-ન્ય વાત કહીને પછી એ વાત વાયુદેવને લાગુ પાડી છે, માટે અર્થાન્તરન્યા-સ અલંકાર. ક્ષેત્ર ઇ૦—ભીમ જેમાં ઉત્પન્ન થયો તે ક્ષેત્ર ( કુંતી રૂપી ) પારકું ( પાંડુનું ), અને તેમાંનું ધાન્યરૂપી ધન ( ભીમ ) પણ પરાયું ( પાં-ડુનું ). સ્વામિત્વપણાની—મારું છે એવા ધણીપણાની. હાથનું કંકણ ઇ૦—અર્થાત્ તેને કેવો કહેવો, એ નક્કી કરવાને દૂર જવું પડે એમ નથી; હું પ્રત્યક્ષ તેવા મોહવાળો છું. અહીં એકજ વાક્યમાં લૌકિક કહેવત અને દૃષ્ટાંત વર્ણાયલાં હોવાથી લોકોક્તિ તથા દૃષ્ટાંતાલંકાર. આવશ્યકતા—જરૂર. ઉચિત—ઘટિત.

## શ્લોક.

ભીષ્મને કાજ આઠે વસુ ઉચ્ચરૂં,
પાર્થને કાજ પુરંદરે શું કર્યું;
કર્ણને શર્મદા કુંડળો અર્પિયાં,
આચરે એમ સૌ અંગ આ તર્પિયાં. ૧

જો એમજ છે તો મારે પણ જઇ વૃકોદરનો નાશ ન થાય તેવા ઉપાયની યોજના કરવી જોઇએ. ( વિચાર કરી ) અરે ! પણ એ એવો ઉદ્ધત અને સ્વપરાક્રમના વર્ગવાળો છે કે હું તેને ભય બતાવી જે માર્ગે જવા ના કહીશ તો તે તેજ માર્ગે જવા સજ થશે. અરે એમાં હું વિચાર શેનો કરૂં છું? જો એવો પુત્ર છે તોજ હું મારાં સર્વ કાર્ય તજી તેનું રક્ષણ જેમ થાય તેમ કરવા એકે પદ થઇ રહ્યો છું. શાસ્ત્રની સાક્ષી જોઇશું તો તે પણ એવીજ નીકળશે કે પુત્ર જોઇએ તો એવોજ જોઇએ જેમ કેઃ—( આ )

---

૧ શ્લોક—સ્ત્રગ્વિણીછંદ. ભીષ્મને ઇ૦—વાયુ મનમાં વિચારે છે કે, હું એકલોજ એવા મોહમાં પડેલો નથી; બીજા દેવ પણ એમજ કરતા આવેલા છે. વસુ નામના આઠ દેવોને શાપ થયાથી તેઓ ગંગાને પેટે શંતનુથી જન્મ પામ્યા હતા. આઠમો વસુ તે ભીષ્મ હતો. ભીષ્મનું રક્ષણ વસુઓ કરતા હતા, એવી વાત ભારતાદિકમાં પ્રસિદ્ધ છે. તેમજ પુરંદરે ( ઇંદ્રે ) પાર્થ( અર્જુન )ને કાજે શુ કર્યું ? અર્થાત્ ઇંદ્ર પણ અર્જુનને ઘણી વાર સાહાય આપતો હતો, એ ભારતાદિમાં પ્રસિધ્ધ છે. તેમજ કર્ણ સૂર્યનો પુત્ર હોવાથી સૂર્યે તેને શર્મદા ( સુખદાયક ) કુંડળો આપ્યાં હતાં, જેના યોગથી તે ભારતયુધ્ધમાં વિજય પામે એમ ધાર્યું હતું. એમ સૌ દેવો આચરે છે—પોતાનાથી ઉત્પન્ન થયેલા મનુષ્યો ઉપર પ્રેમરૂપી મોહ રાખેછે ત્યારે હું પણ ભીમ ઉપર પ્રેમ રાખું એમાં કાંઇ ખોટું નથી, એવી રીતે આ મારાં અંગ મેં તર્પ્યાં ( સંતુષ્ટ કર્યાં ) છે—હું મનમાં સંતોષ પામુંછું.

( આ ) જો એવો પુત્ર છે ઇ૦—અર્થાત્ એવો પરાક્રમી છે. એકપદે—એક પગે—આતુર. એવોજ—બાપના કરતાં પરાક્રમી.

### શ્લોક.

વલ્લભ પ્રાણથકી પણ વલ્લભ સુલ્લભ પુત્ર પિતા શું કમાયો ?
બાપ તને નવ તાપ કરે તન તાપ નિવારણ તેજ વ'વાયો;
આપથી આપ ઝગે જગ ભીંતર ધન્ય પિતા સહુ ઠામ મનાયો,
ભીષણ ભીમ મહાભડ મા'વર ધન્ય હું ધન્ય હું સુત સવાયો. ૨

એ સંબંધ જોતાં તો હું સર્વે પ્રકારે ભાગ્યશાળીજ અને નિશ્ચિંતજ છું. તથાપિ જેમ નેત્રનું રક્ષણ પોપચું ચક્ષુને કાંઇ પણ ન જણાવતાં કરયા કરે છે તેમજ મારે પણ એ ન જાણે તેવી રીતે એનું રક્ષણ કરવું ઉચિત છે. ( નિઃશ્વાસનાખી ) અરે ! પણ હું કિયો પ્રકાર યોજું કે એ મદોન્મત માતંગ સૂત્રતંતુથી બંધન કરી શકાય ? જો ઉન્માર્ગે જઇ ચઢયો તો અવશ્ય એનો નાશ થશે અને આ મા'ઉન્માર્ગે છે તેમ ભયવાળો છે એવું એને કોઇ કહેશે તો તે અવશ્ય તે માર્ગે ગયા વિના

---

૨ શ્લોક—ઇંદ્રવિજય. વલ્લભ ઇ૦—સર્વને પોતાના પ્રાણ વલ્લભ ( વાહાલા ) હોય છે; એ પ્રાણ કરતાં પણ વલ્લભ ( વાહાલો ) પુત્ર સુલ્લભ ( સહેજ પ્રાપ્ત થયેલો ) હોય, તોપણ તેથી તેનો પિતા શું કમાયો ?—તેના બાપને તેથી શું ફળ ? કેમ પિતા ન કમાયો તેનું કારણ કહે છેઃ બાપ તને ઇ૦—જે તન—તનય ( પુત્ર ) પોતાના પ્રતાપથી બાપના તને ( શરીરે ) તાપ ન કરે—બાપથી વધારે પરાક્રમી થઇને બાપને દહાવે નહિ તો પોતાના તાપ નિવારણરૂપ કાર્યમાં ( શાંતિ મેળવવામાં ) તે બાપ વવા'યો—છેતરાયો, એમ જાણવું. ત્યારે કયા બાપને ન છેતરાયો માનવો ? તે કહે છેઃ આપથી ઇ૦—જે પિતાને પુત્ર આપથી ( સ્વપરાક્રમથી ) આપ ( પોતે ) જગભીંતર ઝગે ( પ્રકાસે ), તે પિતા સહુ ઠામે ધન્ય મનાયો છે. ઉપર પ્રમાણે સામાન્ય વાત કહીને હવે વિશેષ વાત કહે છેઃ ભીષણ ઇ૦. ભીષણ—બીહામણો. સામાન્ય અર્થવડે વિશેષ અર્થનું કથન કર્યું છે માટે **અર્થાન્તરન્યાસ** અલંકાર.

## શ્લોક.

ભીષ્મને કાજ આઠે વસુ ઉચ્ચરૂં,<br>
પાર્થને કાજ પુરંદરે શું કરર્યું;<br>
કર્ણને શર્મદા કુંડળો અર્પિયાં,<br>
આચરે એમ સૌ અંગ આ તર્પિયાં. ૧

જો એમજ છે તો મારે પણ જઈ વૃકોદરનો નાશ ન થાય તેવા ઉપાયની યોજના કરવી જોઈએ. ( વિચાર કરી ) અરે ! પણ એ એવો ઉદ્ધત અને સ્વપરાક્રમના ગર્વવાળો છે કે હું તેને ભય બતાવી જે માર્ગે જવા ના કહીશ તો તે તેજ માર્ગે જવા સજ થશે. અરે એમાં હું વિચાર શેનો કરૂં છું? જો એવો પુત્ર છે તોજ હું મારાં સર્વ કાર્ય તજી તેનું રક્ષણ જેમ થાય તેમ કરવા એક પદ થઇ રહ્યો છું. શાસ્ત્રની સાક્ષી જોઇશું તો તે પણ એવીજ નીકળશે કે પુત્ર જોઇએ તો એવોજ જોઇએ જેમ કેઃ—( આ )

---

૧ શ્લોક—સ્ત્રગ્વિણીછંદ. ભીષ્મને ઈ૦—વાયુ મનમાં વિચારે છે કે, હું એકલોજ એવા મોહમાં પડેલો નથી; બીજા દેવ પણ એમજ કરતા આવેલા છે. વસુ નામના આઠ દેવોને શાપ થયાથી તેઓ ગંગાને પેટે શંતનુથી જન્મ પામ્યા હતા. આઠમો વસુ તે ભીષ્મ હતો. ભીષ્મનું રક્ષણ વસુઓ કરતા હતા, એવી વાત ભારતાદિકમાં પ્રસિદ્ધ છે. તેમજ પુરંદરે ( ઇંદ્રે ) પાર્થ( અર્જુન )ને કાજે શુ કર્યું ? અર્થાત્ ઇંદ્ર પણ અર્જુનને ઘણી વાર સાહાય આપતો હતો, એ ભારતાદિમાં પ્રસિધ્ધ છે. તેમજ કર્ણ સૂર્યનો પુત્ર હોવાથી સૂર્યે તેને શર્મદા ( સુખદાયક ) કુંડળો આપ્યાં હતાં, જેના યોગથી તે ભારતયુધ્ધમાં વિજય પામે એમ ધાર્યું હતું. એમ સૌ દેવો આચરે છે—પોતાનાથી ઉત્પન્ન થયેલા મનુષ્યો ઉપર પ્રેમરૂપી મોહ રાખેછે ત્યારે હું પણ ભીમ ઉપર પ્રેમ રાખું એમાં કાંઇ ખોટું નથી, એવી રીતે આ મારાં અંગ મેં તર્પ્યાં ( સંતુષ્ટ કર્યાં ) છે—હું મનમાં સંતોષ પામુંછું.

( આ ) જો એવો પુત્ર છે ઈ૦—અર્થાત્ એવો પરાક્રમી છે. એકપદે—એક પગે—આતુર. એવોજ—બાપના કરતાં પરાક્રમી.

### શ્લોક.

વલ્લભ પ્રાણથકી પણ વલ્લભ સુલ્લભ પુત્ર પિતા શું કમાચો ?
બાપ તને નવ તાપ કરે તન તાપ નિવારણ તેજ વ'વાચો;
આપથી આપ ઝગે જગ ભીંતર ધન્ય પિતા સહુ ઠામ મનાચો,
ભીષણ ભીમ મહાભડ મા'વર ધન્ય હું ધન્ય હું સુત સવાચો. ૨

એ સંબંધ જોતાં તો હું સર્વે પ્રકારે ભાગ્યશાળીજ અને નિશ્ચિંતજ છું. તથાપિ જેમ નેત્રનું રક્ષણ પોપચું ચક્ષુને કાંઇ પણ ન જણાવતાં કરચા કરે છે તેમજ મારે પણ એ ન જાણે તેવી રીતે એનું રક્ષણ કરવું ઉચિત છે. ( નિઃશ્વાસનાખી ) અરે ! પણ હું કિયો પ્રકાર ચોજું કે એ મદોન્મત માતંગ સૂત્રતંતુથી બંધન કરી શકાય ? જો ઉન્માર્ગે જઇ ચઢ્યો તો અવશ્ય એનો નાશ થશે અને આ મા'ઉન્માર્ગ છે તેમ ભયવાળો છે એવું એને કોઇ કહેશે તો તે અવશ્ય તે માર્ગે ગયા વિના

---

૨ શ્લોક—ઈંદ્રવિજય. વલ્લભ ઇ૦—સર્વને પોતાના પ્રાણ વલ્લભ ( વાહાલા ) હોય છે; એ પ્રાણ કરતાં પણ વલ્લભ ( વાહાલો ) પુત્ર સુલ્લભ ( સહેજ પ્રાપ્ત થયેલો ) હોય, તોપણ તેથી તેનો પિતા શું કમાયો !—તેના બાપને તેથી શું ફળ ? કેમ પિતા ન કમાયો તેનું કારણ કહે છે: બાપ તને ઇ૦—જે તન—તનય ( પુત્ર ) પોતાના પ્રતાપથી બાપના તને ( શરીરે ) તાપ ન કરે—બાપથી વધારે પરાક્રમી થઇને બાપને હઠાવે નહિ તો પોતાના તાપ નિવારણરૂપ કાર્યમાં ( શાંતિ મેળવવામાં ) તે બાપ વવા'યો—છેતરાયો, એમ જાણવું. ત્યારે કયા બાપને ન છેતરાયો માનવો ? તે કહે છે: આપથી ઇ૦—જે પિતાને પુત્ર આપથી ( સ્વપરાક્રમથી ) આપ ( પોતે ) જગભીંતર ઝગે ( પ્રકાસે ), તે પિતા સહુ ઠામે ધન્ય મનાયો છે. ઉપર પ્રમાણે સામાન્ય વાત કહીને હવે વિશેષ વાત કહે છે: ભીષણ ઇ૦. ભીષણ—બીહામણો. સામાન્ય અર્થવડે વિશેષ અર્થનું કથન કર્યું છે માટે **અર્થાન્તરન્યાસ** અલંકાર.

રે'શે નહિ. ( સાંભરી આવવાથી ) હાં ! હાં ! ઠીક; જો આમ કર્યું હોય તો લોહકાર'ને લોહે મધ્યે જયપરાજયનો સંશય દૂર થાય ખરો અને કદી એકએકમાં હારચ જીત થાય તો તેનો વિધિનિષેધ પણ ગણાય નહિ ખરો. લાવ્યને ત્યારે એમજ કરૂં. ( એવે કોણ છે કોણ એ ? એવી ભીમની ગર્જના શ્રવણ કરી અને તે ઘણો દૂર જઈ પો'ચ્યો હોય એવું જાણી પોતે સત્વર ચાલી જાય છે. ) ( ૬ )

( બે વનદેવતાઓ પ્રવેશ કરી )

**લકુવલ્લિ**—( સખેદ ) સખિ નવમલ્લિ ! મને આ અવસરે આ અવાસાદિ કિંચિત માત્ર પણ સુખકર ભાસતાં નથી. તેમ મારા મનની સ્થિતિ પણ તોફાની સાગર મધ્યેની નૌકા જેવી થઇ રહી છે. એક તો દેવ થઇ નરથી હારી નાસવું પડ્યું તે અને બીજું જો તે ધનદની તલાવડીમાં જઇ કમળો તોડશે તો તેના શાપનું કષ્ટ ન સહન થાય તેવું

---

( ૬ ) એ સંબંધ જોતાં—ભીમ સ્વપરાક્રમી છે અને તેથી તેના પિતાને હર્ષ આપે એવો છે, એવો વિચાર કરતાં. કિયો પ્રકાર યોજું—શી યુક્તિ કરૂં. મદોન્મત્ત માતંગ— મદથી ગાંડો થયેલો હાથી ( ભીમ રૂપી ). સૂત્રતંતુથી—સૂતરના તાંતણાથી ( વગર પ્રયાસની સહેલી યુક્તિથી ). બંધન કરી શકાય—અર્થાત્ ભીમને ઉન્માર્ગે જતાં રોકી તેને સીધે રસ્તે વાળી શકાય. ભીમની ઉદ્ધતતા વર્ણે છેઃ જો ઉન્માર્ગે ઇ૦. આમ કર્યું હોય તો—હનુમાનને એના રસ્તામાં અટકાવવા મોકલ્યો હોય તો. ( હનુમાન્ પણ વાયુનો પુત્ર છે, માટે તેને ભીમની સામે મોકલવાનો વિચાર વાયુ કરે, એ ઠીક સંભવે છે ). લોહકાર ને લોહ—લવાર ને લોઢું. જય્પરાજયનો—કોણ હારશે અને કોણ જીતશે તેનો. સંશય કેમ દૂર થાય તેનું કાકારણ કહેછેઃ જો કદી ઇ૦. વિધિનિષેધ ઇ૦—અર્થાત્ તેમાં કાંઇ અડચણ નથી ( બન્ને ભાઇઓ હોવાથી ગમે તે એક જીતે તેમાં હારનારનું માન જવાનું નથી ).

સેવું પડશે ! પ્રભુ કરે તે માથાપર ! " પડચ પડચ તો કે સધાવડી ! ! " ( ई )

**નવમલ્લિ—** ( આશ્વાસનપૂર્વક ) સખી એમ સંતાપ કરવાથી શું ? મારા વનના જટાસુરને એણે જે માર્યો તે ઘા મને હજીએ રૂઝાયો નથી. સખિ ! મારા સુખ અગાડી તારૂં સુખ તો સોમા ભાગનુંય નથી. વનબલિ કરી એ દાનવ મને જે ભોજન અર્પતો હતો તેવા ભોજનનું તો તને સ્વપ્ન પણ નહિ આવ્યું હોય ! કિંતુ કેમ કરીએ ? " अशक्तिमान् भवेत् साधुः " ( उ )

**વક્રવલ્લિ—**શું સખિ ! જટાસુરને મારનારો એજ કે ? હાય હાય ! ઠીક થયું કે આપણે નાશી છૂટીઓ. પણ બેની ! એ મુઓ કમળ લેવા ન જાય તેમ તો ગમે તેમ કરી કરવું જોઇએ હો ! જો તું મને કંઇએ ઉપાય નહિ બતાવે તો પછે યક્ષરાજના શાપાગ્નિથી દગ્ધ ન થતાં એ વિક્રાળ વ્યાઘ્રનાજ મુખમાં જઇ પડીશ ! ( ऊ )

---

( ई ) પ્રવેશ ૨ જો—વનનો દેખાવ. અવાસાદિ—ઘર વગેરે. નૌકા જેવી—અર્થાત્ ડામાડોળ—અસ્થિર. પોતાનો ભીમથી થયેલો પરાજય સંભારી શોક કરેછે: એક તો ઇ૦. નરથી—પુરૂષથી ( ભીમથી ). ધનદ—કુબેર. તેના—કુબેરના.

( उ ) જટાસુરને માર્યો તેમાં વનદેવતા નવમલ્લિ શામાટે શોક કરે, તેનું કારણ કહેછે: સખિ ઇ૦—અર્થાત્ જટાસુરને લીધે મને ઘણું સુખ હતું, તે જટાસુરના મરવાથી ગયું. શું સુખ તે વર્ણવે છે: વનબલિ ઇ૦. વનબલિ—વનદેવતા નિમિત્ત બલિદાન. अशक्तिमान् ઇ૦—બીજાનું ભૂંડું કરવાની શક્તિ ન હોય ત્યારે એમ કહે કે હું તો સાધુ ( સજ્જન ) છું, માટે બીજાએ કરેલા અપકાર સહન કરીને બેશી રહીશ, એમ જે કહે તેને આ કહેવત લાગુ પાડવામાં આવેછે.

( ऊ ) યક્ષરાજના—યક્ષોના સ્વામી કુબેરના. શાપાગ્નિથી—શાપ

**નવમલ્લિ**—( વિચાર કરી ) સખી એ તલાવડી ભણી જવાનો માર્ગજ બંધ કરી દીધો હોય તો કેમ ? આખું વિશ્વ પથે પળનારૂં છે એટલે જો પથજ પૂરી દઇએ તો પછે એ કેમ કરી જઇ શકે ? ( ऋ )

**વક્રવલ્લિ**—( સાંભરી આવ્યા જેવો અભિનય કરી ) હાં હાં, હલા ઠીક ! એ તો મુઓ જેમ પાણી પાણીનો પથ કરે તેમ કરે તેવો છે પણ તલાવડી ભણી વળતાં બે માર્ગ આવે છે એટલે જો તલાવડીનો માર્ગ બંધ કર્યો હોય તો એ સીધે રસ્તે ચાલ્યો જાય. અને જો ( તાળી આપી ) એ પથે પળે તો તે પૂરોજ થઇ જાય. સખિ ! “ ટાઢે પાણીએ ખસ જવાનો ” તેં સેલોસટ ઉપાય ઠીક શોધી કાઢ્યો ! ધન્ય છે પ્રિય સખિ ધન્ય છે ! ( ऋ )

---

રૂપી અગ્નિથી. વિકાળ વ્યાઘ્ર—( ભીમ રૂપી ). અર્થાત્ એને હાથેજ મરણ પામીશ.

( ऋ ) પથે ઇ૦—સૌ કોઈ જ્યાં મારગ દેખે ત્યાં જાય; મારગ પૂરી દીધો હોય તો એની મેળે પાછો વળે. પથ—માર્ગ.

( ऋ ) સાંભરી આવ્યા જેવો અભિનય—તર્જની આંગળી ઊંચી કરી બે ત્રણવાર લગાર નીચી નમાવવી, અને તે વખતે હાં હાં, એમ બોલવું. હલા—સખી. નવમલ્લિએ સૂચવેલી યુક્તિ તો નકામી છે, પણ તે ઉપરથી મને બીજી યુક્તિ સૂઝી આવી તે સારી છે. એમ વક્રવલ્લિ બતાવે છેઃ એ તો ઇ૦—તું કહે છે કે માર્ગજ પૂરી દેઇએ; પણ જેમ પાણી પાણીનો માર્ગ ગમે તેમ કરીને કરે છે તેમ એ પણ પાછો ન વળતાં પોતાનો માર્ગ કરશે; અને તેથી તારી સૂચવેલી યુક્તિ રદ જશે. પણ હું જે યુક્તિ બતાવું તે જરૂર કાર્યસિદ્ધ કરે એવી છે. તે યુક્તિ કહે છેઃ પણ ઇ૦. પૂરોજ થઇ જાય—એ માર્ગે કોઇએ ન જવું, એવો દેવોનો પ્રતિબંધ હોવાથી. ( એનો વિશેષ ખુલાસો આગળ કરવામાં આવશે ). પોતાને વિચાર સૂઝી

**નવમલ્લિ**—સખિ ! તું જ્યારે છીવપર આદરી બેઠી ત્યારે મારે ખરો ઉપાય બતાવવો પડ્યો. સખિ ! "ક્યાં કેળ ને ક્યાં કઉચ" તારાથી તે એના સામું શી રીતે ઉભી શકાય ? ( એવે ઉતાવળે દોડતી અનુચરી પ્રવેશ કરે છે. ) ( ૯ )

**અનુચરી**—( નમન કરી ) અહો માતા ! ક્રૂર માનવે આપણા આખા કદલીવનનો નિમિષ માત્રમાં નાશ કરી નાખ્યો. અરે યક્ષેશ્વર ! રક્ષણ કરો રક્ષણ કરો. ( ૯ )

**વક્રવલ્લિ**—( નિઃશ્વાસ નાખી ) શું કદલીવન ! મારૂં પ્રિય કદલીવન ! તેનો નાશ ! ! હા દૈવ ! ( એટલું બોલી બેશુધ્ધ થઈ જાય છે ).

---

આવ્યો ખરો પણ તેની પ્રથમ સૂચના કરનાર નવમલ્લિ છે માટે એ યુક્તિની શોધનું માન વક્રવલ્લિ તેને આપે છેઃ સખિ ૪૦.

( ૯ ) નવમલ્લિએ સૂચવેલો ઉપાય તો પ્રથમજ વક્રવલ્લિએ રદ કર્યો છે તથાપિ જ્યારે વક્રવલ્લિ તેને એ ઉપાયની શોધનું માન આપે છે ત્યારે પોતે સ્વીકારીને પાડ પણ ચઢાવે છેઃ સખિ ૪૦. કવિએ આ વર્ણન કરીને મનુષ્યના એક ઉતરતી પંક્તિના પણ સાધારણ સ્વભાવનું ઉત્તમ ચિત્ર આપ્યું છે. આવો સ્વભાવ ઘણુંકરીને સ્વાત્મપ્રશંસી મનુષ્યોમાં હોયછે. નવમલ્લિ પણ સ્વાત્મ પ્રશંસા કરનારી હતી તે એના વાક્યથી સૂચવેછેઃ સખિ ૪૦—અર્થાત્ હું તો કેળ જેવી છું અને તું તો કઉચ જેવી છે. ઉત્તમ પણ નાજુક ગુણોનો અધમ અને કઠોર ગુણો સાથે પડછો બતાવવાને આ કહેવત લોકોમાં વપરાય છે. પણ શત્રુ સામે ટકી રહેવા ન ટકી રહેવાની બાબતમાં એનો ઉપયોગ થતો નથી. એમ છતાં કવિએ નવમલ્લિને મુખે આ કહેવત બોલાવી છે, તે ઉપરથી એમ સમજવું કે નવમલ્લિ ગમે તે રીતે પોતાની સખિ કરતાં પોતાને ઉત્તમ કહેવા ઈચ્છેછે, પણ યોગ્યાયોગ્ય દૃષ્ટાંત આપી શકતી નથી, તેથી એની અધમ પાત્રતા સિદ્ધ થાયછે. અથવા કેળ જેવી તું ક્યાં અને કઉચ જેવો તે દીર્ઘકાય ( ભીમ ) ક્યાં ? અનુચરી —દાસી. ( ૯ ) માનવે—ભીમે. કદલીવન—કેળોનું વન.

**નવમલ્લિ**—( આશ્વાસન કરી ) સખિ ! આ સમય શોક કરી સૂઇ રે'વાનો નથી. જો વાર થઈ તો ધારેલી ધારણ ધૂળ થશે. પાણીના પૂરનો વેગે એ મુઆના વેગને પો'ચી શકે તેવો નથી. ( ए )

**વક્રવલ્લિ**—( સત્વર સાવધ થઇ ) સખી તારૂં કે'વું યથાર્થ છે. માટે ચાલ્ય; હવે "લુંટાયા પછે શો ભય છે ?" ( ऐ )

**અનુચરી**—જેવી દેવીની આજ્ઞા. ( માર્ગ બતાવી ) એ માર્ગ કરતાં આ માર્ગ સે'લો પડશે.

( અનુચરીને બતાવેલે માર્ગે સર્વ ચાલ્યાં જાયછે ).

( ગાઢ ગિરિકરાડમાં બેઠેલા હનુમાન્ તથા વાયુદેવ પ્રવેશ કરેછે ).

**વાયુદેવ**—વત્સ વાનરવર્ય ! તારે મને પ્રસન્ન કરવા એટલું કાર્ય અવશ્ય કરવું. અધુના એ આ માર્ગે જવા આવશે. જોજે હો, જો અલ્પ અસાવધપણું રાખીશ તો તે નિશ્ચે આ નાકપથના નાકાને વટાવી જશે ! મેં શું કહ્યું, અને એને કેમ અટકાવવો, એ સર્વ તું સારી પેઠે સમજ્યોકની ! ( ओ )

---

( ए ) વેગે—વેગ પણ. ( ऐ ) લુંટાયા પછે ઇ૦—અર્થાત્ આપણું બગડવાનું તો બગડી ચૂક્યું ત્યારે હવે આપણે જે કરવું જોઈએ તે કરવામાં શું કરવા ભય રાખવો જોઈએ ?

( ओ ) પ્ર. ૩ જો—સ્થળ પર્વતની કરાડ. ગાઢ ગિરિકરાડ—ઝાડીથી વ્યાપ્ત ઉંચી પર્વતની કરાડ. વાનરવર્ય—વાનરમાં શ્રેષ્ઠ—હનુમાન. એટલું કાર્ય—ભીમને રોકવારૂપી કાર્ય. ( વાયુ તથા હનુમાનની કેટલીક વાત ચાલી ગઇ છે, એમ આ વાક્યથી માનવાનું છે; અને શી વાત ચાલી ગઈ તે

**હનુમાન્**—( નમન કરી ) હા પિતાશ્રી સમજ્યો હવે તમે એ કાર્યની ચિંતાથી નિવૃત્ત થશો તોપણ નભશે. ( औ )

**વાયુદેવ**—વત્સ ! તારૂં કલ્યાણ થાવ. હવે એ આવી પોંચે ત્યાર પે'લાં મારે અહીંથી જવું જોઇએ, માટે હું આ કાર્યનો સર્વ ભાર તારે શિર મૂકી જાઉંછું. ( એવે વિયતને વિદારી નાખે એવો ભીમનો સિંહનાદ સંભળાય છે અને વાયુદેવ તે નજીક આવ્યો એમ હનુમાનને બતાવી ત્યાંથી આકાશમાં ગતિ કરે છે. ) ( क )

**હનુમાન્**—આજ મારો હર્ષઉદધિ અંતરમાં શી રીતે સમાઇ શકશે ! ! ( ख )

## શ્લોક.

અનુજ લઘુવયીને, આજ હું ભેટું ભાવે;
અમળ કમળ લેવા, માનવી ધન્ય આવે;
પ્રિય સુખકર જેને, હોય સંબંધી ભાઇ;
( વળી ) પ્રબળ જગત માને, ધન્ય તેની કમાઇ ! ૩

---

શ્રોતાઓએ તેના આગલા સંબંધ પરથી સમજવું, એમ પણ કવિનો હેતુ છે ). એ—ભીમ. નાકપથના—સ્વર્ગમાર્ગના.

( औ ) નિવૃત્ત થશો ૦—અર્થાત્ તમે હવે કાંઇ ચિંતા રાખશો નહિ હું ભીમને આગળ નહિ જવા દેઉં, અને તેનો નાશ નહિ થવા દેઉં.

( क ) વિયતને—આકાશને. વિદારી નાખે—ફાડી નાખે. ( ख ) હર્ષઉદધિ—હર્ષરૂપી સમુદ્ર.

૩ હનુમાનને અત્યંત હર્ષ થવાનું કારણ એક શ્લોકથી વર્ણે છે: શ્લોક—માલિનીવૃત્ત. અનુજ—ભાઇ. લઘુવયી—નાની ઉમરનો. હનુમાન ત્રેતા-

**ભીમ**—અરે કમળવન હજી કેટલે આઘે છે ? કને કેમ આવતું નથી ? હાં હાં ! શું દેવલોકો મારા કાર્યના અંતરાયભૂત થાય છે? અસ્તુ. તેમણે આ મારી યુદ્ધવધાઇ શ્રવણ કરી સાવધ થવું ! ( ઇત્યાદિ વીર વચન બોલી જોરથી શંખ ફુંકે છે અને પછી સિંહગર્જના કરી સ્વજંઘાનું આસ્ફોટન કરેછે ) ( ग )

**હનુમાન્**—( સિંહનાદ શ્રવણ કરી તથા તેથી નિપજેલું પરિણામ જોઇ ) ધન્ય છે ! માનવ ભ્રાતા ધન્ય છે ! ! તારો સિંહનાદ દશેય દિશામાં પૂર્ણપણે પ્રસરી ગયોછે અને તેના પ્રતિધ્વનિથી ગિરિની ગુફામાં નિશ્ચિંત સૂઇ રહેલા સિંહ ભયગ્રસ્ત થઇ પીડિત પોકાર કરતા આમ તેમ નાસાનાસ કરી રહ્યા છે ! અને એ પંચાનનોના ઘોર શબ્દ શ્રવણ કરી મત્તમાતંગો પણ ચીસો નાખતા અને નાસતા જણાય છે. અરે શાખામૃગો, મૃગો અને બીજાં એવાંજ અલ્પ વીર્ય પ્રાણીઓની તો અવદ-

---

યુગમાં અને ભીમ દ્વાપરના અંતમાં જન્મેલા હોવાથી હનુમાન્ કરતાં ભીમ નાનો વર્ણ્યો છે. નાના ભાઇને ભેટવાનું કારણ તેનું પરાક્રમ છે એમ વર્ણે છે: અમળ ઈ૦— માનવી છતાં દેવનાં અમળ ( નિર્મળ ) કમળ લેવાને આવે છે માટે તેને ધન્ય છે ! ! પોતાના હર્ષનું બીજું કારણ કહે છે: પ્રિય ઈ૦—જેને સુખકર અને પ્રિય એવો સંબંધી ભાઇ હોય અને વળી તેને જગત્ પ્રબળ માનતું હોય તો એવી ભાઈ રૂપી કમાઇ( ભાઈના મેળાપના લાભ )ને ધન્ય છે.

( ग ) અંતરાયભૂત થાય છે ? —આડા આવે છે ? કમળ દેવલોકોના તળાવમાં છે અને હું તેની નજિક આવ્યો છું માટે આ દેવભૂમિ હોવી જોઇએ. દેવભૂમિમાં મને જે અંતરાય થાય તે દેવકૃત હોવો જોઇએ. એમ જોઇએ એમ માનીને ભીમે આ વાક્ય કહેલું છે. અસ્તુ—ભલે. અંતરાયભૂત થાઓ ! યુદ્ધવધાઈ—( વીરપુરૂષોને મન યુદ્ધની ખબર એ વધામણી જેવી છે માટે ). આસ્ફોટન કરેછે—થાબડેછે.

શાજ બેઠી છે ! રે કેવાં એ વૃક્ષ પરથી પડેછે ! કેવાં મરેછે ! અને કેવાં તરફડે છે !! ધન્ય છે વીર ! ધન્ય છે !! તારા સિંહનાદને ધન્ય છે !!! કિંતુ આ તારા અગ્રજનો અલ્પ પુચ્છપ્રહાર હવે તું શ્રવણ કરચ શ્રવણ કરચ !! ( એમ કહી હુપકાર શબ્દ સાથે પૃથ્વી પર પુચ્છપ્રહાર કરેછે ). ( ઘ )

**ભીમ**—( શરથી વીંધાયલા સિંહ જેવો કોપ કરી ) અરે હા ! આ વૃકોદર વીર સતાં વસુંધરા કેમ નિર્વીર્ય થઇ નથી. ( ગદાને જોઇ ) હે ગદા, આ શબ્દ કરનાર અવશ્ય તને તથા મને સંતોષ પ્રાપ્ત કરશે ! માટે સાવધ રે' સાવધ. ( ङ )

**હનુમાન્**—( ભીમને ઉતાવળે આવતો જોઇ ) હવે મારે આ સ્વ-

---

( ઘ ) પરિણામ—( આ ભાષણમાં હનુમાન્ વર્ણવે તે ). પ્રતિધ્વનિથી—પડઘાથી. ભયગ્રસ્ત—ભયમાં ગરક થઇ ગયેલા. પંચાનનોના–સિંહોના. શાખામૃગો—વાનર. મૃગો—હરણાં. અલ્પવીર્ય—નિર્બળ. અગ્રજનો —( अग्रज—પ્રથમ જન્મેલો ) મોટા ભાઇનો. અલ્પ પુચ્છપ્રહાર—પૂંછડું થોડુંક અફળાવાથી થયેલો શબ્દ. આ ભાષણમાં ભીમના શબ્દથી સિંહનો શબ્દ, અને સિંહના શબ્દથી હાથીઓનો શબ્દ, એમ ગૃહીતમુક્તરીતિથી શ્રેણી વર્ણી છે માટે **એકાવલીઅલંકાર.**

( ङ ) શર—બાણ. સતાં—છતાં. આ શબ્દ સંસ્કૃત अस् ધાતુ सत् એવા કૃદંતના રૂપ ઉપરથી થયેલો છે. स નો ઉચ્ચાર પ્રાકૃતમાં छ થાય છે, એ ઉપર વિચાર કરતાં શ્રીમન્મહાકવિ પ્રેમાનંદના વખતમાં પણ ' છતાં ' બોલાતા હશે એમ અનુમાન થાયછે; તેમ છતાં એ કવિએ સર્વત્ર ( 'સતાં ' લખ્યા છે, તે ઉપરથી પ્રાકૃત ભાષાના શબ્દોને તેના મૂળ તરફ ખેંચી જવાનું વલણ જેમ હમણાના કેટલાક વિદ્વાનોનું છે તેમ આ કવિનું પણ હોય એમ લાગેછે. વસુંધરા—પૃથ્વી. નિર્વીર્ય—બળહીન. ભીમનો અતિશય ગર્વ ધ્વનિત કર્યો છે.

ર્ગના માર્ગને રૂંધી રાખવો જોઇએ. જો એ આ માર્ગે જશે તો અવશ્ય એને શાપ થશે અથવા મહાઅપમાન થશે. આ માર્ગે મનુષ્યો ન જઇ શકે એવું એ જાણતો નથી, માટે મારે હવે અહીં આમ કરવું જોઇએ. ( એમ વિચાર કરી ગાઢ કદલી વનના તે માર્ગની મધ્યોમધ્ય નિદ્રાયુક્ત થઇ તે સૂઇ જાયછે ). ( च )

**ભીમ**—અરે એ શબ્દ કિયી દિશામાં થયો એ મારા લક્ષ્યમાં રહ્યું નહિ તો હવે મારે તે શબ્દ કરનારને ક્યાં જઇ શોધવો ? ( વિચાર કરી ) પણ મારે શોધવાની શી આવશ્યકતા છે ? જો તે સિંહનાદ કરનાર સિંહ હશે તો મારી સાથે આવી યુદ્ધ કરશે અને પિંડપોષક શૃગાલ હશે તો સતાઇ પેસશે. ( छ )

**હનુમાન્**—( અંકુશે હણેલા હાથીની પેઠ ભીમના તે શબ્દ ન સહન થયાથી ) અરે શું ? એ મારીએ અવગણના કરવા લાગ્યો કે ? ( એમ કોપ કરી ઇંદ્રધ્વજ સરખા પોતાના પુચ્છનો પુનરપિ પૃથ્વી પર દીર્ઘ પ્રહાર કરે છે ). ( ज )

**ભીમ**—( સાવધ થઈ ) હાં દેખાય છે તો સિંહ; શૃગાલ નથી આહા ! શી એની ગર્જના ! ધન્ય છે વીર ધન્ય છે ! ! તારા આ એક

---

( च ) ગાઢકદલીવનના ઇ૦—અર્થાત્ જે માર્ગમાં જંગલી કેળોની સજડ ઝાડી છે એવા વનના.

( छ ) હનુમાનના પુચ્છપ્રહારનો તથા હુપકારનો શબ્દ સાંભળીને ભીમ પોતાના મન સાથે કહે છેઃ અરે ઇ૦. પિંડપોષક—શરીરનું પોષણ કરી બેશી રહેનાર—જાતરખો. શૃગાલ—શિયાળ.

( ज ) અવગણના—તિરસ્કાર. ઇંદ્રધ્વજ—ઇંદ્રની ધજા. પુનરપિ—ફરીને પણ. દીર્ઘ—અર્થાત્ મોટો શબ્દ થાય એવો.

શબ્દથી એકે કાળે આટલાં વાનાં થયેલાં આજ હું પ્રથમજ જોઉંછું. જેમકે—(ક્ષ)

### શ્લોક.

જ્યમ ગાય સુણી સ્વય વચ્છતણો સ્વર, સન્મુખ શબ્દ કરે જેવો,
ત્યમ ગિરિગુફા આ પડઘા પકડી, હા પૂરે છે રવ તેવો;
શા શબ્દે પર્વત શિથિલ કર્યા છે, શિખરો તૂટ્યાં સ્વર કેવો !!
હા ધન્ય તું ધન્ય તું ! વીર ! પ્રકટ થા, લાખેણો લા'વો લેવો !! ૪

(એટલું બોલી હર્ષયુક્ત થઇ તે શબ્દ કરનારને શોધતો આમ તેમ ફરેછે).

**હનુમાન્**—(મંદસ્વરે) અહો મહાકાય ! તારૂં શું ખોવાઇ ગયું છે ? તું શું શોધે છે ? આવ્ય અહીં આવ્ય, હું તારૂં દુઃખ દૂર કરીશ, અને તારૂં જે ખોવાયું હશે તે તને ખોળી આપીશ તું

---

(ક્ષ) હનુમાનની ગર્જનાને ભીમ વખાણે છે, પણ ભય પામતો નથી. ભીમની વીરતા ધ્વનિત થાય છે. ભીમનો ઉત્સાહ વર્ણાયો છે માટે વીરરસ સ્થાયિભાવ ઉત્સાહની વ્યંજના.

૪ શ્લોક—દોમલાછંદ (માત્રામેળ). જ્યમ ઇ૦—જેમ ગાય સ્વય (પોતાના) વત્સ(વાછરડા)નો સ્વર સુણીને સન્મુખ (સામો) શબ્દ કરે છે, તેમ આ (હનુમાને પૂંછડું અફાળી કરેલા) પડઘાને પકડીને—એ પડઘા તેમાં અથડાવાથી ગિરિની ગુફાઓ પણ તેવો રવ (પ્રતિધ્વનિરૂપ અવાજ)પૂરે છે. લાખેણો ઇ૦—તારી સાથે યુદ્ધ કરવા રૂપ મોટો લાભ મને પ્રાપ્ત થશે !

એટલુંય નથી. જાણતો કે "ઘેડાજ ગાડાંવાળે" કે "ઘેડા વિના ગાડાં નજ વળે." ( ञ )

**ભીમ—**( સઆશ્ચર્ય ) અરે તું કોણ છે? શું વાનર! અને તેને વાચા!! અહો શાખામૃગ! કે' કે' આવા વર્ણનીય સ્વરૂપવાળો તું કોણ છે? કોણ છે? ( ट )

## શ્લોક.

વીજળી સમાન છે પ્રકાશ તાહરો હરિ,
વીજળી સમાન અંગરંગ ફેર ના જરી;
વીજપાતના સમાન વાણી વીર તાહરી,
ચંચળાઇ ચંચળા સમાન તાહરી ખરી. ૫

અપિચ—

સાથિયા સમાન ભુજ બે મહાન ગોઠવી,
તે પરે રહ્યો છું પો'ળું નાનું મુખ ઓઠવી;
સ્કંધ દીર્ઘ ને હૃદે વિશાળ તારૂં વાનરા!
રક્ત વક્ત્ર કોણ છે તું કોણ? શે પડ્યો ધરા? ૬

---

( ञ ) મંદસ્વરે—( વૃદ્ધતાનો અભિનય ). મહાકાય—મોટા શરીરવાળા! ( ट ) વર્ણનીય—વર્ણન કરવા જેવા. અર્થાત્ અસાધારણ.

૫ શ્લોક—ચામરવૃત્ત. હરિ—વાનર ( સંબોધન ). પ્રકાશ—કાંતિ—તેજ. અંગરંગ—શરીરનો વર્ણ. વીજપાતના સમાન—વીજળી પડતાં જેવો શબ્દ થાય છે તેવી. ચંચળા સમાન—વીજળી જેવી ( ચંચળા—ચપળા—વીજળી ).

૬ વાનર કેવી રીતે બેઠો છે તે વર્ણ્યું છે: સાથિયા પ્ર૦—એક હાથ

( આ પ્રકારે તેને પૂછ્યા સતાં જ્યારે તેણે કાંઇ પણ ઉત્તર ન આપ્યો કે આંખ સરખીએ ન ઉઘાડી ત્યારે ભીમે એકદમ કોપાવેશમાં આવી દીર્ઘ સિંહનાદ કર્યો જેથી અનેક પશુ પક્ષી તરફડી પૃથ્વી પર પડવા લાગ્યાં તે જોઈ હનુમાને પોતાની પીળા રંગની બે આંખો કિંચિત્ ઉઘાડી, તેના પર ક્રૂર દૃષ્ટિ કરી આ પ્રમાણે કહ્યું:— )

**હનુમાન્**—અરે ભલા માણસ! તું કોણ છે? હું મારી વેદનાથી વ્યાકુળ થઇ હવડાં જરા સૂઇ રહ્યો'તો તે મને તેં શા કાજે જગાડ્યો? શું તું માનવ છે? માનવો તો સર્વ પ્રાણી પર દયાવાન હોય છે તે આમ બૂમો પાડી નિરપરાધી પ્રાણીઓનો ઘાત કેમ કરે? અમે પશુ જાતિ કદાપિ ધર્મને ન જાણીએ, કિંતુ તારા સમાન મહાન મતિમાન મનુષ્ય આવું દૂષિત અને પુણ્યને હરનાર ક્રૂર કર્મ કેમ આચરે? હાં હાં ઠીક, જે કરવાનું છે તે તેં કર્યુંજ નથી. શ્રવણ કરચ શ્રવણ કરચ! (ઠ)

### શ્લોક.

વૃદ્ધોતણી નવ કરી, નર! સેવના તેં,<br>
ધર્મો ન ધ્યાન ધરિયા, મતિના વના તેં,<br>
ગર્વિષ્ટ શિષ્ટ! થઇ તેં, મૃગ આદિ માર્યા,<br>
પાપિષ્ટ! ઇષ્ટ મળિયું? વધ અર્થ સાર્યા? ૭

---

ઉપર બીજો હાથ આડો નાખવાથી સાથિયા જેવો આકાર થાય તે પ્રમાણે બે મોટા હાથ ગોઠવીને તે ઉપર પોહોળું તથા નાનું (લગાર લાંબું હોવાથી નાનું દેખાતું) મુખ ઓઠવીને તું રહ્યો છું—સ્થિર બેઠો છું. સ્કંધ—ખભા. રક્તવક્ત્ર-રાતા મુખવાળો. ધરા-પૃથ્વી ઉપર. **સ્વભાવોક્તિ** અલંકાર. (ઠ) જે કરવાનું—( સાતમા શ્લોકમાં કહેશે તે ).

૭ શ્લોક—વસંતતિલકા. સેવના—સેવા. મતિના વના-હે મતિ રહિત! હે શિષ્ટ ( સજ્જપુરૂષ )! તેં ગર્વિષ્ટ થઇને મૃગઆદિને માર્યા છે, પણ

અપિચ—

> કે' કેમ માનવવના, વનમાં તું આવ્યો ?
> આ દેવલોકપથ શે, મનમાં તું લાવ્યો ?
> નિશ્ચે મરે ન ઉગરે, ખરી વાત મારી,
> વિશ્વાસ રાખ્ય વળી જા, મનમાં વિચારી. ૮

કે' કે' તારે કંઇ ભક્ષણ કરવું છે ? જો એમ હોય તો હું તને સ્વાદિષ્ટ ફળ આપું તે ભક્ષણ કરી ચાલ્યો જા. મૃત્યુને વશ મા થા મા થા ! અરે દીન માનવ ! મને તારી દયા આવે છે ! કે' તું કોણ છે કોણ ? ( ૪ )

**ભીમ**—( સક્રોપ ) એશ્ય ધર્મિષ્ઠના દીકરા ! કે' તું કોણ છે ? શા કારણથી વાનરનું સ્વરૂપ ધારી મોટો ધર્મવેત્તા થઇ બેઠો છે ? હું કોણ છું તે તારે જાણવાની જીજ્ઞાસા છે તો શ્રવણ કરચ. શ્રવણ કરચઃ-( ૬ )

---

હે પાપિષ્ટ ! તેથી તને તારૂં ઇષ્ટ ( ઇચ્છેલું ) મળ્યું છે શું ? અથવા તેં તારા અર્થ સાર્યા છે શું ? શાસ્ત્રને અનુસરીને હનુમાને ભીમને ઉપદેશ કર્યો છે માટે ઉપદિષ્ટ નામે નાટ્યલક્ષણ વર્ણાયું છે.

૮ કે' ઇ૦-કહે. તું આ માનવ વિનાના વનમાં કેમ—શા અર્થે આવ્યો? અને આ દેવલોકના પથ( માર્ગ )ને તું શે ( શામાટે ) મનમાં લાવ્યો ? — શામાટે દેવલોકને માર્ગે આવ્યો ? હવે તું નિશ્ચય મરે, પણ ઉગરે નહિ; એ મારી ખરેખરી વાત છે. માટે મારા કહેવા ઉપર વિશ્વાસ રાખ્ય અને મનમાં વિચારીને પાછો વળી જા—ઘર તરફ પાછો જા.

( ૪ ) મા થા—ન થઇશ. અર્થાત્ એ માર્ગે જતાં તું જરૂર મૃત્યુ પામીશ.

( ૬ ) જીજ્ઞાસા—જાણવાની ઇચ્છા ( અહીં ઇચ્છાના અર્થમાં વપરાયો છે ).

## શ્લોક.

ક્ષત્રિય જાતિ, કુરૂ કુલ મારૂં,
છું ચંદ્રવંશી, વીરહાક મારૂં;
વાયુ પિતા, માતજ કુંતિ વારૂ ?
કે' વાનરા ! કેમ મુને તું વારૂં ? ૯

અપિચ—

છે ભીમ તો નામ ભલા ! અમારૂં,
છું દ્રોણનો શિષ્ય તને વિસારૂં;
જો વીર તું ધીર હવે ન હારૂં,
તો તો ખરેખાત તુંને હું મારૂં. ૧૦

**હનુમાન્**—શું તું તને પોતાનેજ બલિષ્ટ માને છે ? તો તું મારી જાતિ અને મારા ધારેલા વિચાર શ્રવણ કરયઃ-

## શ્લોક.

વાનરાની જાત મારી જાણ તું,

---

૯ શ્લોક—ઇંદ્રવજ્રા. વીર ઇ૦—હું વીરહાક મારૂં ( વીરપુરૂષને ઘટે તેવી ગર્જના કરૂં.) વારૂ—સારી( કુંતી માત ). અથવા વારૂં—( અવ્યય ). વારૂં—અટકાવું—અટકાવી શકું ? પાદાંતયમક.

૧૦ તને ભૂલી જાઉં—અર્થાત્ તું મારા આગળ એવો તુચ્છ છે કે તું મને મળ્યો હતો કે નહિ તે પણ હું સંભારૂં નહિ. જો ઇ૦—હે વીર ! જો હવે તું ધીરજ મૂકી દે નહિ તો તો હું તને ખરેખાત પ્રહાર કરૂં. અર્થાત્ મારો પ્રહાર થતાં તારી ધીરજ રહેશે કે નહિ, એ વાતનો મને સંશય છે.

માન્ય મારૂં ને બચાવ્ય પ્રાણ તું;
ના હુંથી વિરોધ વાત આણ તું,
ના કરી શકે કહું પ્રયાણ તું.　　　　૧૧

**ભીમ**—હું મને પોતાનેજ બલિષ્ટ શિષ્ટ કે વરિષ્ઠ માનુંછું તે ગવશાત્ જણાશે, કિંતુ અધુના તો તારે આટલુંજ કરવું જો- :—(ण)

## શ્લોક.

જો વિરોધ તુજથી કદી થશે,
ના ભયી અભયી ભીમ આ હશે;
ઊઠય તું પથથકી હવે અલ્યા !
જાય જીવ નવ શિવ છે ભલા.　　　　૧૨

**હનુમાન્**—

## શ્લોક.

વ્યાધિયે કરી કલેશયુક્તજ થયો માટે ન ઊઠી શકું,
જો જવાની જરૂર હોય બળિયા ! તો હું ન રૂઠી શકું !

---

૧૧ શ્લોક—સેનિકાછંદ. ના ઇ૦—મારી સાથે વિરોધ કરવાનો પ્રસંગ તું આણીશ નહિ; હું તને નિશ્ચય કહું છું કે તું અહીંથી આગળ પ્રયાણ કરી શકવાનો નથી.

(ण) વરિષ્ઠ—શ્રેષ્ઠ. પ્રસંગવશાત—પ્રસંગ પડતાં—વખત આવ્યે.

૧૨ શ્લોક—રથોદ્ધતા. ના ઇ૦—તો આ અભયી (ભયરહિત) ભીમ ભયી ભયવાળો થશે નહિ. અલ્યા વાનર! તું હવે પથથકી (માર્ગમાંથી) ઊઠચ. નહિ ઊઠું તો શું થશે તે કહેછેઃ જાય ઇ૦—તારો જીવ જાય; હે ભલા વાનર! એમાં શિવ (કલ્યાણ—ભલું) નવ છે (નથી).

ઉલ્લંઘી મુજને સુખે પરવરો શું રૂઠી ત્રૂઠી શકું ?
આ તો વૃદ્ધ અમે કહ્યું સહુ ખરૂં ઊઠી ન લૂઠી શકું ! ૧૩

**ભીમ—**

## શ્લોક.

જો નિર્ગુણ મહાપ્રભુ સરવના અંગે રહ્યા વ્યાપિને,
વિજ્ઞાને કરી જાણું રૂપ વિભુનું માપે લહ્યા માપીને;
જો ના જાણું તદા જરૂર જરૂરે મારૂતિરૂપે કરી,
ઉલ્લંઘું ગિરિના સમેત તુજને શંકા કરૂં છું પરી. ૧૪

---

૧૩ શ્લોક—શાર્દૂલવિક્રીડિત. હનુમાન્ રસ્તામાંથી ન ઊઠવાનું કારણ બતાવે છે: વ્યાધિયે ઇ૦. જો ઇ૦—હે બળિયા ! જો તારે જવાની જરૂર હોય તો તું ભલે જા; તેથી હું કાંઈ રૂઠી શકવાનો નથી—મારે તારા ઉપર ગુસ્સે થવાનું કાંઇ કારણ નથી ! પણ તું વચમાં આડો પડેલો છે, તો હું શી રીતે જાઉં ? એવી ભીમની શંકાનું નિવારણ કરેછે: ઉલ્લંઘી ઇ૦—મને ઉલ્લંઘી ( ઓળંગીને ) તમે સુખે પરવરો ( જાઓ ); હું તેમાં શું રૂઠી કે ત્રૂઠી શકું એમ છે ? —મારે તેમાં હરખ શોક શાનો ? ત્યારે તમે પેહેલાં મને આગળ જવાની ના કેમ કહેતા હતા ? એવી ભીમની શંકાનુ સમાધાન આપેછે: આ તો ઇ૦—આ તો અમે વૃદ્ધ માટે જે ખરૂં હતું તે સહુ કહ્યું: " अपृष्टोपि हितं ब्रूयाद्यस्य नेच्छेत् पराभवम् "—જેનો પરાભવ થયેલો જોવાની ઇચ્છા ન હોય તે આપણને ન પૂછે તોપણ તેનું જેથી હિત હોય તે તેને કહી દેવું એવું શાસ્ત્રનું વચન છે માટે તને ખરૂં હતું તે જણાવ્યું—વૃદ્ધોનો ધર્મ છે કે પોતાથી નાનાને હિતવચન કહેવું. અથવા, અમે વૃદ્ધ છીએ માટે જે ખરૂં હતું તે કહ્યું, કે હું ઊઠી શકતો નથી કે લૂઠી ( ગરબડી ) શકતો નથી !

૧૪ હનુમાન્ વાનર ભીમને ૧૩ મા શ્લોકમાં પોતાને ઉલ્લંઘીને જવાનું કહે છે, પણ કોઇને ઉલંઘીને જવું એ વાત શાસ્ત્રમર્યાદા વિરૂદ્ધ છે

હનુમાન્—

## શ્લોક.

હનૂમાને ભાખે, ઉદધિ ગણિયો ગોપદ સમો,
અનુમાને ના'વે, સમરથ હરિ એહ વસમો;
કદા તું જાણે જો, ચરિત બળ સૌ મારૂતીતણું,
તદા તું કે' મુને, નરવર ગણું ભાવથી ભણું. ૧૫

---

એમ ભીમ ઉપપત્તિ સહિત પ્રતિપાદન કરે છે: જો ઈ૦—સર્વના અંગમાં ચૈતન્યરૂપ નિર્ગુણ મહાપ્રભુ વ્યાપી રહ્યા છે. શી રીતે જાણ્યું ? એમ કહેશો તો. વિજ્ઞાને ઈ૦—વિભુ (વ્યાપક પરમાત્માનું રૂપ હું વિજ્ઞાને કરીને જાણું છું. વિજ્ઞાન એ પરમાત્માનું)લક્ષણ છે, માટે જ્યાં જ્યાં વિજ્ઞાન જોવામાં આવે છે ત્યાં ત્યાં પરમાત્મા છે એમ હું જાણું છું. જાણ્યું એટલુંજ નહિ, પણ દીઠાય ખરા. શી રીતે ? માપે ઈ૦—બુદ્ધિરૂપ માપ (ભરતરી કરવાનું સાધન)થી માપીને લહ્યા—બુદ્ધિથી જાણ્યા. અર્થાત્ તારામાં પણ સર્વાંતર્યામી હરિ બિરાજે છે અને તું વૃદ્ધ તથા અશક્ત છે, એમ જાણી તારી દયા આવવાથી હું તારૂં ઉલ્લંઘન કરતો નથી. તું એમ ન જાણે તો શું કરે ? તે કહે છે: જો ઈ૦—જો હું એમ ન જાણું તો હું મારૂતિરૂપેકરી (હનુમાનનું રૂપ લેઇને—હનુમાનની પેઠે) આ ગિરિ(પર્વત)ના સમેત તને ઉલ્લંઘી જાઉં. હું કેવો છું તેની તને શંકા હોય તો તે હું આ પ્રમાણે કહીને તે પરી (દૂર) કરૂં છું.

૧૫ શ્લોક—શિખરિણી. ભીમ પોતે હનુમાન્ જેવો સમર્થ છે, એમ છે, તે વાત ખરી છે કે નહિ તેનું ભીમને ભાન કરાવવાને હનુમાન્ પોતાના વિષે તેને પ્રશ્ન કરેછે: હનુમાને ઈ૦—લોકો એમ ભાખે છે કે હનુમાને ઉદધિ(સમુદ્ર)ને ગોપદ સમો (ગાયના પગલા સરખો) ગણ્યો હતો. ગાયનું પગલું પડવાથી પડેલા ખાડામાં ભરાયલું પાણી ઉલંઘી જવું જેટલું સેહેલું છે, તેટલુંજ સમુદ્રને ઉલંઘી જવું પણ હનુમાનને સેહેલું હતું. માટે એહ સમર્થ અને વસમો હરિ (વાનર) અનુમાનમાં આવતો નથી—

**ભીમ—**

## શ્લોક.

પ્રશંસા પામેલો, મતિ બળ વિષે મારૂતિ હરિ,
ઉલંઘ્યો અબ્ધિ હા, નમન ગણના યોજન ધરી;
નહીં કોઇ એવો, દશરથકુળે કીર્ત્તિ અરપી,
હરિ ! હું તેનો છું, વડવીર ભલો ઊઠય કરપી ! ૧૯

---

હનુમાન્ કેટલો સમર્થ હતો તેનું અનુમાન પણ કરી શકાતું નથી. કદા ૯૦—હું ભાવથી ભણું છું કે કદાપિ તું એ મારૂતિનું બળ અને ચરિત ( ચરિત્ર ) સૌ જાણતો હોય તદા ( ત્યારે તો ) તે મને કહે, કે જેથી હું તને નરવર ( પુરૂષમાં શ્રેષ્ઠ ) ગણું. અમે જેના બળનું અનુમાન સુદ્ધાં કરી શકતા નથી, તેનું બળ કેટલું છે એ તું જાણી શકે તો અમે તને તેના જેવો કે તેના કરતાં પણ બળવાન્ માનીએ.

૧૯ ભીમ હનુમાન્ના બળનું વર્ણન કરે છેઃ પ્રશંસા પામેલો છે—તેની બુદ્ધિ અને બળ બન્ને વખાણાયલાં છે. હા ( હર્ષવાચક કે સ્વીકાર—વાચક અવ્યય ) તેણે અબ્ધિ ( સમુદ્ર ) ઉલ્લંઘ્યો અને યોજનની ગણના મનમાં ધરી નહિ—અનેક યોજન વિસ્તારવાળો સમુદ્ર તે ઓળંગી ગયો. હનુમાને એવું પરાક્રમ કર્યું તે પોતાનાજ સામર્થ્યથી કર્યું હતું, તથાપિ તેણે એ કાર્યની કીર્તિ દશરથકુળે ( દશરથના પુત્ર રામને વિષે ) અર્પણ કરી—રામના પ્રતાપથી હું સમુદ્ર ઉલ્લંઘી ગયો, એમ કહ્યું; એવો ઉદાર મતિવાળો બીજો કોઇ છે નહિ. એવી રીતે અનુક્રમે હનુમાન્ના બળની તથા મતિની પ્રશંસા ઉદાહરણથી સિદ્ધ કરીને પછી પોતાની પ્રશંસા કરેછેઃ હે હરિ ( વાનર ) ! હું તેનો વડ ( વડો—શ્રેષ્ઠ ) અને ભલો વીર છું માટે હે કરપી ( કૃપણ—દીન ) તું ઊઠય—રસ્તો આપ્ય.

**હનુમાન્—**

### શ્લોક.

અરે ક્યાં મારૂતિ ! વદન વદિયો કામ કરવા,
અરે શાનો ફૂલે ? નવ મન મને કોની પરવા !
હશે ભ્રાતા તારો, બળધર મહાગુણ ગરવા,
વળ્યું તારૂં તેમાં, કશું નવ દિસે ધ્યાન ધરવા. ૧૭

**ભીમ—**

પ્રતાપી મા'તાપી, વદન વદુંછું કોપજ ઘણે,
અમો ભ્રાતા જેવા, અધિક મનમાં શે નવ ગણે ?
હવે આવી પો'ચ્યું, સ્મરણ કરચ તું શંભુનું સદા,
ઉઠો કે ના ઊઠો, મરણ ન મૂકે હું થકી કદા. ૧૮

---

૧૭ શ્લોક—શિખરીણિવૃત્ત. અરે ઇ૦—અરે તે મારૂતિ ક્યાં અને તું ક્યાં ? જેથી તેના જેવું કામ કરવાનું તું તારા વદનથી વદ્યો ? અરે ! તું એટલો બધો શાનો ફૂલે છે ? મારા મનમાં કોઇની પરવા નથી—તું કદાચ હનુમાન્ છે એમ માનું તોપણ મને તારી દરકાર નથી—હું તને ગણતો નથી. હશે ઇ૦—કદાપિ તારો ભાઇ મહાબળધર ( મોટા બળવાળો ) હશે અને તેના ગુણ ગરવા હશે, તોપણ તેમાં તારૂં કશું ( શું ) વળ્યું ? કેમકે તારામાં તેના જેવું કાંઇ ધ્યાન ધરવા ( ધ્યાનમાં લેવા ) જોગ દીસતું નથી.

૧૮ હનુમાને તિરસ્કાર કર્યો તે જોઇને ભીમ પોતાનાં વખાણ કરીને કહે છે: પ્રતાપી ઇ૦—હું પ્રતાપી તથા મહાતાપ કરનારો ભીમ ઘણા કોપથી મારે મોઢે કહું છું. અર્થાત્ હું સામાન્ય માણસ હોત અને એવું

હનુમાન્—

### શ્લોક.

વીરા ! તારે વેણે, કંપે કાયા કહું ખરૂ તુજને;
શક્તિહીન થયો છું, માટ ખસેડી ભલે મળો મુજને. ૧૯

**ભીમ**—( સકોપ ) શું ત્યારે તું તારી પોતાની મેળે નહિજ ખસે, એમ તારૂં કહેવું છે ? હું તારૂં આ લાંગૂલ પકડી તને ખસેડી ચાલ્યો જઉં ? પ્રાણીને નીપજાવનાર પરમેષ્ઠિ જેટલા માનપાત્ર મનાય છે તેટલાજ કે તેથી વધારે પ્રાણીનો સંહાર કરનાર શંકરદેવ પણ મનાય છે ( ઇત્યાદિ બોલી તે વાનરને નિર્બળ ધારી નાશ કરવાના હેતુથી ડાબે હાથે તેનું પૂછડું પકડી ખેંચવા માંડ્યું પરંતુ તે લેશ માત્ર હાલ્યું નહિ ). ( ત )

---

બોલ્યો હોત તો તારે ડરવાનું નહોતું, પણ હું તો પ્રતાપી છું. એકલો પ્રતાપી હોત તો કદાચ મારો પ્રતાપ તું સહન કરી શકત, પણ તેની સાથે મહાતાપી પણ છું, એટલે તારે એ પરિતાપથી ડરવું જોઇએ. કદાચ હું પ્રતાપી અને મહાતાપી છું એ વાત કોઇને મોઢે તેં સાંભળી હોત તો તારે ભય રાખવાનું કારણ નહોતું, પણ આ તો હું મારે મોઢેજ કહું છું એટલે તારે બીહીવાનું ખરેખરૂં કારણ છે: અને એમ છતાં પણ જો મેં શાંતિથી કે દયાર્દ્રભાવથી તે કહ્યું હોત તું ભલે ભય ન રાખે; પણ આ તો મેં ઘણા કોપથી કહ્યું છે માટે જરૂર ભય રાખવોજ જોઇએ. અધિક ઇ૦—અરે અમારા ભ્રાતા ( હનુમાન્ ) કરતાં અમને અધિક શા માટે નથી ગણતો ? હુંચકી ઇ૦—અર્થાત્ મારાથી નીપજવાનું તારૂં મરણ તને કદાપિ મૂકે નહિ—હવે હું તને જીવતો મૂકનાર નથી.

૧૯ ભીમનાં અભિમાનયુક્ત વચન સાંભળીને હનુમાન્ વક્રોક્તિથી તેની મશ્કરી કરેછેઃ વીરા ! ઇ૦. શ્લોક—ગીતિ.

( ત ) લાંગૂલ—પૂંછડું. અત્યાર સુધી તો ભૂત દયાને લીધે હું તારા

**હનુમાન્—**અહો મહાવીર ! રણધીર ! શૂરવીર ! જરા સાચવીને મને ખસેડજે ! હું ઘણોજ શક્તિહીન થયો છું ! ભાઇ તું કાંપેછે કેમ ? શું લાંગૂલ તારાથી નથી ઉંચકાતું ? ના ના એમ હોય નહિ ! ! આ કાળમાં તારા જેવો યોદ્ધો અમે સાંભળ્યો નથી ! તેનું બળ આટલું કેમ હોય ? ( થ )

**ભીમ—**( ભ્રૃકુટિ આદિ ચઢાવી અત્યંત કોપકરી ) મૂઢ મર્કટ ! ઉપહાસ કરી લે; અને જેનું ધ્યાન ધરવું હોય તેનું ધરી લે, ધરી લે. ( એટલું બોલી બે હાથેથી તેનું પૂંછડું પકડી અત્યંત બળવડે ખેંચવાનો યત્ન કરેછે અને તે જ્યારે રજમાત્ર પણ હાલતું નથી ત્યારે નિઃશ્વાસ નાખી તે વાનરની પ્રશંસા કરેછે ). અહો ધીરવીર ! તું સાક્ષાત્ શંકર, બ્રહ્મા કે વિષ્ણુ પણ નથી. ઇંદ્રાદિ દેવોનો પરાભવ તો અમે કરેલોજ છે એટલે તું તે છે એમ પણ મારાથી કહેવાતું નથી. ( નમન કરી ) મારૂં માન મર્દન કરે એવો માત્ર મારો ભ્રાતા કપિરાજ કહેવાયલો છે, માટે

---

જીવને હાનિ કરવા નહોતો ઇચ્છતો પણ હવે તારૂં વાંકાપણું જોઇને મને તેવો પણ વિચાર થઈ આવેછેઃ પ્રાણીને ઇ૦. પરમેષ્ઠિ—બ્રહ્મદેવ. અર્થાત્ ઉત્પન્ન કરનાર અને સંહાર કરનાર બન્નેને સરખું માન મળે છે ત્યારે હું સંહાર કરવાનું માન લેવાનુંજ હવે ઠીક માનુંછું. ડાબે હાથે—( તેને છેક તુચ્છ માનીને ). ડાબે હાથે ઘણું કરીને જમણા હાથ જેટલું જોર કરી શકાતું નથી, માટે થોડું જોર કરવાનું હોય ત્યાંજ ડાબો હાથ વપરાય છે. મતલબ કે આ વાનરને ખેંચી નાખવો એમાં કાંઈ મહત્વની વાત નથી, એમ ધારીને ડાબે હાથે પૂંછડું પકડી ખેંચવા માંડ્યું.

( થ ) ભીમથી પૂંછડું ખસતું નથી તે જોઈને હનુમાન્ તેને વક્રોક્તિથી કહેછેઃ અહો ઇ૦.

શું તમો સાક્ષાત્ તેજ છો ? જો એમ હોય તો પછે મારે ખેદ કરવાનું કાંઇ પણ કારણ નથી. ( द )

**હનુમાન્—**( અત્યંત પ્રસન્નતાથી ઊઠી ઊભા થઇ ) ભીમ ! ધન્ય છે ધન્ય છે !! તેં મને ભલો ઓળખ્યો ! ( આલિંગન દઇ ) ભ્રાતા ! આ માર્ગે જનાર માનવ માત્રનું મૃત્યુ થાય તેવું હોવાથી મેં તારૂં માન મર્દન કરી તને જતાં અટકાવ્યો. હું તારા પર ઘણોજ પ્રસન્ન થયો છું, માટે તારી ઇચ્છામાં આવે તેટલાં વરદાન તું મારી પાસે સત્વર માગી-લે માગી લે. ( ध )

**ભીમ—**( બે કર જોડી નમન કરી ) પ્રથમ તો મને એજ કહો

---

( द ) ભીમ તેની વક્રોક્તિ સમજીને તેને કહે છેઃ મૂઢ ઇ૦. અને જેનું ધ્યાન ધરવું હોય ઇ૦—અર્થાત્ તું હવે જીવવાનો નથી માટે ઇશ્વર સ્મરણ કરીલે. **અર્થાપત્તિઅલંકાર.** પ્રશંસા—વખાણ. તું ઇ૦-સાક્ષાત્ ( પ્રત્યક્ષ ) શંકર, બ્રહ્મા કે વિષ્ણુ નથી ! શિવને ત્રણ નેત્ર છે, બ્રહ્માને ચાર મુખ છે, અને વિષ્ણુને ચાર હાથ છે, તેમાંનું કાંઇ તારે નથી. સાક્ષાત્ નહિ હોઉં તો રૂપાંતર ધારણ કરી આવેલો હોઇશ તો તેમ પણ નથી; કેમકે હું તો તેમ-નોય પરાજય કરૂં એવો છું વારૂ ત્યારે ઇંદ્રાદિદેવમાંનો કોઇ દેવ હોઈશઃ —તો તેમ પણ નથી, કેમકે ઇંદ્રાદિ ઇ૦. પરાભવ—પરાજય. તે—ઇંદ્રાદિ કોઈ દેવ. ત્યારે હું કોણ છું ? તે વિષે કહેછેઃ મારૂં ઇ૦. માનમર્દન કરે—અપમા-ન કરે—અર્થાત્ હરાવે. કપિરાજ—હનુમાન્. ખેદ ઇ૦— ( કેમકે મારા વડિલ ભ્રાતાથી હું પરાજય પામું એમાં તો મને દૂષણ નહિ પણ ભૂષણ છે.

( ध ) વરદાન આપવાની અતિ ઉત્કંઠા છે માટે બે વાર ' માગી લે ' એવો ઉચ્ચાર કર્યો છે. હનુમાન્ ભીમના મેળાપથી અત્યંત આનંદ પામ્યો છે, એ વ્યંજના.

કે તમે ચિરંજીવ શાથી થયા ? તમારા ઇષ્ટદેવની અયોધ્યાપુરી તજી અહીં આવી વસવાનું કારણ કિયું ? ( ન )

**હનુમાન્—** ( પ્રસન્ન થઇ ) વત્સ ! રાજિવલોચને મને દશકંધર મારી અયોધ્યામાં આવી રાજ્યાસને બેઠા પછી વરદાન માગવા કહ્યું; ત્યારે મેં અત્યાગ્રહે માત્ર એટલુંજ માગી લીધું કે જ્યાં સુધી જગતીમાં રામના ગુણાનુવાદ ગવાય ત્યાં સુધી હું નાશ ન પામું અને અહોરાત્ર રામગુણ શ્રવણ કરયા કરૂં, એટલુંજ જો પ્રભુ પ્રસન્ન થયા હો તો આપો. એ મારી મનસા પ્રભુએ પૂરી કરી જેથી મારી ઇચ્છામાં આવે ત્યાં હું નિવાસ કરી રહું છું; સતાં, અહીં અપ્સરાદિ આવી નિરંતર રામગુણગાન કરયા કરે છે એટલે મારે સર્વ ભૂમિ સમાન માનવાને બાધ જેવું નથી. ( પ )

**ભીમ—** ( ખાત્રીપૂર્વક પોતાના ભાઇ હનુમાન્ છે એમ જાણી તેના

---

( ન ) એ વરદાન આપવા તત્પર થયેલો વાનર હનુમાન્ છે કે કોઇ માયાવી રાક્ષસ છે, તે જાણી લેવાને હનુમાનને ભીમ બે પ્રશ્ન કરે છે: પ્રથમ તો ઇ૦. ઇષ્ટિદેવની—રામની.

( પ ) હનુમાન્ પેહેલા પ્રશ્નનો ઉત્તર કરેછે: વત્સ ઇ૦. રાજિવલોચનને ( राजिव—કમળ અને लोचन—નેત્ર )—કમળ સમાન નેત્રવાળા રામે. દશકંધર ( दश+कं—માથું+धर—ધારણકરનાર )—દશ માથાંને ધારણ કરનાર—રાવણ. અત્યાગ્રહે—રામનો વરદાન આપવાનો અતિશય આગ્રહ જોઇને. જગતીમાં—પૃથ્વીમાં. ગુણાનુવાદ ( गुण+अनुवाद—કીર્ત્તન )—રામના ગુણોનું કીર્ત્તન. નાશ ન પામું—જીવતો રહું. બીજા પ્રશ્નનો ઉત્તર કરેછે: અને ઇ૦. અહોરાત્ર ( દિવસરાત ). મનસા—ઇચ્છા. ઇચ્છામાં આવે ત્યાં—જ્યાં રામગુણાનુવાદનું શ્રવણ થાય ત્યાં. પણ અહીં રામગુણાનુવાદ તમે શી રીતે શ્રવણ કરી શકો છો ? તે વિષે કહેછે: સતાં ઇ૦. સર્વ ભૂમિ સમાન—અયોધ્યાની ભૂમિ અને આ ભૂમિ.

પગમાં માથું મૂકી ) હે ભ્રાતા ! હું મને પોતાને ધન્ય માનુંછું કે આજ હું આપનું અલૌકિક દર્શન કરી શક્યો ! હર્ષવડે સર્વ હૃદય ભરાઇ ગયું છે એટલે વરદાન માગવાની જગાજ બાકી રહી નથી ! માત્ર મારી કમળ લેવાની પ્રતિજ્ઞા સિદ્ધ થાય એટલુંજ જો પ્રભુને રૂચે તો કરવા કૃપા કરશો. ( ફ )

**હનુમાન્—** ( તેને માથે હાથ મૂકી ) વત્સ ! હું તને પ્રસન્ન થઇ વરદાન આપુંછું કે તું જ્યારે સિંહનાદ કરીશ ત્યારે હું તેની સાથે મારો શબ્દ સંયુક્ત કરીશ જેથી સર્વ શૂરવીરોના તેજનો ક્ષય થશે. જો તારી ઇચ્છા હોય તો તે દિવ્ય કમળ તને હુંજ લાવી આપું.

**ભીમ—**( નમન કરી ) જ્યેષ્ઠ ભ્રાતા ! જેમ તમે મને વરદાન આપી પ્રસન્ન કર્યો, તેમજ પાર્થને એક વાર દર્શન દઇ તેને સ્વેચ્છિત

---

( ફ ) અલૌકિક—સર્વ લોકોને સમાન્ય નહિ એવું. ( હનુમાન્ ત્રેતાયુગમાં થયેલા ચિરંજિવ હોવાથી કલિયુગના આરંભમાં તેમનું દર્શન લોકોને નજ થાય એ ઉઘાડુંજ છે. ) વરદાન ન માગવાનું કારણ કહ્યુંકે: હર્ષ વડે હ૦—(આ વાક્ય એવું છે કે જે એક વાક્ય છતાં તે વડે બે જૂદા જૂદા અર્થ ભીમે હનુમાનને કહી બતાવ્યા છે; એક તો મારે તમારી પાસે કંઇ વરદાન જોઇતું નથી, એ અર્થ; અને તમને મળવાથી મને અત્યંત હર્ષ થયો છે એ બીજો અર્થ. ) એમાં વરદાનની અનિચ્છા એ પ્રસ્તુત અર્થ છે અને હર્ષ બતાવવો એ પહેલા અર્થની અપેક્ષાએ ગૌણ હોવાથી અપ્રસ્તુત અર્થ છે. એમ એકજ વાક્યમાં પ્રસ્તુત અને અપ્રસ્તુત અર્થનો સમાવેશ થયેલો હોવાથી **સમાસોક્તિઅલંકાર.** મહાન્ પુરૂષની મુલાકાત નિષ્ફળ ન હોવી જોઇએ તથા હનુમાને વરદાન આપવાની માગણી કરી તેનું અપમાન ન થવું જોઇએ, એવા વિચારથી પોતાની ઇચ્છા જણાવે છે: માત્ર હ૦.

વરદાન આપવા કૃપા કરશો; અને દિવ્ય કમળ કિંકરજ પ્રાપ્ત કરી શકે એવા ઉપાયની યોજના કરશો. ( ઘ )

**હનુમાન્**—સમય આવ્યે હું અર્જુનને મળી તે જેમ પ્રસન્ન થશે તેમ કરીશ. જો તારે દિવ્ય કમળ સ્વપરાક્રમથીજ લેવાં હોય તો જટાસુર કે જેને તેં હણ્યો છે તેનો ભ્રાતા ઘટાસુર વનદેવતાઓની શીખવણીથી કમળવનમાં જવાનો માર્ગ બંધ કરી બેસી રહ્યો છે તેનો નાશ કરી ઉત્તરમાં અવળો વળી કુબેરના અનુચરોનો પરાભવ કરી કમળ લેઇ જજે. કિંતુ ભ્રાતા ! તને ગમે તે કષ્ટ કરે તથાપિ વનદેવતાઓ જે સ્ત્રીજાતિ મનાય છે તેમનો તું નાશ કરીશ નહિ ( મ )

**ભીમ**—( નમન કરી ) હું આપના કહેવા પ્રમાણે સર્વ કરીશ.

**હનુમાન્**—( ભીમને વનદેવતાઓએ પૂરી દીધેલો માર્ગ બતાવી ) વત્સ ! એ માર્ગે થઇ જવાશે. ( એટલું કહી હનુમાન્ અંતર્ધાન થઇ જાયછે. ) ( મ )

---

( ઘ ) સ્વેચ્છિત— અર્જુને પોતે ઇચ્છેલું. ' કમળ હુંજ આણી આપું ' એમ જે હનુમાને કહ્યું, તે વિષે ભીમ કહે છેઃ દિવ્યકમળ ઇ૦. કિંકર—સેવક—ભીમ. અર્થાત્ તેમ થાય તોજ સ્વપરાક્રમથી મારી પ્રતિજ્ઞા મેં સિદ્ધ કરી એમ કહેવાય.

( મ ) ઉત્તરમાં અવળો વળી—અર્થાત્ અહીંથી પાછો વળી દક્ષિણ તરફ જા, એટલે વનદેવતાઓએ બંધ કરેલો માર્ગ આવશે. અને તે માર્ગ ઘટાસુરને મારવાથી ખુલ્લો થશે એટલે પાછો ઉત્તર તરફ વળજે. વનદેવતાઓને ન મારવાનું કારણ કહે છેઃ સ્ત્રી જાતિ ઇ૦.

( મ ) હનુમાનનું દેવપણું વર્ણ્યું છેઃ અંતર્ધાન ઇ૦. અંતર્ધાન થવાની શક્તિ દેવ વિના બીજાઓમાં હોતી નથી, માટે અહીં અંતર્ધાન થવું એ હનુમાનના દેવપણાનું ઉપલક્ષક છે.

ભીમ—( સઆશ્ચર્ય ) અહાહા ! મારા જેવો આ ભૂમિમાં કોણ ભાગ્યશાળી છે ! ( રૂંધી રાખેલો માર્ગ જોઇ ) હાં ઠીક; મારે આજ સ્થળે માર્ગ પાડી જવાનું છે. ( એમ વિચાર કરી વૃક્ષાદિને તોડફોડી જવ જેટલો માર્ગ કરતો કરતો ચાલ્યો જાયછે ). ( ય )

ચતુર્થાંકસમાપ્ત.

---

( ય ) હર્ષ નામે સંચારીભાવ વર્ણે છે: અહાહા ! ઈ૦.

## અંક ૫ મો.

( ચિંતાતુર પાંચાલી, યુધિષ્ઠિર, નકુલ, સહદેવ, સ્મરવર્દ્ધક અને વસંતિકા પ્રવેશ કરે છે. )

**યુધિષ્ઠિર**—પ્રિયા ! આજ તું કેમ શોકસાગરમાં ડૂબી ગયેલા જેવી દેખાય છે ? શું તને માતપિતાનું સ્મરણ થઇ આવ્યું છે ? કે માતા કુંતી સાંભરી આવ્યાં છે ? અથવા પૂર્વસુખની સ્મૃતિએ તને ચિંતાગ્રસ્ત કરી છે? પ્રિયા ! કે' કે', કોઇ દિવસ નહિ, અને આજ આટલી બધી શોકપીડિત કેમ જણાય છે ? ( अ )

**પાંચાલી**—( મંદ સ્વરે ) ના ના. એવું તો કંઇ નથી પણ—
( એવે ગભરાયલે વેશે ધૌમ્યલોમશ પ્રવેશ કરે છે ).

**ધૌમ્ય**—અહો ધર્માત્મા યુધિષ્ઠિર ! સાવધ સાવધ ! ! અવશ્ય યુદ્ધપ્રસંગ નિકટ આવે એવું શાકુનશાસ્ત્રપરથી સિદ્ધ થાય છે. જો જો:—( आ )

### શ્લોક.

ઊડે કોરણ કાકરા રજ ઘણી, ઉલ્કાતણા પાત જો;

---

( अ ) પ્ર. ૧ લો— સ્થળ—પાંડવોનો આશ્રમ. ભીમ ક્યાં ગયો છે એ વાતની પાંડવોને ખબર નથી, તથા દ્રૌપદીને ભીમે તે વાત છાની રાખવાની કહી છે; તેમ છતાં આ છેલ્લા અંકમાં નિર્વહણસંધિવર્ણવાનો હોવાથી નાટકમાં વર્ણાયલાં ભિન્ન ભિન્ન ઇતિવૃત્ત એકજ કાર્યમાં પરિણામ પામવાં જોઇએ, માટે અહીં યુધિષ્ઠિરાદિ પાંડવોને ભીમના સાહસની જાણ કરી તેમને ભીમ પાસે મોકલવાનો પ્રસંગ વર્ણે છે: યુધિષ્ઠિર ઇ૦.

( आ ) નિકટ—પાસે. શાકુનશાસ્ત્ર—પક્ષી આદિકના બોલવા વગેરેથી ભવિષ્યની સૂચના કરનારૂં શાસ્ત્ર. પક્ષીને સંસ્કૃતમાં શકુનિ કહે છે; શકુનિના સંબંધવાળું શાસ્ત્ર, માટે તે શાકુનશાસ્ત્ર કહેવાય છે.

શાં વજ્ર પડતાં તૂટી નભથકી, સૂર્યાસ્ત પ્રખ્યાત જો;
કાળી રાત્રિથી અંધકાર વધિયો, વાંકી સહુ વાત જો !
આહા પૃથ્વી ચલાયમાન થઇ શી ! ગાઢો લહો ઘાત જો ! ! ૧

**લોમશ**—વત્સ ! ધૌમ્યાચાર્ય સત્ય કહે છે. પશ્ય પશ્ય—

## શ્લોક.

દિશાઓ થઇ રક્ત વર્ણ સઘળી, પક્ષી પશુ શાં રૂએ !
ઉલૂકો ગીધ શા ભયંકર રવે, પોકારી ભારી જુએ !
અંધારૂં પસરચે ન કોઇ દિસતું, સર્વેશ ઓઢું ખૂએ !
થાઓ સાવધ જાગતા રહીં સદા, શત્રુ નિવારો કુએ. ૨

---

૧ શ્લોક—શાર્દૂલવિક્રીડિત. યુદ્ધ પ્રસંગ પાસે આવ્યો છે એમ સૂચવનારા અપશુકન વર્ણે છે: ઊડે ઈ૦. કારણ—તોફાની પવનથી દિશાઓમાં ઊંચે ઉડતી ધૂળ. ઉલ્કા—બળતું. આકાશમાંથી બળતા પદાર્થો પૃથ્વીપર પડવા તેને 'ઉલ્કાપાત' કહેછે. વજ્ર ઇ૦—ઇંદ્રનું હથિયાર વજ્ર કહેવાય છે. આકાશમાંથી જે વજ્ર પડેછે એમ વર્ણ્યું છે તે વીજળીના પડવાને ઉદ્દેશીને લખ્યું હોય એમ સમજાય છે. સંસ્કૃત ગ્રંથોમાં 'ગર્જનાના મોટા કડકા સાથે વજ્રપાત થાય છે' એમ વર્ણેલું હોય છે, તે ઉપરથી પણ એ વિદ્યુત્પાતનું વર્ણન હોય એમજ સમજાય છે. સૂર્યાસ્ત ઇ૦—દિવસ છતાં સૂર્યનો અસ્ત પ્રખ્યાત છે—પ્રસિદ્ધ છે તેને જો. અંધકાર—(આકાશ ધૂળથી છવાઇ ગયેલું હોવાને લીધે). વાંકી ઇ૦—માટે સર્વે વાત વાંકી છે એમ જો-સમજ. અર્થાત્ એ ભયની સૂચના છે. આહા ઇ૦—અર્થાત્ આ હમણા ભૂકંપ પણ કેવો થયો ! એ સર્વ અપશુકનથી શું થશે તે કહેછે: ગાઢો ઇ૦. ગાઢો—અર્થાત્ ભારે મોટો. ઘાત—(સંગ્રામમાં પ્રાણીઓનો).

૨ પશ્ય પશ્ય—જો જો. શ્લોક—શાર્દૂલવિક્રીડિત. લોમશ બીજા વધારે ઉત્પાત દેખાડે છે: દિશાઓ ઇ૦. રક્તવર્ણ—રાતી. શાં રૂએ—કેવાં ભયાનક સ્વરે રૂએ છે ! ઉલૂકો ઇ૦—ઉલૂકો (ઘૂડ) અને ગીધ શા (કેવા)

**યુધિષ્ઠિર**—( મહર્ષિએ કહેલા ઉત્પાત થતા આમ તેમ જોઇ ) અહો બાંધવો ! આપણને અવશ્ય કોઇ પરાભવ પમાડવા આવ્યો છે માટે યુદ્ધમાં દુર્મદવાળા સર્વે જણે શસ્ત્રાસ્ત્ર સજી સાવધ રહેવું જોઇએ. પછે જોઇએછીએ કે આપણા સન્મુખ આવનાર કોણ છે ? ( એટલું બોલી અજાતશત્રુ આમ તેમ ભીમને જોવા લાગ્યા અને તેને ત્યાં ન જોવાથી ગાભરા જેવા બની ગયા તેને જોઇ ) ( ક )

**નકુલ**—મહાવીર ધર્માત્મા ! આવા ભયને સમયે તો આપન જેવાએ અમો સર્વને નિર્ભયતા રાખવાનો ઉપદેશ કરવો જોઇએ. જેમકેઃ—( ઈ )

## શ્લોક.

સુરશા શૂર લાયક જો શત તો,
નવ તે સુખદાયક છે ગત તો;
નર એકજ નાયક હિમ્મત તો,
સુખકારી સુવાયક છે ગત તો. ૩

---

ભયંકર રવે ( શબ્દે ) ભારી પોકારી ( ઘણી લાંબી ચીસ પાડીને ) જુએછે ! ! સર્વેશ હ૦—અર્થાત્ પરમેશ્વર આ અપશુકનથી સૂચવતા ભયનો નાશ કરો ! કુએ—પૃથ્વીમાં ( કુ—પૃથ્વી ) અથવા કુએ—કૂવામાં. શત્રુઓને કૂવામાં નાખીદ્યો

( ક ) પરાભવ પમાડવા—( આપણો ) પરાજય કરવા. યુદ્ધમાં દુર્મદવાળા—યુદ્ધ કરવાની વખતે ઘણા મદોન્મત્ત ( પાંડવોનું વિશેષણ ). અજાતશત્રુ—યુધિષ્ઠિર.

( ઈ ) યુધિષ્ઠિરને આ અપશુકનથી હિમ્મત હારી ગયેલો જાણી નકુળ કહેછેઃ મહાવીર હ૦.

૩ શ્લોક—તોટકવૃત્ત. સુરશા હ૦—જો સુરશા ( દેવ જેવા ) લાયક

**યુધિષ્ઠિર—**( સાવધ થઈ ) ભ્રાતા ! હું આ ઉત્પાતથી ગભરાયો છું એમ તમારે માનવાનું કંઇ પણ કારણ નથી; કિંતુ આપણા આધારરૂપ ભીમને હું આટલામાં જોઇ શકતો નથી એજ મારા ગભરાટનું કારણ છે. ( ड )

**સહદેવ—**હા ભ્રાતા ! મહાત્મા ભીમ ઘણા કાળથી જોવામાંજ આવ્યા નથી. ( નિઃશ્વાસ નાખી ) અરે પ્રભુ ! એ કયાં ગયા હશે ? આવે સમયે કેમ અહીં જણાતા નથી ?

**યુધિષ્ઠિર—**પ્રિયા પાંચાલી ! ભીમ કંઇ ગયો છે એ વિષે તારા કંઇ જાણવામાં છે ? તે કયાં છે ? તે શું ઇચ્છે છે ? અથવા એ કોઇ સાહસ કર્મનો આરંભ તો નથી કરી બેઠો ! ! પ્રિયા ! એ વિષે તારા કંઇ જાણવામાં હોય તો તું મને સત્વર કે' સત્વર કે'. હું જાણું છું કે એને સાહસ કર્મ ઘણું પ્રિય છે; એ એનો નાદ એને સારો માઠો સમય પણ નથી જોવા દેતો, નથી જોવા દેતો ! ! ( ढ )

---

શૂર ( શૂરવીર ) શત ( સો ) હોય, પણ તે જો ગત ( ગયેલા—હિમ્મતરહિત થઇને યુદ્ધમાંથી ભાગી ગયેલા ) હોય તો તે સુખદાયક નથી. પણ જો હિમ્મત હોય તો એકજ નર તે સર્વેનો નાયક ( દોરનાર—અગ્રેસર ) થવાને લાયક છે અને સુખકારી પણ છે. એવું ગત ( ગયેલા પુરૂષોનું—પૂર્વેના શાસ્ત્રકર્ત્તાઓનું ) વાયક છે. ' સુખકારી ' શબ્દને ' વાયક ' નું વિશેષણ ગણીને પણ અન્વય થઇ શકે, પણ પૂર્વાર્ધના ' સુખદાયક ' નો અન્વય ' શૂર ' સાથે કરેલો છે તે જોતાં અહીં પણ ' સુખકારી ' નો અન્વય નર સાથે કરવો યોગ્ય ભાસે છે.

( ड ) આ નાટકમાં નાયકરૂપે વર્ણાયલા ભીમનો બીજા પાંડવો કરતાં ઉત્કર્ષ વર્ણે છેઃ કિન્તુ ઈ૦. " આધારરૂપ " શબ્દથી ભીમનો સર્વ પાંડવોથી અધિક બળવાન્‌પણાના અર્થનો ધ્વનિ ઉત્પન્ન થાય છે.

( ढ ) સત્વર કે', સત્વર કે', ઇત્યાદિ વાક્યોની દ્વિરૂક્તિ યુધિષ્ઠિરના

**પાંચાલી**—( સખેદ ) આર્યપુત્ર ! અપરાધ ક્ષમા કરશો. હું વૃકોદર સાથે સરિતાતટે વિહાર કરતી હતી એવામાં વાયુથી આ કમળ ( બતાવી ) ક્યાંથકી ઉડી આવ્યું અને તેવાં ઘણાં કમળ લાવવા મેં તેમને વિનવ્યા. તપરથી તેઓ તે કમળ લેવા ઇશાન દિશા ભણી ગયા છે. ( ક )

**યુધિષ્ઠિર**—( અત્યંત નિઃશ્વાસ નાખી ) ભ્રાતા નકુલ ! અહો સહદેવ ! તમે જાવ જાવ ! ! ઉતાવળે જઇ વત્સ ઘટોત્કચને તેના અનુચર રાક્ષસો સહિત અહીં સત્વર બોલાવી લાવો. આપણે અવશ્ય ત્યાં જવું જોઇએ. એના યુદ્ધારંભનોજ આ પરિણામ આપણા અનુભવમાં ભયંકર રૂપ ધારી દેખાય છે. ( ઉતાવળે દોડતા નકુલ સહદેવ ઘટોત્કચને તેડવા જાય છે ). ( ક્ર )

**ધૌમ્ય**—વત્સા પાંચાલી ! શાંત થા, શાંત થા; આમાં તારો દોષ નથી. જ્યારે દૈવ પ્રતિકૂળ હોય છે ત્યારે અનુકૂળ એવાં સર્વ કાર્યને પ્રતિકૂળતાજ પ્રાપ્ત કરાવે છે.

**યુધિષ્ઠિર**—( નિઃશ્વાસપૂર્વક ) પ્રભુ ! સત્ય છેઃ નીકર અર્જુન જેવો નર અવાધ્ર આવી રહ્યો છે સતાં અમને આવો ન મળે એમ

---

ગભરાટની વ્યંજક છે. કવિએ અહીં એકાએક પાડવોનો ગભરાટ વર્ણ્યો છે માટે એ વર્ણન આરભટીવૃત્તિથી થયેલું છે એમ જાણવું.

( ક ) સરિતાતટે— નદીકિનારે. વિહાર કરતી હતી—રમતગમત કરતી હતી કે આનંદમાં ફરતી હતી. ક્યાંથકી—કોઇક અજાણી જગોએથી.

( ક્ર ) એના ઈ૦— આપણા અનુભવમાં જે આ ભયંકર રૂપવાળા અપશુકન આવે છે તે એના યુદ્ધના આરંભનોજ પરિણામ હશે ! !

કેમજ બને ? અહા ! અર્જુન ! અને તે હોય તો મને સંતાપનું સ્વપ્ન પણ શાનું આવે ! મહર્ષિ ! દૈવની ગહન ગતિ છે ! ! ( એવે નકુલ સહદેવ, ઘટોત્કચ અને તેના ઘણા અનુચર રાક્ષસો પ્રવેશ કરી નૃપાળને નમન કરી ઉભા રહે છે ) ( ૠ )

**ઘટોત્કચ**—( હસ્ત જોડી ) તાત ! આજ્ઞાનુસાર વર્તવા આ સેવક સજ્જ થઇ ઉભેલો છે. ( ૠ )

**યુધિષ્ઠિર**—વત્સ ! તારૂં કલ્યાણ થાવ. તુંજ અમારો આ પ્રસંગે આધારભૂત થયેલો છું. તારા પિતા ઇશાન દિશા ભણી દિવ્ય કમળ લેવા ગયા છે અને ત્યાં યુદ્ધ આરંભાયું હોય એમ સકારણ અનુમાન કરી શકાય છે, માટે તું પાંચાલીને વહન કરય અને બીજા દાનવો અમને તથા સર્વ બ્રાહ્મણોને વહન કરી ત્યાં સત્વર લઇ જાય એવી સર્વેને આજ્ઞા કરય. ( ए )

**ઘટોત્કચ**—( નમન કરી ) જેવી પિતાશ્રીની આજ્ઞા. ( એટલું બોલી પાંચાલીને પોતે સ્કંધ પર બેસાડેછે અને બીજા તેના રાક્ષસ અનુચરો એકેકને ખભે બેસાડી આકાશપથે ચાલવા માંડેછે ). ( ऐ )

---

( ૠ ) અવધિ—મર્યાદા. અર્જુન સ્વર્ગલોકમાં ગયો હતો, તેણે આવવાનો જે વાયદો કર્યો હતો તે પણ પૂરો થયો છે, એમ છતાં તે પણ આવ્યો નથી, તેથી દૈવ પ્રતિકૂળ હોય એમજ ભાસે છે. અર્જુનનું સ્મરણ થવાનું કારણ કહેછેઃ અહા ઇ૦. ( ૠ ) આજ્ઞાનુસાર—આજ્ઞા પ્રમાણે.

( ए ) આધારભૂત— આધાર આપનારો. સકારણ અપશુકનરૂપી કારણ સહિત. ' અનુમાન સકારણ છે માટે તે સત્યજ હોવું જોઇએ, અને તેથી નિશ્ચય યુદ્ધ થાય છે, એમ જાણી તારે ઉપેક્ષા કરવાનો આ સમય નથી, ' એમ કહેવાની મતલબ છે. વહન કરય—ઊંચકીને ત્યાં લેઇ જા. ( ऐ ) સ્કંધપર—ખભાપર.

( સૌગંધિક વનના માર્ગ વચ્ચે પર્વત જેવડું રૂપ ધરી બેઠેલો ઘટાસુર અને ભીમ પ્રવેશ કરે છે. )

**ઘટાસુર—**( ભીમને આવતો જોઇ ) અવ્વઇ અવ્વઇ મહિષ અવ્વઇ. દિવ્યામ મહિષ બલિ પેખ્ખઇ આનંદિત હુવ્વઇ તદ્‌વત્ મયા મોદ ભવતી. હવઇ મયા ન ઉચ્ચરઇ. (એવે ભીમ કને આવી પહોચે છે.) ( ઓ )

**ભીમ—**( બંધ કરેલો માર્ગ જોઇ ) પડેલા ઘસારા પરથી જણાય છે કે માર્ગ તો આજ હોવો જોઇએ; અને જો એજ પથ છે એમ નિર્ણય થાય તો પછે તેને રૂંધનાર ઘટાસુરજ માનવાને કોઇ પણ પ્રકારનો બાધ નથી. ( વિચાર કરી ) મારે ઘટાસુરે કે પટાસુરે રસ્તો રોકયો છે એમ માનવાની શી આવશ્યકતા છે ? જેમ નાકાપરનાં વૃક્ષોનું છેદન ભેદન કરી માર્ગ કરી લીધો તેમજ આ પર્વતને પણ તોડીતાડી પથ પાડી લેવો એજ ઠીક છે. ( એમ વિચાર કરી હાથમાં ગદા લઇ આડ રૂપ ઊભેલા ઘટાસુરને અતિ બળવડે પ્રહાર કરે છે. ) ( ઔ )

---

પ્ર. ૨ જો— ( સ્થલ ) કમળવાળી તલાવડીનો માર્ગ. સૌગંધિક વન—જે વનમાં કમળવાળી તલાવડી છે તે વન. ઘટાસુર—જટાસુરનો ભાઇ.

( ઓ ) પાછળ જટાસુરની જેવી અશુદ્ધ સંસ્કૃતમિશ્ર પ્રાકૃત ભાષા વર્ણી છે, તેવીજ આ ઘટાસુરની પણ ભાષા છે. અવ્વઇ ઇ૦—આવ્ય આવ્ય મહિષ ( ભીમને હૃષ્ટપુષ્ટ દેખી તેને મહિષ—પાડો કહ્યો છે ) આવ્ય. દેવી મહિષનું બલિ ( બળિદાન ) પેખે છે અને તે આનંદિત થાય છે તદ્‌વત્ ( તે પ્રમાણે ) મને મોદ ( હર્ષ ) થાય છે. હવે હું નહિ ઉચ્ચારૂં ( બોલું ).

( ઔ ) ઘસારાપરથી—જમીનપર પડેલા જવા આવવાના ઘસારા પરથી. ઘટાસુર પર્વત જેવો થઈ પડેલો છે તેને પર્વતરૂપ માનીને ભીમ કહેછેઃ આ પર્વતને ઇ૦.

**ઘટાસુર—** ( ભીમે કરેલો પ્રહાર મર્મસ્થાનમાં વાગવાથી ) વનદેવ્યા વનદેવ્યા મયા પ્રાણ ગત્વા ગત્વા. અસ પ્રહાર મયા કદાચિત્ ન લગ્ગઇ ! રક્ષસી રક્ષસી. ( શસ્ત્રાસ્ત્રસજી બન્ને વનદેવતાઓ દોડી આવેછે. ) ( क )

**વનદેવતા—**વત્સ ઘટાસુર ! હવડાં એ દુષ્ટ મહિષને મર્દન કર્યો એમ તું જાણ્ય. કેમ રે મૂઢ ! અમારા ઉપવન જેવા વનને વેરાન કરી તેના રક્ષકોને મારનાર તુંજ કે ? ( ख )

**ભીમ—**( સકોપ ) કોણ શસ્ત્રાસ્ત્ર સજેલી સ્ત્રીઓ ! અને તે વૃકોદરનો તિરસ્કાર કરનારીઓ ! ! અરે વનમાતાઓ ! શ્રવણ કરો શ્રવણ કરો:—

### શ્લોક.

ચંડને ચોળિયો, મુંડને રોળિયો,
ત્રિશિરા ત્રોડિયો શો કરી કોળિયો !
નો'ય તે દાનવો દેવિ ! આ માનવો,
રુદ્ર છે આ નવો નાશ આ માનવો: ૪

---

( क ) વનદેવ્યા ઇ૦—વનદેવિ વનદેવિ ! મારો પ્રાણ જાય છે જાય છે ! ( અસ—एष—આ ) આવો પ્રહાર મને કદાચિત્ ( કોઇ વાર પણ ) નથી લાગ્યો. રક્ષણ કર, રક્ષણ કર.

( ख ) મહિષને—પાડાને ( પાડા જેવા ભીમને ). ઉપવન જેવા—બાગ જેવા.

૪ શ્લોક—સ્રગ્વિણી. ચંડને ઇ૦—દેવીએ ચંડનામના દૈત્યને ચોળીનાખ્યો—મારીનાખ્યો છે અને મુંડ નામના દૈત્યને પણ રોળી નાખ્યો છે ( રણભૂમિમાં ). તેમજ ત્રિશિરા( ત્રણ માથાંવાળા દૈત્ય )નો પણ શો

શું તમારી ઇચ્છા મને સૌગંધિક વન પ્રત્યે જતાં રોકવાની છે ? અથવા આ મૂઢ ઘટાસુરને જટાસુરનું વૈર લેવું છે? ( શ્વાસોચ્છવાસે ) લ્યો ત્યારે આ મારૂં બાણ ( કમાનમાં ચઢાવવાનો અભિનય કરી ) તમારા ઉભયના અર્થથી પ્રાપ્તિ કરાવશે ! ( એમ બોલી બાણ તકાવે છે અને ઘટાસુર તથા દેવીઓ આમથી તેમ નાસાનાસ કરે છે ). ( ग )

**વનદેવીઓ**—વત્સ ઘટાસુર ! તું લંગડાતો ચાલેછે તેપરથી તને ઘણું વાગ્યું હોય એમ લાગેછે ! માટે ચાલ્ય મુઆને મૂકી જતાં રહીએ. વળી પછે જોઇ લેવાશે. ( घ ) .

**ઘટાસુર**—સત્યં સત્યં; મહાબલિષ્ઠ માનવઇ અસઇ. ( એમ માંહોમાંહે વાતો કરતાં ત્રણે જણ અલોપ થઇ જાયછે. ) ( ङ )

---

( કેવો ) કોળિઓ કરીને તેને તોડી નાખ્યો છે ! ! હે દેવિ ! ( વનદેવિ ! ) તે દાનવો ( ચંડ વગેરે દૈત્યો ) આ ( ભીમ ) ન હોય; ત્યારે તું કોણ છે ? તે વિષે કહેછેઃ આ તો માનવો ( માણસ જાતનો પુરૂષ ) છે. માણસ છે ત્યારે તો ચંડાદિક કરતાં નિર્બળ હોવાથી તેનો ઝટ નાશ થશે, એમ માનશો નહિ; કેમકે રૂદ્ર ઇ૦—આ તો નવો રૂદ્ર છે. ( જગતનો સંહાર કરવાની શક્તિવાળા અગિયાર રૂદ્ર તો જૂના વખતથી જાણેલા છે, પણ આ તો બારમો રૂદ્ર છે, માટે આને તો નાશ( નાશરૂપ )જ માનવો. રૂદ્ર સાથે અભેદપણે ભીમનું વર્ણન કર્યું છે માટે **અભેદતાદ્રૂપ્યરૂપકાલંકાર.**

( ग ) શ્વાસોચ્છવાસ લેઇ—ક્રોધનો અભિનય કરી. ઉભયના ઇ૦— વનદેવતાઓનો મને સૌગંધિક વનમાં જતાં રોકવાનો અર્થ સિદ્ધ થશે અને ઘટાસુરનો પોતાના ભાઇનું વેર લેવાનો અર્થ પણ સિદ્ધ થશે. **વક્રોક્તિ.**

( घ ) વનદેવિઓ ઘટાસુર આગળ પોતાના બળનું અભિમાન રાખ-વા ઘટાસુરની સારવાર કરવાનું બાહાનું કાઢેછેઃ વત્સ ઘટાસુર ઇ૦. ( ङ ) સત્યં ઇ૦— સાચું સાચું; મહાબલિષ્ટ માનવ છે.

**ભીમ—**" દંશ ન કરતાં ફુંફ્વાડાથી કાર્ય થયું " વડભ્રાતાની આજ્ઞા પણ એવીજ છે કે વનદેવતાઓને હણવી નહિ. નીકર આ યજ્ઞનારાયણના નેત્રપથરૂપી મુખમાં હોમાયલું બલિદાન શીરીતે બચી જાય. ( આમ તેમ જોઈ ) આહા આ વનની શોભા કેવી રમણિક લાગેછે !:—( च )

## શ્લોક.

આ અબ્જો ઉડી આવ્યાં સુવરણ સરખી, કાંતિવાળાં રૂપાળાં,
હંસો કારંડવો શા મધુર રવ કરે, ચક્રવાકો રસાળાં;
જાણે માળાસમી આ રમણિક રચના, ભાળિયાં જે ન ભાળ્યાં,
પાંચાલી તું ન પાસે, ધિક વિધિ તુજને, ખાંતથી સુખ ખાળ્યાં ! ૫

---

( च ) દંશ ઇ૦—અર્થાત્ વનદેવતાઓને પ્રહાર ન કરતાં બીહીવરાવવા માત્રથીજ કાર્ય થઈ ગયું ! વડભ્રાતાની—હનુમાનની. યજ્ઞનારાયણના ઇ૦—યજ્ઞનારાયણ અગ્નિરૂપા નેત્રથી વિશ્વને જુએછે માટે અગ્નિને યજ્ઞનારાયણનો નેત્રપથ ( માર્ગ ) કહ્યો છે. અગ્નિમાં હોમાયલું બલિદાન દેવોને પોહોચે છે માટે અગ્નિને મુખની ઉપમા પણ ધરેછે. ભીમનાં બાણુ અગ્નિ જેવાં છે માટે બાણને યજ્ઞનારાયણના નેત્રપથરૂપી મુખનું રૂપ આપીને વર્ણવ્યાં છે. અર્થાત મારા બાણનાં લક્ષ્ય થયેલાં વનદેવતા વગેરે બચી જવાં એ કઠણ છે. અહીં બાણને મુખનું, મુખને અગ્નિનું અને અગ્નિને યજ્ઞનારાયણના નેત્રપથનું રૂપ આપ્યું છે માટે **રૂપિતરૂપકાલંકાર.**

૫ શ્લોક—સ્રગ્ધરા. અબ્જો—કમળો. કારંડવો—એક જાતનાં જળચર પક્ષી. શા-કેવા ! રવ—શબ્દ. ચક્રવાકો ઇ૦—રસાળાં ( સુંદર ) ચક્રવાકો પણ શા મધુર રવ કરે છે ! એમ હંસ અને કારંડવની સમાનતામાં ચક્રવાકને ગણીને અન્વય કરવો. જાણે ઇ૦—હંસાદિક શ્વેતવર્ણનાં પક્ષીઓ એટાં છે તેથી જાણે એક માળા ( હાર ) બની હોય એવી આ રમણિક

( સહર્ષ ) અરે હવે તો આવતી સુગંધી પરથી સિદ્ધ થાય છે કે સૌગંધિક વનની અતિ નિકટજ હું આવી પોહોંચ્યો છું. અહાહા! શું રમણિક અને મનોહર સ્થળ છેઃ—

## શ્લોક.

મધુર મધુર બોલે, કોકિલા કૂહુ કૂહુ,
પ્રતિધ્વનિ રવ કેવો, રે! કરે છું હું છું હું;
સુરસ સરલ મેના, શુકનું હાસ્ય કર્ત્તી,
પ્રણત પ્રણયકોપે, દૃષ્ટિ શી નીચી ધર્ત્તી! ૬

---

રચના થઈ રહી છે. જે પક્ષી ભૂમિપર કદી પણ ભાળ્યાં નથી, તે પક્ષી અહીં ભાળવામાં આવે છે!! ( વર્તમાનાર્થે ભૂત ). પક્ષીઓના પંક્તિની માળા રૂપે સંભાવના કરીછે માટે ઉત્પ્રેક્ષાલંકાર. આ આનંદ અનુભવવાના સમયમાં પોતાની વાહાલી દ્રૌપદી હાજર હોત તો તેને ખુશી થતી દેખી અધિક આનંદ થાત; પણ તે નથી તેનો શોક કરે છેઃ પાંચાલી ઈ૦.

૬ શ્લોક—માલિની. કોકિલા—કોયલ. પ્રતિધ્વનિ—સામો અવાજ—પડઘા. કોયલાના 'કૂહુ' અવાજના પડઘામાંથી એવો ઉચ્ચાર નીકળે છે કે 'છું હું છું હું! જાણે પડઘા એમ કહેતો હોય કે 'તારો અવાજ સાંભળનારો હું છું'. સુરસ ઈ૦—સારા ( શૃંગારાદિ રસવાળી અને સરલ ( સીધા સ્વભાવવાળી) મેના શુકનું ( પોપટનું ) હાસ્ય કરતી ( કરેછે ) તથા પ્રણયકોપે ( પ્રેમની રીસથી ) પ્રણત ( નમેલી ) થઈને પોતાની દૃષ્ટિને શી નીચી ધરતી ( ધરેછે )!—મેના જાણે પોપટને હસતી હોય અને પછી તેની સાથે રીસાઇને નીચું જોતી હોય, તેવી દેખાય છે!! અહીં ભીમનાં મનપર આ વનની સુગંધી, કોયલના શબ્દ, પોપટ અને મેના વગેરે પક્ષીઓનો દેખાવ, એ આદિક શૃંગારનાં ઉદ્દીપનોની અસર થયેલી વર્ણવી છે, અને 'પાંચાલી પાસે નથી' એમ પણ વર્ણવ્યુ છે, માટે વિપ્રલંભ શૃંગાર વર્ણાયા છે. આવી રીતે શૃંગારના ભાવ વર્ણીને કવિએ બતાવી આપ્યું છે કે

( કાન દઈ ) વાહ ! ઘણા જણ વાતો કરતા હોય એમ સાંભળાય છે. ત્યારે તો ચાલ્ય હું તેમને જઈ મળી કુબેરની કમળવાળી તલાવડી ક્યાં છે તે પૂછી નક્કી કરૂં. ( એટલું બોલી ચાલ્યો જાયછે. )

( તલાવડીની પાછળ બેઠેલા અસંખ્યાત યક્ષેશ્વરના અનુચરો અને પાછળથી સ્વેચ્છિત કમળો જોઇ ખુશી થતો ભીમ પ્રવેશ કરેછે ). ( छ )

**ઈંદ્રદ્યુમ્ન**—અહો મણિગ્રીવ ! પેલા જટાસુરના ભ્રાતા ઘટાસુરને કોઇ ઉન્મત્ત માનવે એવો માર્યો છે કે ઊઠી પણ શકતો નથી. ( ज )

**કિન્નરેશ્વર**—અલ્યા મણિગ્રીવ ! આપણા વનનું રક્ષણ કરનારી વનદેવી તારી સાથે જે વાતચીત કરતી હતી તે આજ વાત હતી કે ? ( झ )

**નીલદ્યોત**—હા હા, એ નહિ ત્યારે બીજું શું ? એ તો પં-

---

ભીમનું મન રૌદ્રના સ્થાયિભાવ ક્રોધથી તપી ગયેલું નથી, પણ વીરના સ્થાયિભાવ ઉત્સાહથી સ્વચ્છ અને બળવાન્ છે. અર્થાત્ ભીમના ક્રોધનું પાછળ થયેલું વર્ણન જોઇને કોઇ એમ ધારે કે અહીં કવિએ રૌદ્રરસ વર્ણ્યો છે, તો તેની તે ભૂલ આથી દૂર થાય છે. દ્રૌપદીને અર્થે કમળ લાવી આપીને તેને ખુશ કરવા રૂપ ભીમનો ઉત્સાહ હજી મંદ નથી પડયો, એવી વ્યંજના પણ દ્રૌપદીનું સ્મરણ કરાવીને કવિએ ઉત્પન્ન કરી છે.

( छ ) પ્રવેશ ૩ જો—કમળવાળી તલાવડીનો દેખાવ. અસંખ્યાત—સંખ્યા વગરના—ઘણા. યક્ષેશ્વર—કુબેર. અનુચરો—સેવકો. સ્વેચ્છિત—પોતે ઇચ્છેલાં.

( ज ) ઇંદ્રદ્યુમ્ન—કુબેરના એક અનુચરનું નામ. મણિગ્રીવ—કુબેરના એક અનુચરનું નામ. ( झ ) કિન્નરેશ્વર—કુબેરના એક કિન્નર જાતિના અનુચરનું નામ.

હી આપણા અધ્યક્ષ પાસે ગઇ અને કહ્યું કે યક્ષેશ્વરના વિહાર સ્થાનમાંથી કમળ લેવા એક વિકાળ અને દીર્ઘકાય પુરૂષ આવેછે. જે મારાથી સર્વ પ્રકારનું યત્ન કરયા સતાં રોકાયો નહિ અને મારા ઘટાસુરને પણ મરણતોલ માર માર્યો, માટે મારૂં રક્ષણ કરો અને તેમ તમારૂં સાચવો. ( ञ )

**કિન્નરેશ્વર**—ત્યારે આપણા અધ્યક્ષે તેને શું કહ્યું ?

**વિદ્યુન્માલિ**—અરે એ શું જાણે છે? લેને હુંજ કહું. અધ્યક્ષે તેને કહ્યું કે તું તારૂં સંભાળજે. અમારી ચિંતા તારે કરવી નહિ; માતંગની મોટી કાયા જોઇ સિંહને કંઇ શોચવાનું કારણ છે? કિંતુ શૃગાલને તો શોચ થાય ખરો. ( ट )

**સર્વે**—વાહવા ! વાહ ! શો સરસ ઉત્તર આપ્યો છે !

**કોકનદેશ્વર**—થયું હવે એટલું. આ પુષ્પની માળાઓ પૂરી કરો, નીકર હવડાં યક્ષેશ્વર માટે ખામુખા આવી કામુકા કે'શે કે લાવો

---

( ञ ) નીલદ્યોત—કુબેરના એક અનુચરનું નામ. વિહારસ્થાનમાંથી—વિહાર કરવાના સ્થાન રૂપ તલાવડીમાંથી. તેમ—તેવીજ રીતે. જેવી રીતે તમારે મારૂં એ વિકાળ અને દીર્ઘકાય પુરૂષથી રક્ષણ કરવું ઘટે છે તેમ તમારી તલાવડી તમારે સાચવવી પણ ઘટે છે. અર્થાત્ એ તમને પણ ભય ઉત્પન્ન કરે એવો બળવાન્ છે. એ ધ્વનિ.

( ट ) વિદ્યુન્માલી—એક યક્ષ ( કુબેરનો અનુચર ). માતંગની ઇ૦—અર્થાત્ અમે સિંહ જેવા બળવાન્ છિયે માટે અમને તે દીર્ઘકાય પુરૂષનો ભય નથી, પણ તારા જેવી ( વનદેવતા જેવી ) બીહીકણ શિયાળને સંભાળવાનું છે. માતંગ—હાથી. શૃગાલ—શિયાળ.

ત્યારે શું મોં બતાવીશું ? તેને એમ ક'શો કે અમે તો વાતોને તડાકે ચઢ્યા હતા માટે આજ વાર લાગી ! ( ઠ )

**સર્વે**—હા ભાઇ હા ! એ ખરૂં કે' છે ખરૂં ! ( એટલું બોલી સર્વે યક્ષો પુષ્પની માળાઓ પરોવવા મંડી જાય છે ).

**ભીમ**—( આમ તેમ જોઇ ) આહાહા ! આ સ્થાન કેવું મનોહર છે. અતિ પરિશ્રમનું ફળ પણ અત્યુત્તમ મળે. જેમાં મારી પ્રિયાએ પ્રાણથી પણ અધિક પ્રિય માનેલાં એવાં અસંખ્યાત પદ્મો પ્રફુલ્લિત થઇ રહેલાં છે તે પદ્મિનીની શોભા શી મોહક છે !:—

### શ્લોક.

નગઝરણથકી શી નીપની છે, રમ્ય પદ્મિની દિવ્ય આ,
દ્રુમલતાવેષ્ટિત શકે આ છે, રમ્ય પદ્મિની દિવ્ય હા;
કૃષ્ણોત્પલ અને કોકનદશાં, રમ્ય કમળો રાજતાં,
નથી નથી કાંઇ હિસાબમાં જો, રમ્ય કમળો રાજત્યાં. ૭

અપિચ—

### શ્લોક.

પક્ષીઓ કલ શબ્દ શા ઉચરતા, સંખ્યા વિનાના અહીં,

---

( ઠ ) કામુકા—કુબેરની એક દાસી. ૭ શ્લોક—હરિગીત છંદ. નગ ઝ૦—નગ( પર્વત )ના ઝરણથી શી ( કેવી ) આ રમ્ય અને દિવ્ય પદ્મિની ( તલાવડી ) ઉત્પન્ન થઇ છે ! આ પદ્મિની દ્રુમ (વૃક્ષ) અને લતા (વેલી)થી વેષ્ટિત (વીંટાયલી) છે. તે જાણે વસ્ત્રાલંકારથી વીંટાયલી દિવ્ય અને રમણિક પદ્મિની સ્ત્રી હોયની, તેવી શોભેછે ! હા—( નિશ્ચયાર્થક અવ્યય ). કૃષ્ણોત્પલ—કાળું કમળ કોકનદ—સોનું, રાતું કમળ. સોનાનાં સરખાં કમળ અહીં શોભે છે, એમ પણ અર્થ થાય. સીધો અન્વય એવો છે કે અહીં કૃષ્ણોત્પલ અને કોકનદશાં કમળો રાજે છે, પણ તે કાંઇ હિસાબમાં નથી, કેમકે અહીં તો રમ્ય કમળોનું રાજ છે. અથવા રાજત્યાં—લક્ષ્મી એ તજેલાં ( સુગંધી રૂપી શોભાએ તજેલાં ) રમ્ય કમળો તો ...ઇ હિસાબમાં નથી ! !

કિનારા મણિના કરામતી કર્યા, શોભા ન આવી લહી ! !
આ શું પર્વત મોઢ ઝૂમી ઝઝુમી, દેહાંત વિચારતા !
વાયુ સ્વચ્છ કરે ન કર્દમ દિસે, શો લોભ તે ધારતા. ૮

અરે આ પર્વતની સપાટી પર રહેલી અદ્ભુત દેખાવવાળી પદ્મિનીને જોઈ કિયો માનવ મોહ ન પામે ! આખા સુગંધીવને વિંટલાયલી હંસ, કારંડવ, ચક્રવાકાદિએ સેવેલી અને જલપ્રિય, પક્ષીઓએ ક્રીડા કરી કમલની રજ જેમાં નાખેલી એવી તલાવડીનો ઉપભોગ યક્ષેશ્વર કુબેર અથવા નરેશ્વર ભીમ વિના બીજો કોણ કરે ? ( એવે બેઠેલા આ સંખ્યાત રક્ષકોને જોઈ ) હાં ઠીક; અહીં યુદ્ધપ્રસંગ અવશ્ય આવશે માટે હું પ્રથમ જલપાન કરી લઉં. ( તલાવડીમાં ઊતરી પાણી પીએ છે ) આહાહા ! શું જળ છે !:—( ૬ )

### શ્લોક.

શીતળ નિર્મળ હલકું, કેવું સ્વાદિષ્ટ ઇષ્ટ જળ આ છે;
ધન્ય તું ધન્ય ધનેશ્વર, ઇંદ્રાદિક નવ તુંજથકી સુખિયા છે! ૯

---

૮ શ્લોક—શાર્દૂલવિક્રીડિત. કલ–અવ્યક્ત અને મધુર. કરામતી—કરામતવાળા. શોભા ઇ૦—આવી શોભા મેં કોઇ જગોએ દીઠી નથી ! દેહાંત ઇ૦—શું આ પર્વતો પોતેજ તલાવડીથી ખુશ થઇ ઝઝૂમી તેમાં પડી દેહાંત ઇચ્છે છે ! ! વાયુ ઇ૦—વાયુ આ સ્થળને અથવા તલાવડીના જળને સ્વચ્છ કરે છે, તથા તેમાં કાદવ દેખાતો નથી; માટે એમ કરવામાં વાયુ શો લોભ ધારતા હશે ! અર્થાત્ જાણે કાંઇ લાભ થવાની આશાથી ઉત્સાહપૂર્વક સ્વચ્છતા રાખી હોય તેમ વાયુ આ સ્થળને સ્વચ્છ કરે છે ! !

( ૬ ) નરેશ્વર—મનુષ્યનો ઇશ્વર—નરપતિ. ૯ શ્લોક—ગીતિ. જળના ગુણ વર્ણે છે: શીતળ ઇ૦. ઇષ્ટ—વાહાલું—પ્રીતિકર.

( આ પ્રકારે અનેક સુખના અભિનયદર્શક જલપ્રશંસા કરી તેનું પુનઃ પુનઃ પાન કરી રહ્યા પછે પદ્મ ગ્રહણ કરવાની ઇચ્છાવાળો તે થયો, તે સમયે તેને કુબેરના અનુચરો આ પ્રમાણે તિરસ્કારપૂર્વક વચનો કહી અટકાવવા દોડી આવ્યા. ) ( ઢ )

**પદ્મિનીયક્ષાધ્યક્ષ**—( એકાએક પ્રવેશ કરી, જોઈ ) અરે મૂઢ યક્ષો ! તથા ક્રોધવશા નામક દાનવો ! અને કિન્નરો ! તમે આજુબાજુ નજર રાખ્યા વગરજ કામ કરનારા છો કે કેમ ? તમારૂં મુખ્ય કર્તવ્ય તો એ છે કે તમારે આ પદ્મિનીનું રક્ષણ કરવું. તે ભૂલી જઇ કે'વાતા નિરૂદ્યોગીના ભૂષણ રૂપ શું ફૂલાંજ ગુથો છો ? કે કંઇ બીજીએ સરત રાખો છો ? ( ણ )

**અનુચરો**—( ગુંથાતી માળાઓ ભણી નજર હોવાથી ) અધ્યક્ષ ! અહીં બીજું શું આચરવા જોગ કાર્ય અમે ન આચર્યું કે ફૂલાં

---

( ઢ ) અનેક સુખના ઇ૦—જળની પ્રશંસા એવી રીતે કરી કે જેથી અનેક પ્રકારના સુખના અભિનય જોવામાં આવે. પદ્મ—કમળ. તે સમયે ઇ૦— ( હવે પછી પદ્મિનીયક્ષાધ્યક્ષ અને તેના હાથ નીચેના પદ્મિની-રક્ષક અનુચરોનો સંવાદ વર્ણાશે. એ સંવાદની અંતે ભીમ કમળ લેવાની ઇચ્છાવાળો થયો તથા અનુચરો તેને અટકાવવા દોડયા, એમ સંબંધ યોજવો ).

( ણ ) પદ્મિનીયક્ષાધ્યક્ષ—તલાવડીનું રક્ષણ કરનારા યક્ષોનો નાયક. **ક્રોધવશા**—એ નામના કુબેરના સેવક તલાવડીના રક્ષક દાનવો. કે'વાતા ઇ૦—જેને કાંઈ કામકાજ ન હોય તે ફૂલાં ગૂંથે, એમ લોકો કહેછે. અર્થાત્ ફૂલાં ગૂંથવાં એ નિરૂદ્યોગીનો ધંધો હોવાથી તેવા લોકોનું ભૂષણ છે. એમ છતાં ખરૂં જોતાં ફૂલાં ગૂંથવાં એ પણ એક ઉદ્યોગજ છે અને ઉપયોગી છે, માટે ફૂલાં ગૂંથનારને નિરૂદ્યોગી નામ આપવું ઘટિત નથી. તેથી યક્ષાધ્યક્ષ કહે છે કે, કહેવાતા નિરૂદ્યોગીના ભૂષણ રૂપ ઇ૦.

કિનારા મણિના કરામતી કર્યા, શોભા ન આવી લહી ! !
આ શું પર્વત પ્રૌઢ ઝૂમી ઝઝુમી, દેહાંત વિચારતા !
વાયુ સ્વચ્છ કરે ન કર્દમ દિસે, શો લોભ તે ધારતા. ૮

અરે આ પર્વતની સપાટી પર રહેલી અદ્‌ભુત દેખાવવાળી પદ્મિનીને જોઈ કિયો માનવ મોહ ન પામે ! આખા સુગંધીવને વિંટલાયલી હંસ, કારંડવ, ચક્રવાકાદિએ સેવેલી અને જલપ્રિય પક્ષીઓએ ક્રીડા કરી કમલની રજ જેમાં નાખેલી એવી તલાવડીનો ઉપભોગ યક્ષેશ્વર કુબેર અથવા નરેશ્વર ભીમ વિના બીજો કોણ કરે ? ( એવે બેઠેલા આ સંખ્યાત રક્ષકોને જોઈ ) હાં ઠીક; અહીં યુદ્ધપ્રસંગ અવશ્ય આવશે માટે હું પ્રથમ જલપાન કરી લઉં. ( તલાવડીમાં ઊતરી પાણી પીએ છે ) આહાહા ! શું જળ છે !:—( ૬ )

## શ્લોક.

શીતળ નિર્મળ હલકું, કેવું સ્વાદિષ્ટ ઇષ્ટ જળ આ છે;
ધન્ય તું ધન્ય ધનેશ્વર, ઇંદ્રાદિક નવ તું જથકી સુખિયા છે ! ૯

---

૮ શ્લોક—શાર્દૂલવિક્રીડિત. કલ–અવ્યક્ત અને મધુર. કરામતી—કરામતવાળા. શોભા ઇ૦—આવી શોભા મેં કોઇ જગાએ દીઠી નથી ! દેહાંત ઇ૦—શું આ પર્વતો પોતેજ તલાવડીથી ખુશ થઇ ઝઝૂમી તેમાં પડી દેહાંત ઇચ્છે છે ! ! વાયુ ઇ૦—વાયુ આ સ્થળને અથવા તલાવડીના જળને સ્વચ્છ કરે છે, તથા તેમાં કાદવ દેખાતો નથી; માટે એમ કરવામાં વાયુ શો લોભ ધારતા હશે ! અર્થાત્ જાણે કાંઇ લાભ થવાની આશાથી ઉત્સાહપૂર્વક સ્વચ્છતા રાખી હોય તેમ વાયુ આ સ્થળને સ્વચ્છ કરે છે ! !

( ૬ ) નરેશ્વર—મનુષ્યનો ઇશ્વર—નરપતિ. ૯ શ્લોક—ગીતિ. જળના ગુણ વર્ણે છે: શીતળ ઇ૦. ઇષ્ટ—વાહાલું—પ્રીતિકર.

( આ પ્રકારે અનેક સુખના અભિનયદર્શક જલપ્રશંસા કરી તેનું પુનઃ પુનઃ પાન કરી રહ્યા પછે પદ્મ ગ્રહણ કરવાની ઇચ્છાવાળો તે થયો, તે સમયે તેને કુબેરના અનુચરો આ પ્રમાણે તિરસ્કારપૂર્વક વચનો કહી અટકાવવા દોડી આવ્યા. ) ( ઢ )

**પદ્મિનીયક્ષાધ્યક્ષ—**( એકાએક પ્રવેશ કરી, જોઈ ) અરે મૂઢ યક્ષો ! તથા ક્રોધવશા નામક દાનવો ! અને કિન્નરો ! તમે આજુબાજુ નજર રાખ્યા વગરજ કામ કરનારા છો કે કેમ ? તમારૂં મુખ્ય કર્તવ્ય તો એ છે કે તમારે આ પદ્મિનીનું રક્ષણ કરવું. તે ભૂલી જઇ કે'વાતા નિરૂદ્યોગીના ભૂષણ રૂપ શું ફૂલાંજ ગુંથો છો ? કે કંઇ બીજીએ સરત રાખો છો ? ( ણ )

**અનુચરો—**( ગુંથાતી માળાઓ ભણી નજર હોવાથી ) અધ્યક્ષ ! અહીં બીજું શું આચરવા જોગ કાર્ય અમે ન આચર્યું કે ફૂલાં

---

( ઢ ) અનેક સુખના ઇ૦—જળની પ્રશંસા એવી રીતે કરી કે જેથી અનેક પ્રકારના સુખના અભિનય જોવામાં આવે. પદ્મ—કમળ. તે સમયે ઇ૦— ( હવે પછી પદ્મિનીયક્ષાધ્યક્ષ અને તેના હાથ નીચેના પદ્મિનીરક્ષક અનુચરોનો સંવાદ વર્ણાશે. એ સંવાદની અંતે ભીમ કમળ લેવાની ઇચ્છાવાળો થયો તથા અનુચરો તેને અટકાવવા દોડ્યા, એમ સંબંધ યોજવો ).

( ણ ) પદ્મિનીયક્ષાધ્યક્ષ—તલાવડીનું રક્ષણ કરનારા યક્ષોનો નાયક. **ક્રોધવશા**—એ નામના કુબેરના સેવક તલાવડીના રક્ષક દાનવો. કે'વાતા ઇ૦—જેને કાંઈ કામકાજ ન હોય તે ફૂલાં ગૂંથે, એમ લોકો કહેછે. અર્થાત્ ફૂલાં ગૂંથવાં એ નિરૂદ્યોગીનો ધંધો હોવાથી તેવા લોકોનું ભૂષણ છે. એમ છતાં ખરૂં જોતાં ફૂલાં ગૂંથવાં એ પણ એક ઉદ્યોગજ છે અને ઉપયોગી છે, માટે ફૂલાં ગૂંથનારને નિરૂદ્યોગી નામ આપવું ઘટિત નથી. તેથી યક્ષાધ્યક્ષ કહે છે કે, કહેવાતા નિરૂદ્યોગીના ભૂષણ રૂપ ઇ૦.

ગુંથો છો કહી ઠપકો દેવા લાગ્યા છો ! આય કામ આપનીજ આજ્ઞાનું છે કે અમે અમારા મનથી કરવા બેઠા છીએ ? પરમેશ્વર માથે રાખી કાંક તો વિચાર કરો ! ( त )

**પદ્મિનીયક્ષાધ્યક્ષ**—( સકોપ ) અરે શો વિચાર કરાવો છો ? જરા ઉંચું જોઇને બોલશો કે એમને એમજ ! જુઓ પેલો મૃગ-ચર્મવાળો સતાં સુવર્ણ બાજુબંધ ધારણ કરેલો, શસ્ત્રાસ્ત્ર સજેલો, ભયંકર પરાક્રમવાળો, શૂરવીર અને શંકાવિનાનો થઇ તથા તમો સર્વને તૃણતુલ્ય લેખી, પદ્મિનીના જળનું પુનઃ પુનઃ પાન કરી રહ્યો છે; અરે એટલાથીએ એ ક્યાં નિવૃત્તિ પામેછે ! ! જુઓ જુઓ કમળ તોડવા લાગ્યો ! તમે એને સત્વર પૂછો કે એ અહીં શામાટે આવ્યો છે ? ( थ )

**અનુચરો**—( ભીમને જોઇ તેની કને દોડી જઇ ) અહો મહા-બાહુ ! મહાતેજસ્વી ! મહામતિમાન મુનિસમાન વેષવાળા ! અને શસ્ત્રાસ્ત્ર સજેલા ! તમે કોણ છો ? કોણ છો ? અને અહીં શા કાજે આ-વ્યા છો ? ( द )

**ભીમ**—ભીમ નામનો પાંડવ અને ધર્મરાજાનો અનુજ કરેલી પ્રતિજ્ઞા પાળવા બદરીવનમાં આવી રહેલો મને માનો. અહીં આવવાનું પ્રયોજન આ પદ્મ લઇ જઇ પ્રિયાને પ્રસન્ન કરવી એટલુંજ છે. ( ध )

---

( त ) મનથી—મનથી કલ્પીને—અમારી સ્વેચ્છાથીજ. ( थ ) ભીમને બતાવીને કહેછેઃ જુઓ ૪૦.

( द ) અનુચરો ભીમને જોઇ એકાએક તેના તેજમાં દબાઇને તેને વિનયપૂર્વક પૂછે છે, એમ બતાવવાને આ ભાષણમાં મહાતેજસ્વી આદિ શબ્દો અનુચરોના મુખથી કહાવ્યા છે.

( ध ) અનુજ—નાનો ભાઇ. કરેલી પ્રતિજ્ઞા પાળવા—( કમળ લેવારૂપ ) બદરીવનમાં—એ નામની હિમાલયપરની જગામાં.

**અનુચરો**—અહો નરવર ! આ યક્ષેશ્વરને ક્રીડા કરવાનું અતિ પ્રિય સ્થળ છે. આમાં માનવ વિહાર કરવા સમર્થ નથી. યક્ષો, ગંધર્વો અપ્સરાઓ, મુનિઓ અને દેવતાઓ પણ કુબેરની આજ્ઞા વિના આ જળનું પાન કરવા કે એમાં ક્રીડા કરવા શક્તિમાન નથી ( न )

**ભીમ**—અને કદાપિ કોઇ શક્તિમાન્ થયો તો તેનું શું થાય તેય ભેગે ભેગું કહીજ ધોને ! ( प )

**અનુચરો**—(સકોપ) અરે ભલા માણસ ! એમાં તે કે'વાનું શું છે ? ધનદની અવગણના કરી આમાં વિહાર કરનાર નાશ પામે નાશ ! અલ્યા ! અમારી સાથે વાત કરતો જાય છે અને કમળ તોડતો જાય છે કેમ ? વાહરે વાહ ! ! ( फ )

**ભીમ**—અરે મેં તમને કહ્યું કની કે હું ધર્મરાજનો ભાઇ ભીમસેન છું ! ! શું તમે તે વૃકોદરને નથી જાણતા કે અલ્યા પેલા કહી જીવવા ઇચ્છો છો ? ( ब )

**અનુચરો**—વાહરે અલ્યા ! કે'છે કે હું ધર્મરાજાનો ભ્રાતા છું અને કુબેરનો અનાદર કરી બળાત્કારે બિસપ્રસૂન લેવા ઇચ્છે છે ! ! ( म )

---

( न ) નરવર—ઉત્તમ પુરૂષ. તલાવડીની મહત્તા તથા ભીમની તેમાં પેસવાની અયોગ્યતા વર્ણે છેઃ આ યક્ષેશ્વરને ઇ૦.

( प ) ભીમનો ઉદ્ધત જવાબ વર્ણે છેઃ અને ઇ૦. ( फ ) ભીમનો અનુચરોએ કરેલો તિરસ્કાર વર્ણે છેઃ અરે ઇ૦.

( ब ) અનુચરોએ કરેલો તિરસ્કાર સાંભળી ભીમને થયેલો કોપ વ્યંજિત કરે છેઃ શું તમે ઇ૦. ( म ) બિસપ્રસૂન—કમળનાં ફૂલ.

**ભીમ**—કેમ, ધર્મરાજાનો ભ્રાતા આ કમળ ન લઇ શકે ?

**અનુચરો**—અરે ધર્મરાજાનો ભાઇ તો શું પણ સાક્ષાત્ પુરંદરનો પુત્ર પણ ધનેશ્વરની આજ્ઞા વિના અમો સતાં આ સ્થળના સામું જોવાનેય સમર્થ નજ થઇ શકે ! ! ( म )

**ભીમ**—ખરૂં ભાઇ ખરૂં ! તમારૂં કે'વું ખરૂં છે; પરંતુ હું અહીં આટલામાં તમારા કુબેરને જોતો નથી અને કદાપિ જોઉં તથાપિ આ કમળ લેવા તેની યાચના કરવા ઇચ્છતો નથી ! !

**અનુચરો**—કેમ નથી ઇચ્છતો ? ઇચ્છવું પડશે.

**ભીમ**—ઇચ્છવું પડશે ત્યારે જોઇ લઇશું. પરંતુ તમે એટલુંય નથી જાણતા કે રાજાઓ કોઇની યાચના કરતા નથી. અને ક્ષત્રિયનો વિશેષ ધર્મ પણ છે કે કોઇની યાચના કરવી નહિ. ત્યારે શું તમે યક્ષેશ્વરના અનુચર થઇ ક્ષત્રિયનો ધર્મ ત્યાગ કરાવવા ઇચ્છો છો ? ( य )

**અનુચરો**—અરે ક્ષત્રીધર્મધારી ! કે' કે', તુજ કે' કે ક્ષત્રીઓ પારકું લેવાની ઇચ્છાવાળા ક્યારે હોય છે ? ( र )

**ભીમ**—સત્ય છે, તમારૂં કે'વું સત્ય છે; ક્ષત્રીઓ એવાજ હોય છે અને હું પણ એવોજ છું. ( ल )

---

**( म )** પુરંદરનો પુત્ર—ઇંદ્રનો પુત્ર જયંત. ( य ) વિશેષ—ખાસ—બીજી વર્ણને લાગુ ન પડે એવો. યાચના કરવા રૂપ અકાર્ય મારી પાસે કરાવવા ઇચ્છનારા તમે અન્યાયી છો, એમ સૂચવનારૂં વાક્ય કહે છેઃ ત્યારે ઇ૦.

( र ) ક્ષત્રીધર્મધારી— ( વક્રોકિત ). અર્થાત્ તું ક્ષત્રિયધર્મ ધારણ કરવાનું ડોળ માત્ર કરેછે; નહિતો આવી પારકી વસ્તુ લેવાની ઇચ્છા કેમ કરે ? ( ल ) એવાજ—પારકું લેવાની ઇચ્છા ન કરે એવા.

**અનુચરો**—અલ્યા ! કેમ કરી એવો છું ? પારકી પદ્મિનીમાં વિના પૂછ્યે વિહાર કરેછે અને "સરૂઇમાંથી તો હાથ કાઢતો નથી !"

**ભીમ**—( સસ્મિત ) અનુચરો ! આ પદ્મિની મહાત્મા કુબેરની ક્યારે છે ? આ તો નગઝરણથી ઉત્પન્ન થયેલી છે; કંઇ કુબેરની કરામતથી કે તેના સ્થાનકથી ઉપજેલી નથી !

**અનુચરો**—તે પૂછવાનો તારો શો અધિકાર છે ?

**ભીમ**—શાંતં પાપં. ગિરિના ઝરણથી ઉત્પન્ન થયેલી તલાવડીનો ઉપભોગ કરવાને સર્વભૂત પ્રાણીઓનો એક સરખો અધિકાર છે. એટલે પછે કોઇને કોઇની યાચના કરવાની રે'તીજ નથી. ( એમ કહી ઘણાં કમળ તોડી બગલમાં મારેછે. ) ( ब )

**અનુચરો**—અરે મરણધર્મવાળા માનવ ! શું તું અમારી અવગણના કરેછે ? ત્યારે તો લે, લે તો જા ! ( એટલું બોલી સર્વે જણ ભીમ પર ચઢી આવેછે અને તેના પર ખડ્ગ, તોમર, પટ્ટિશ, બાણ, પા'ણ, આદિક અનેક શસ્ત્રાસ્ત્રનો વરસાદ કરેછે; અને ભીમ તે કશાને ન ગણકારતાં કમળ તોડી એકઠાંજ કર્યા કરેછે. તે જોઇ )

**અધ્યક્ષ**—( સકોપ ) અરે મૂઢ માનવ ! શું તું સર્પની અવગણના કરેછે ? ( એટલું બોલી ભીમને અનેક બાણથી વીંધેછે અને તેથી અસ્થાને લાગેલા ઘાથી જેમ સિંહ બમણો બલિષ્ટ અને કોપાવિષ્ટ થાયછે તેમ થઇ તે સિંહનાદ કરેછે અને તે શબ્દમાં હનુમાન્ પોતાનો શબ્દ પૂરેછે તથા નિકટ આવી પહોચેલો ઘટોત્કચ પોતાના પિતાનો સ્વર ઓળખી પોતે પોતાના અનુચરો સહિત સિંહનાદ કરેછે. જેથી અસંખ્યાત યક્ષો પૃથ્વી પર પડી

---

( ब ) શાંતંપાપં—શિવ શિવ !—અર્થાત્ તમે એ શું અજુક્તું બોલ્યા ! ભૂત—ઉત્પન્ન થયેલા પદાર્થ.

જાયછે અને તેમનો અધ્યક્ષ મહાભય પામી આકાશ માર્ગે થઇ કુબેરને સમાચાર કે'વા જાયછે. ) ( શ )

**ઘટોત્કચ**—( ખભે બેસાડેલી કૃષ્ણા સહ પ્રવેશ કરી આવતા યુધિષ્ઠિર સામું જોઇ ) અહો મહારાજાધિરાજ ! મારા પિતાશ્રીએ આ ( પડેલા યક્ષોને બતાવી ) અનેક શૂરવીરોને મારી પોતાનું કામ કરી લીધું જણાય છે ! અરે ! મને ધિઃકાર છે કે હું સાથે છતાં તેમને આવે પ્રસંગે કંઇ પણ સાહાય કરી શક્યો નહિ ! !

**શ્લોક.**

સુત હું શે થયો ઉત્પન્ન,
નવ જનની કરીજ પ્રસન્ન;
જનકે જાણિયો ના શૂર,
જન કે' ગૂમાવ્યું સૌ નૂર. ૧૦

આવા મને ઉત્પન્ન કરનાર આવા પણ કેમ ન હોય!—

**શ્લોક.**

શે કાળ કરતાજ કાળ સા'ય,

---

( શ. ) અસ્થાને— કજગોએ—મર્મસ્થળમાં. કોપાવિષ્ટ— ક્રોધયુક્ત. પૃથ્વીપર પડી જાયછે—( નાદના ભયથી મૂર્છિત થઇને ). હનુમાન્, ઘટોત્કચ, યુધિષ્ઠિર, વગેરે પાત્રદ્વારા વેરેલાં બીજને અહીં એકજ કાર્ય ( કમળ લેવા રૂપ ) કરવામાં ઉપયોગી કર્યાં છે માટે નિર્વહણ સંધિ વર્ણાયો છે.

૧૦ શ્લોક—ઉધોરછંદ. જનની—માતા—દ્રૌપદી. જનકે—પિતાએ—ભીમે. જન કે૦—અને તેથી મેં સૌ નૂર ગુમાવ્યું એમ સૌ જન કે'—કહેશે.

માગે કહોજ કિયે ઉપાય ?
જો કાળ તેતણી સા'ય થાય,
કો' કયમ કર્તા તે કરતા મનાય ? ૧૧

યુધિષ્ઠિર— ( મરણ પામી પડેલા યક્ષને જોઈ સખેદ ) અરે સાહસકર્મપ્રિયભ્રાતા ! આ યક્ષોને હણી તેં યક્ષેશ્વરનો કેવો મહદ્ અપરાધ કર્યો છે ! ( બે હાથ જોડી નમન કરી ) અહો ધનેશ્વર ! અમારો અપરાધ ક્ષમા કરો ક્ષમા કરો. ( ૫ )

## શ્લોક.

પ્રતાપી કુબેર પિતાજી સમાન,
ક્ષમાધર યક્ષપતિ મતિમાન;
સુતે કરિયા અપરાધ મહાન,
પિતા ન ગણે ગણના ગુણવાન. ૧૨

---

૧૧ શ્લોક—પદ્ધરી છંદ. શે ઇ૦—જે કાળના પણ કર્તા ( ઉત્પન્ન કરનાર ) હોય તે કાળની સાહાય કિયા ઉપાયથી માગે ? અર્થાત્ નજ માગે. હું ધરોત્કચ કાળરૂપ છું અને મારા પિતા ભીમ કાળના કર્તારૂપ છે, માટે તે મારી સાહાય શું કરવા માગે ? જો ઇ૦—જો કાળના કર્તાને કાળ સાહાય થાય તો પછી તે ( કાળકર્તા ) પુરૂષ કાળના કર્તા શી રીતે મનાય ? ઉત્પન્ન કરેલી વસ્તુ કરતાં ઉત્પન્ન કરનાર સદા સમર્થજ હોવો જોઇએ, એ સામાન્ય વાતનું અવલંબન કરીને વિશેષ વાત કહી છે માટે વિકસ્વરાલંકાર. ( ૫ ) સાહસકર્મપ્રિય—સાહસ કર્મ જેને વાહાલું છે એવો.

૧૨ શ્લોક— મોતીદામ. ક્ષમાધર— ક્ષમાગુણવાળા અથવા પૃથ્વી ધારણ કરનારા—રાજા. ( કુબેરને રાજા કહેવામાં આવે છે ). હે પ્રતાપી ક્ષમાધર મતિમાન યક્ષપતિ કુબેર ! તમે પિતાજી સમાન છો. પિતા સમાન

( એવે પાંચાલી, નકુલ, સહદેવ, વસંતિકા, સ્મરવર્ધક, ધૌમ્ય, લોમશ અને બીજા કેટલાક બ્રાહ્મણો રાક્ષસારૂઢ થઇ એક પછી એક એમ અનુક્રમે પ્રવેશ કરેછે. ) ( स )

**પાંચાલી**—( થયેલો યક્ષઘાત જોઈ ) હાય હાય ! શું અજાતશત્રુ મહાશોકગ્રસ્ત દેખાયછે તેથી એમ તો કાંઇ નહિ થયું હોય કે મારા પતિએ મારૂં પ્રિય કરવા આ કર્મ આચર્યું હોય ! ! ( નિઃશ્વાસનાખી ) હરહર ! પ્રભુ ! જો એમ થયું હોય તો પછે આ પાપ કર્મ કરાવનારી હુંજ મનાઉં ! ! ( એટલું બોલી માથે હાથ દઈ બેશી જાયછે ). ( ह )

**નકુલસહદેવ**—( આમ તેમ શોધ કરતાં ભીમને કમળ તોડતો

---

છો માટે અમો પુત્રના અપરાધ ક્ષમા કરો. કોની પેઠે તે દૃષ્ટાંતથી કહેછેઃ સુને ઈ૦. અહીં કુબેર અને પાંડવો તથા પિતા અને પુત્ર એ બન્ને વચ્ચે બિંબપ્રતિબિંબ ભાવ વર્ણાયો છે માટે **દૃષ્ટાંતાલંકાર.** ક્ષમાધર શબ્દ બે અર્થવાળો છે માટે **શ્લેષાલંકાર.** ક્ષમાધર છો માટે ક્ષમા કરશો, એવા અભિપ્રાયથી ક્ષમાધર કહ્યા છે માટે **પરિકરાંકુરાલંકાર.** આ કવિતાનો અર્થ સ્ફુટ ગ્રહણ કરી શકાય છે માટે **પ્રસાદ** નામે ગુણ વર્ણાયો છે. વળી એમાં પ, ક્ષ, ગણ, વગેરે અક્ષરોની પુનરૂક્તિથી કવિતા સુંદર લાગે છે માટે **માધુર્ય** નામે ગુણ છે ઉપર પ્રમાણે અલંકાર અને ગુણનો યોગ થયો છે માટે **શોભા** નામે નાટ્યલક્ષણ વર્ણાયું છે. યુધિષ્ઠિરે આ શ્લોકથી કુબેરની આરાધના કરી છે માટે નિર્વહણસંધિતું **પ્રસાદ** નામે અંગ વર્ણાયું છે.

( स ) રાક્ષસારૂઢ—રાક્ષસપર બેઠેલા. ( ह ) પાપ કર્મ કરાવનારી હુંજ મનાઉં—એ વાક્યથી કમળ લાવવા રૂપ બીજનું ફરી કથન થયું છે માટે નિર્વહણસંધિતું **સંધિ** નામે અંગ વર્ણાયું છે.

અને તેને વારંવાર ગણતો જોવાથી યુધિષ્ઠિર કને જઇ) અહો જ્યેષ્ઠ ભ્રાતા! મહાત્મા ભીમસેન જુઓ પેલી પદ્મિનીમાંથી પદ્મ ઉપાડતા લીલા કરી રહ્યા છે! (યુધિષ્ઠિર, દ્રૌપદી, ધૌમ્યલોમશ આદિ સર્વ જણ તલાવડી ભણી ઉંચાં ડોકાં કરી જુએ છે અને ભીમને ઓળખી ધૌમ્યાચાર્ય તેને આ પ્રમાણે કહે છે). (क)

**ધૌમ્ય**—અહો વત્સ વૃકોદર! હવે નિવૃત્તિ પામ્ય નિવૃત્તિ!! જો કહ્યું છે કેઃ—

## શ્લોક.

"અતિશે લોભ તે જાણો, પાપનું મૂળ" પૃથ્વીમાં;
માને થોડે ઘણું તેને, સૌ અનુકૂળ પૃથ્વીમાં. ૧૩

**ભીમ**—(તેના સામું ન જોતાં) હવે શું માયા રચી મારા આચાર્ય થઇ મને શીખામણ દેવા લાગ્યા કે! વારૂ ઠીક છે! માયા કરનારની કાયા ક્યાં સુધી અચળ રે'છે? (ભીમનું સામે ન જોતાં એવું બોલવું સાંભળી કંપતા કંપતા ધૌમ્ય ધર્મરાજ કને જતા રહેછે.) (ख)

**લોમશ**—(યુધિષ્ઠિરને ચિંતાતુર જોઇ) વત્સ! હવે ચિંતા કરવાનું કંઇ પણ પ્રયોજન નથી.

---

(क) ગણતો—આ શબ્દથી ભીમ પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે હજાર કમળ પૂરાં લેછે, એમ વ્યંજિત કર્યું છે. લીલા—ગમ્મત. ૧૩. શ્લોક—અનુષ્ટુપ્. અતિશે ઇ૰—લોકોક્તિ અલંકાર.

(ख) ધૌમ્યનું વચન સાંભળી ભીમ તેને યક્ષોની માયા સમજી કહે છેઃ હવે શું ઇ૰. કંપતા કંપતા—(રખેને મને માયાવી યક્ષ સમજી ભીમ મારી નાખે! એવા ભયથી).

**યુધિષ્ઠિર**—મહર્ષિ ! એમ કેમ બોલોછો ? આ શું અમે યક્ષેશ્વરનો ઓછો અપરાધ કર્યો છે ?

**લોમશ**—વત્સ અજાતશત્રુ ! જ્યારે સુદૈવ થાયછે ત્યારે સર્વ અવળી કૃતિ પણ સવળી થઇ ફળેછે. એ મારા વચન પર વિશ્વાસ ન આવતો હોય તો જો જોઃ—

### શ્લોક.

ધરણીતલ વિષે જો, યાનમાં બેશી આવે,
(તુજ) ધનદ મન મનાવા, પાર્થને સાથ લાવે;
ધરમ શરમ તારો, બીક સૌને બતાવે,
અધિક અધિક આથી, સુખ એ ઉપજાવે. ૧૪

**યુધિષ્ઠિર**—( અત્યંત હર્ષ સહિત ) શું શું મહારાજ ! મહાત્મા યક્ષેશ્વર અમારા પર અનુગ્રહ કરવા ઇચ્છેછે ! અને તેમની સાથે શું મારો અર્જુન અર્જુન પણ? આવેછે. મહર્ષિ ! તે ક્યાં છે ક્યાં છે ? ( ગા )

---

૧૪ શ્લોક—માલિની. ધરણીતળ વિષે—પૃથ્વી ઉપર. યાનમાં—વાહનમાં કે વિમાનમાં. ધરમ ઇ૦—હે ધર્મ ! તારો ધર્મરૂપી શરમ ( શ્રમ ) સૌને બીક બતાવે છે— તારા ધર્માચરણથી સહુ તને ભય પામીને નમે છે. અથવા તારો ધર્મરૂપી શરમ ( શર્મ—શાંતતા ) સૌને બીક બતાવે છે. અને આથી ( તારા ધરમશરમથી ) એ ( કુબેર ) તને અધિક અધિક સુખ ઉપજાવે છે ! યુધિષ્ઠિરના દુઃખની નિવૃત્તિ વર્ણી છે માટે નિર્વહણસંધિનું **સમય** નામે અંગ.

( ગા ) યુધિષ્ઠિરનો અત્યંત હર્ષ બતાવવાને અર્જુન શબ્દની દ્વિરુક્તિ કરી છે.

**લોમશ—**પ્રતાપી પૃથ્વીશ ! તમારા પર અનુગ્રહ કરવાને યક્ષેશ્વર નથી આવતા પરંતુ તમારા ધર્મ ધૈર્યથી તમારૂં મન સર્વ પ્રકારે શાંત કરવા અને તમારી વાંચ્છેલી વસ્તુને આપતાં યક્ષોએ આડ કરી વાર લગાડી તેની ક્ષમા માગવા અને તે ભીમ આપશે કે નહિ એવી શંકા થતાં ધનદેશ્વર જાતે ઇંદ્રલોકમાં જઇ અર્જુનને સાથે લઇ તમારૂં મન મનાવવા આવેછે જુઓ. આ બન્ને આવ્યા. ( એવે અર્જુન તથા કુબેર આકાશ માર્ગથી વિમાનમાં બેશી પ્રવેશ કરેછે અને સર્વે જણ હર્ષઘેલાં થઇ ચિત્રવત જોયા કરેછે. ) ( ઘા )

**અર્જુન—**( સર્વ પોતાનાંને જોઇ વિમાનમાંથી સત્વર ઉતરી પડી પ્રથમ ધૌમ્ય લોમશને તથા પછી યુધિષ્ઠિરને પગે લાગેછે અને પદ્મિનીમાં કોઇને પણ ન જોતા ઊભા રહેલા ભીમને જોઈ તેના ભણી દોડી જઈ, ભ્રાતા ! હું સેવક અર્જુન તમને નમન કરૂંછું, એમ બોલતો બોલતો તલાવડીમાં જઈ ભીમને પગે લાગેછે ).

**ભીમ—**( અર્જુનને નિહાળી જોઈ તેને ચિન્હાદિકથી ઓળખી સહર્ષ ) ભ્રાતા ! આજ અમારાં ભાગ્યોદય ! કિંતુ પાંચાલીને પ્રસન્ન કરવા મારે સહસ્ર કમળ લેવાં છે તેમાં પાંચ બાકી છે તે મને લઇ લેવા દે. જો તું મારી દૃષ્ટિથી હવે આઘો જઇશ તો તેં મારાથી નહિ લેવાય નહિ લેવાય. ( એટલું બોલી પાંચ કમળ તોડી લઈ અર્જુનને છાતી સરશો ચાંપી અત્યંત હર્ષ પામેછે. ) ( ङा )

---

( घा ) કુબેર પાંડવોની ક્ષમા માગવા આવ્યા છે વગેરે અદ્ભુત અર્થની પ્રાપ્તિ વર્ણવીછે માટે નિર્વહણસંધિનું ઉપગૂહન નામે અંગ વર્ણાયું છે.

( ङा ) ઓળખી—( રખેને યક્ષોની માયા તો ન હોય, એવી શંકાવાળો હોવાથી ). કમળ પૂરાં લીધેલાં કહીને કાર્ય સિદ્ધ થયાનું કથન કર્યું છે માટે નિર્વહણસંધિનું કથન નામે અંગ વર્ણાયું છે.

**અર્જુન**—( ધીમેથી ) ભ્રાત ! યક્ષેશ્વર આવ્યા છે તેમને પ્રણા-મ કરો.

**ભીમ**—( આમ તેમ જોતાં યક્ષેશ્વર તથા યુધિષ્ઠિરાદિને જોઈ ) પરંતુ પાર્થ ! તુંજ કહેને કે હું કેવી રીતે પ્રણામ કરૂં ?—

**શ્લોક.**

અપરાધી જો હું છું, તો તું કે' ક્યમ પ્રણામ સંભવશે;
ક્ષમા કરે તો સારૂં, ના કે'તાં ક્ષત્રી નામ સંભવશે ? ૧૫

**કુબેર**—( કને આવી ) ધર્માત્મા વૃકોદર ! તમે અમારો અપરા-ધ કર્યોજ નથી. કિંતુ આ અમારા અધ્યક્ષે તમારા જેવા ધર્માત્માનો અ-પરાધ કર્યો કહેવાય.

**અધ્યક્ષ**—( સ્વગત ) "બાંડિયા સર્પનો બે મગથી મરે" તે આનુંજ નામ ( પ્રકાશ ) ધનદેશ્વર સત્ય કહેછે.

**ભીમ**—( સત્વર તલાવડીમાંથી નીકળી કુબેરને પ્રણામ કરેછે. ) યક્ષેશ્વર ! આપે અહીં આવી અમને દર્શન દેવા રૂપ અપરિમિત કૃપા કરીછે. ( યુધિષ્ઠિરાદિને આવેલાં જોઇ ) અહો ! સર્વે જણાં અહીંજ આ-વ્યાં છેને ! ( ચા )

**પાંચાલી**—જ્યાં ધનદેશ્વરનાં અનાયાસ દર્શન થવાનાં હોય,

---

૧૫ શ્લોક—ગીતિ. કેવી રીતે પ્રણામ કરૂં એ પ્રશ્નનું કારણ કહે છે: અપરાધી ઇ૦. ના ઈ૦—જો કુબેર મને ક્ષમા નહિ કરે તો પછી ક્ષત્રિય થઇને એવું અપમાન વેઠવું એ સંભવશે વારૂ ? ( ચા ) અપરિમિત—અત્યંત.

સલજ્જ ) જ્યાં પ્રિય પાર્થ પધારવાના હોય અને ( સહર્ષ ) જ્યાં સ્વે-
મળવાનું હોય ત્યાં કોણ ન આવે ? ( छा )

**સ્મરવર્દ્ધક**—તમે કહ્યું કે કોણ ન આવે ? ત્યારે અમે કહીએ
આ પડેલાં મડદાં જોઇ બી'તો હોય તે ન આવે !

**અર્જુન**—( સસ્મિત ) અહો તમે પણ અહીં આવ્યા છો કે
શું ? ( એટલું બોલી નકુલ, સહદેવ, ઘટોત્કચાદિ સર્વને યથાઘટિત આલિંગન
પ્રેમવચનાદિસહ મળે છે ).

**કુબેર**—( પડેલા યક્ષો પર અમી દૃષ્ટિથી જુવે છે જેથી તે સર્વે
એકાએક સહર્ષ ઊઠી ઊભા થઇ સર્વને પ્રણામ કરી ઘટિત સ્થળે ઊભા રહે છે. )
કેમ મહાબ્રાહ્મણ ! હવે તો તમારા જેવા આવા મહોત્સવમાં ન આવે
એમ નજ બનેકની ?

**સ્મરવર્દ્ધક**—( નમન કરી ) હા ધનેશ્વર ! હા. તમે ચા'ય તે
કરવા સમર્થ છો.

**લોમશ**—વત્સ અજાતશત્રુ ! મેં મઘવાના કહેવાથી તારૂં આ
પ્રમાણે પ્રિય કર્યું છે. જો શ્રવણ કરયઃ—( जा )

---

( छा ) ભીમ અને દ્રૌપદીનું પરસ્પર ભાષણ છે માટે નિર્વહણ સંધિનું
પરિભાષણ નામે અંગ વર્ણાયું છે. અનાયાસ—વગર શ્રમે. સ્વેછિત મળ-
વાનું ઇ૦— ઇષ્ટાર્થની પ્રાપ્તિ વર્ણવી છે માટે નિર્વહણ સંધિનું આનંદ
નામે અંગ વર્ણાયું છે.

## શ્લોક.

તીર્થ મહીનાં સઘળાં, મા'ત્મ્ય મુનિનાં પ્રણામ સહ ભાખ્યાં;
દિવ્ય કમળ આ મળિયાં, પ્રિયસુરદર્શન કુકષ્ટ નવ રાખ્યાં. ૧૬

તથાપિ હે ધર્માત્મા ! તું કે' કે' કે આથી પણ હું તારૂં શું અધિક પ્રિય કરૂં ? (ज्ञ)

**યુધિષ્ઠિર**—(નમન કરી) મહર્ષિ ! આપની અનુકંપાથી મારૂં પરમાર્થિક અને આર્થિક સર્વ કાર્ય સિદ્ધ થયું છે તોપણ ભરતવાક્ય પ્રમાણ થવા આટલું વિશેષ થાવઃ—(ञ)

## શ્લોક.

ભાષા ગુર્જરી આર્યવર્ત્ત અખિલે, ફેલાય ફાલી ઘણી,
સર્વે દેશવિદેશ ગુર્જરગિરા, સોહાય સોહામણી;

---

૧૭ શ્લોક—ગીતિ. પ્રિયસુરદર્શન—પ્રિય (અર્જુન) અને સુર (દેવ—કુબેર)નાં દર્શન થયાં. સુખઆદિકની પ્રાપ્તિ વર્ણવી છે માટે નિર્વહણ સંધિનું ભાષણ નામે અંગ વર્ણાયું છે.

(ज्ञ) વરદાન આપવાનું સૂચન કર્યું છે માટે નિર્વહણનું કાવ્યસંહાર નામે અંગ વર્ણાયું છે.

(ञ) અનુકંપા—દયા. પારમાર્થિક— પરમાર્થ (મુક્તિ-પરલોક) સંબંધી. આર્થિક—આ લોકના વ્યાવહારિક અર્થ સંબંધી. ભરતવાક્ય પ્રમાણ થવા—નાટ્યશાસ્ત્રના આદિ આચાર્ય ભરતમુનિએ કહેલું વાક્ય—અથવા ભરત (નટ)નું વાક્ય.

વાણી સંસ્કૃત મૃત્યુપ્રાય થઇ છે, આ થાય શિરોમણિ,
અર્પો તો વિભુ એજ અર્પણ કરો, એ આશ પ્રેમીતણી. ૧૭

**પંચમાંકસમાપ્ત.**




---

૧૬ ભરતમુનિની શી ઇચ્છા છે તે કહેછેઃ શ્લોક— શાર્દૂલવિક્રીડિત. આર્યવર્ત્ત અખિલે—આખા આર્યાવર્ત્તમાં—ભરતખંડમાં. વાણી ઇ૦—સંસ્કૃત વાણી વ્યવહારમાં વપરાતી ન હોવાથી તે મૃત્યુપ્રાય (મૃત્યુ પામ્યા-જેવી) થઇછે, માટે આ ગૂજરાતી ભાષા બધી ભાષાઓમાં શિરોમણિ થાઓ. અર્થાત્ બીજી ભાષાઓ કરતાં સંસ્કૃત ભાષાનો દરજ્જો સાચવે એવી આ ગૂજરાતી ભાષા છે. પ્રેમીતણી—ગૂજરાતી ભાષા ઉપર પ્રેમ રાખનારની. પ્રેમી શબ્દવડે પ્રેમાનંદના નામનું સૂચન કર્યું છે માટે **મુદ્રાલંકાર.** ગૂજરાતી ભાષાના ઉત્કર્ષનું શુભકથન કર્યુંછે માટે નિર્વહણસંધિનું **પ્રશસ્તિ** નામે અંગ વર્ણાયું છે.

42301